# શાહજાદો ખુશરૂ.

રજપૂત અને મોગલ
જમાનાની અતિ
રસિક સચિત્ર વાર્તા.



મુળ લેખક:

શ્રીયૂત હરીસાધન મુખોપાધ્યાય.



અનુવાદક:

હરખજી મુલજી વ્યાસ.



કિંમત રૂ. ૨-૮-૦



પ્રકાશક: શિવજી દેશાઇ એન્ડ કુંપની.

નાથાની બીલ્ડીંગ, મસજીદ બંદર રોડ, મુંબઇ, નં. ૩.






ચિત્રકારઃ ] [ રા. અ. મ. માલી.

દુર્જય ચાંદનીમાં, પુણિંમાના પ્રેમપૂર્ણ મુખ સામે તાકી રહ્યો. તેને લાગ્યું કે જાણે તે સુંદર બની છે. પૂણિંમાના મલીન મુખ ઉપર જાણે અપૂર્વ જ્યોતિ જાગી નીકળી છે. તેનાં સૌમ્ય નેત્રોમાંથી જાણે કંઇ ઉજ્જવળ પ્રભા પ્રસરી રહી છે.

# શાહજાદો ખુશરૂ

[શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયના બંગાળી ઉપરથી.]

રાજપુત અને મોગલ જમાનાની રસિક વાર્તા.

લખનાર :

રા. **હરખજી મુલજી વ્યાસ.**

**ચિત્રકાર: રા. અનંત મલ્હાર માલી.**

## પહેલો પરિચ્છેદ.

"દુર્જયસિંહ?"

"જી હજૂર શાહજાદા!"

"ચૂપ, ચૂપ!! 'શાહજાદા' એમ બોલતો નહિ. એ ગુફાના પત્થરોનેય કાન હોય છે, તેનેએ ચેતના પહોંચે છે. અને એ વાત પણ ધ્યાનમાં રાખજે, કે છુપાયલા દુશ્મનોની શ્રવણશકતી ઘણી તીવ્ર હોય છે."

"સમજ્યો, પરંતુ જનાબેઆલીનો શો હુકમ છે?"

"દુર્જય! મ્યાનમાંથી તલવાર બહાર કાઢ."

"કાઢી, જનાબ."

"એ તલવાર ઉપાડી કસમ ખા."

"પરંતુ શી બાબત, તે આગળ જાણવું જોઇએ, સાહેબ."

"કેમ? તું તો પ્રથમથીજ સોગંદ લઇ બંધાયલો છે, કે કોઇ સવાલ કર્યા વિનાજ મારા ફરમાનને તાબે થવું."

"એ વચનનું પાલન જ્યાં સર્વ મોઘમ હોય, એવે પ્રસંગે થવું અસંભવ છે."

"કેમ?"

"હજું આપના મનની વાત બરાબર સમજી શકતો નથી. અત્યાર સુધી કંઇક બીજુંજ ધારતો હતો, પરંતુ હવે—"

"ત્યારે તો હવે મારા મનનો સંકલ્પ સમજ્યો જણાય છે, દુર્જય!"

"હા, જનાબ."

"શું? કહે ત્યારે."

"મહારાજ માનસિંહનું ખુન કરવું એજ આપણો સંકલ્પ હોવો જોઇએ."

"બરાબર તે જ."

"પરંતુ પહેલાં તો, મારા ધારવા પ્રમાણે શાહજાદા સલીમપર આપનું લક્ષ હતું."

"હતું ખરૂં, પરંતુ હમણાં નથી. દુર્જય! મારી માદર જોધબાઇએ મને સમજણ પાડી કે ફરજંદોનું જન્નત તેમના વાલિદ–પિતા છે. માટે વાલિદની સામે થઇ ગુન્હા અને કલંકનું કાજળ લગાડતો નહિ. તે ગુન્હા, તે કલંક અતિ ભયંકર, જુગના જુગો પર્યંત એ કંલકની કહાણી લોહીને હરફે લખાઇ રહેશે. આથી મેં વાલિદના ખૂનના કસદ કે ખ્યાલનો તર્ક કર્યો છે."

"ત્યારે મામાના ખૂનનું પાપ?"

"બાબાના ખૂનના કલંકિત પાપને મુકાબલે એ બિસાત વિનાનું છે."

"આવી વાત મહારાજ માનસિંહના ભાણેજને યોગ્ય તો નથીજ."

"લાયક નાલાયકનો વિચાર કરનાર તું નથી, હમણા માત્ર હું એટલુંજ જાણવા માગું છું, કે તું મારૂં ફરમાન ઉઠાવવા તૈયાર છે કે નહિ? આ કામના બદલા તરીકે તને દશ હજાર અશરફી મળશે."

"દશ હજાર તો શું? પણ લાખેએ નહિ, મોગલોના શહેનશાહતને બદલેએ નહિ, જાણ્યું શાહજાદા? હું રાજા માનસિંહનો વિશ્વાસુ, નિમકહલાલ, ગુલામનોએ ગુલામ છું. મહારાજ માનસિંહે ઘણી વાર આ કમીનાને જાન બક્ષી છે. અંબરના શાહી ખાનદાનના

નમકથી આ બદન બન્યું છે. વળી ખુફિયા-ગુમ હત્યા કરવી એ નામર્દ બાયલાનું કામ છે, નીચનું કામ છે. રાજપુત વીર, ધનને બદલે એવું પિશાચી કામ કરવા નહિ લલચાય."

"શાહજાદા સલીમનું ખૂન કરવા તો તું તૈયાર હતો?"

"ત્હેનું કારણ છે."

"શું કારણ જણાવી શકે છે દુર્જય?"

"એક વાર આગરાના શાહી મહેલમાં એક સાધારણ ભૂલને માટે સુલતાન સલીમે મારૂં અતિ અપમાન કર્યું હતું. હું રાજપુત! એ અપમાનનો બદલો હજુ વળી શકાયો નથી."

"બસ ચૂપ કર, વધારે સાંભળવા ઇચ્છતો નથી. જો મારા ફરમાનને માન આપતો હો તો ઠીક; નહિતર અત્યારથી તું દુશ્મન છે."

"જો એમજ દુશ્મન ગણતા હો, તો દુશ્મન."

"તુંને અહીંથી જીવતો ફરવા દઇશ નહિ. આ નાનકડી ગુફા આજ તારા ખૂનથી રંગાશે. દુર્જય! તારી તલવાર આ પળેજ શરણે કર; ન કરે તો મોતને માટે તૈયાર થા."

"મોત! ઓહ મોત!! એ તો રાજપુતોને મન રમત માત્ર છે, શાહજાદા! હું મોતને માટે તૈયાર છું. પરંતુ બદનમાં જાન છે, ત્યાં સુધી તલવાર શરણે નહિ કરૂં."

"કેમ?"

"આ તલવાર રાજા માનસિંહે પોતે બહાદુરીના બદલા તરીકે આપી છે."

"એમ છે, તો મોતને માટે તૈયાર થા. પરંતુ ખુદાની દુહાઇ છે તને. એક વાર વિચારી જો."

"હું પણ ભગવાન એકલિંગની દુહાઇ આપી કહું છું કે વિચારવાનો વખત હોય તોપણ હું તમારૂં ફરમાન ઉઠાવવા સંમત નથી."

"ત્યારે મરવાને તૈયાર છે?"

"છું."

મ્યાનમાંથી ભયંકર સર્પણી જેવી ઉજ્જવળ તલવાર ખેંચી દુર્જય દર્પિત ભાવે પોતાના હરીફની સામે આવી ઉભો રહ્યો. ગુફાની અંદરના દીપકના પ્રકાશથી તીક્ષ્ણ ધારવાળી તલવારો ઝળકી રહી. જાણે એ વીજળીના ઝળકારા તે અંધકારમય ગુફામાં આમ તેમ ઘુમે છે.

પછી બંને જણ ખુલ્લી તલવારે ગુફાની બહાર એક નાના ચોગાનમાં આવ્યા. તે કંઇક વિરલ પ્રકાશવાળા અંધકારમય સાંકડા આંગણામાં બંને વીરો વચ્ચે મહાયુદ્ધ શરૂ થયું. તલવારોના ઘષણથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. એકાએક દુર્જયસિંહની તલવાર ભાંગી ગઇ. હાય, દુર્જય!

દુર્જયસિંહનો હરીફ બીજો કોઇજ નહિં પણ ખુદ શાહજાદો ખુશરૂ હતો. શા કારણે બંને વચ્ચે દુશ્મની જામી તેનો પાઠકવર્ગને પહેલાંથીજ આભાસ થયો છે.

દુર્જયની તલવારના બે ટુકડા થતા જોઇ, ખુશરૂએ તેના સામે વળતો ઘા કરવાને પોતાની તલવાર ઉંચકી.

ખાલી હાથે, છાતી કાઢી આગળ વધતાં હસીને દુર્જયે કહ્યું: "શાહજાદા! મોત એ રાજપુત માટે મોટી વાત નથી. પરંતુ—"

તલવાર નીચી નમાવતાં કંઇક ધીરા અવાજે ખુશરૂ બોલ્યો: "પરંતુ શું?"

દુર્જય કઠોર બેદરકારી સહિત બોલ્યો: "જે દીલ્હીના તખ્તનો ઉમેદવાર, જે હિંદુસ્તાનનો ભવિષ્યનો શહેનશાહ તેના અંતઃકરણમાં આટલી બધી નીચતા?"

"ખબરદાર! નીચતા કયાં જોઇ?"

"મારી તલવારના ટુકડા થઇ ગયા છે. આ નસોમાં રાજપુતનું લોહી વહે છે. મોગલ બહાદુરોની હરહંમેશની શુજાઅત-બહાદુરી કયાં છે-શાહજાદા! હથિયાર વિનાના દુશ્મનને હથિયાર આપ."

"જાણ્યું. તું મોતથી ડરે છે. વાતોનાં ઓથાં તળે તું મને ભૂલાવવા ઇચ્છે છે. તને જીવતો જવા દેવાથી મારૂં સર્વ કંઇ નાશ પામશે. તને પૂરો જાણ્યા વિનાજ મેં તારો વિશ્વાસ કર્યો હતો. મારો તે ભ્રમ હવે ભાંગ્યો છે. તને કતલ ન કરૂં તો આજની બીના ઉઘાડી પડી જાય. તારી તલવાર ભાંગી ગઇ છે. તો હવે તને ફરી સબળ થવાનો અવશર આપીશ નહિ."

વધારે કશું નહિ બોલતાં શાહજાદા ખુશરૂએ પોતાની તીક્ષ્ણ તલવાર ફરી તોળી. અને તે જ સમયે એક પરમ સુંદર સ્ત્રી, તે સ્થાને ધસી આવી. શાહજાદાનો પોંચો ત્હેણે બળપૂર્વક ચાંપી રાખ્યો. તે સ્ત્રીની શક્તિથી શાહજાદો અધીરો થઇ ગયો. તે મનમાં બબડયો "નાઝનીન! તારા ફુલોથી એ કોમળ, હુસ્ન-



વીસમી સદી]  [ચિત્રકારઃ રા. અનંત મ. માળી.

**શાહજાદા ખુશરૂ.**

એક પરમ સુંદર સ્ત્રી તે સ્થાને ધસી આવી: તેણે શાહજાદાનો હાથ બળપુર્વક ચાંપી રાખ્યો.

સૌંદર્યભર્યા હાથોમાં આ કેવી ઝાલિમ શક્તિ ?" ખરેખર તે નાઝનીનના કુવ્વતથી ખુશરૂની તેજસ્વી તલવાર તેના હાથમાંથી ખડંગ કરતી નીચે પડી ગઇ.

તરતજ તે અસીમ સૌંદર્યવતી સ્ત્રીએ પડેલી તલવાર વીજળી વેગે ઉપાડી લઇ, દુર્જય સામે ધરી. અને વિકટ હાસ્ય હસતાં બોલી: "દુર્જય ? હવે તારો વારો છે. એ તેજ તલવારથી આ શાહી ખાનદાનના કલંકનું મસ્તક હમણુંજ ધડથી જુદુ કરી દે. મોગલોની મસનદ—ગાદી—ના હરીફ દૂર થાઓ."

ખુશરૂએ તે સ્ત્રીના બાહુની શક્તિનો આશ્ચર્યભર્યો અનુભવ કર્યો હતો. વળી તેના અતુલનીય રૂપના દર્શનથી મોહિત થવાથી તેની હિંસકવૃત્તિનો તેણે ત્યાગ કર્યો.

કેવાં સુંદર કાળાં, તારલા જેવાં તેનાં નયનો ! કેવી સુંદર સર્પ જેવી વક્ર, કાળી ભમરો ! કેવી તીવ્ર તેજવ્યંજક નજર—નિગાહ અને તેજ નિગાહમાં કેટલો તિરસ્કાર ! કેટલી સખ્તી ! કેટલી બેદરકારી ! કેટલી ખુદનુમાઇ—આત્મવિશ્વાસ ! સાથે કોમળ કમળ જેવા, ફુલ સરસા હાથોમાં કેવું જંગી કુવ્વત !

શાહજાદો ખુશરૂ અજાયબ ચિત્તે, પલકહીન નેત્રે, એકી ટશે તે અનીંદ્ય રૂપ જોવા લાગ્યો. આંખોની પલકે પલકે તે તે સ્ત્રીના અખૂટ રૂપભંડાર જોઇ મુગ્ધ થઈ ગયો. તે મધુરી હુર જેવી કાન્તિની મીઠી જ્યોતિમાં આત્મભાન ભુલી ગયો. તે શયતાનના અંધકારમય રાજ્યમાંથી જાણે બહેસ્તના ઉજ્જવલ પ્રકાશમય, સુખમય રાજ્યમાં આવી પહોંચ્યો. અજાયબીભર્યા અવાજે તેણે સવાલ કર્યો: "નાઝનીન, તમે કોણ ?"

## બીજો પરિચ્છેદ.

આગ લાગી ચુકી છે જાણી તે નાઝનીને વીજળીની ચપળતા ધારણ કરી, લાલી યુકત ઓષ્ઠપર મૃદુ હાંસી લાવી ધીર ભાવે કહ્યું: "હું કોણ ? હું એક રાજપુત્ર ઓરત છું."

શાહજાદો કંઇક અસંતુષ્ટ ભાવે બોલ્યો: "તે તો, તમારા સુકોમળ હાથની શક્તિ ઉપરથીજ જણાઇ ગયું હતું. પરંતુ આ દુર્જયસિંહના જીવનની ખાતર તમારો આવડો આગ્રહ કેમ નાઝનીન !"

"કેમ ? સાંભળવું છે શાહજાદા ? એ દુર્જયસિંહ મારૂં સર્વસ્વ, મારા જીવનના આધાર, પ્રાણના પ્રાણ, હૃદયે શોણીત, ધમનીઓનું સ્પંદન અને મારા હૃદય આકાશનો કલંકરહિત ચંદ્ર. હજી વધારે કંઇ સાંભળવું છે શાહજાદા ?"

"નહિ, સર્વ જાણ્યું. તમારા એ હુસ્ને ખુદાદદ—દેવીદુર્લભ સૌંદર્યના બળે, હું દુર્જયને માફ કરૂં છું."

આ સાંભળીને ઘવાયલા વાઘની પેઠે વીર ગર્જના કરી દુર્જય બોલ્યો: "પૂર્ણિમા, તું અહીં શા માટે આવી ? અહીંથી ચાલી જા."

તે સ્ત્રી દ્રઢ સ્વરે બોલી : "તમે મારા નાથ, તમે મારા દેવતા, તમે મારૂં સર્વ કંઇ છો, તમેજ જ્યારે આજ્ઞા કરો છો, તો ચાલી જાઉં છું. પરંતુ આ શાહજાદો ખુશરૂ શયતાન ? એ શયતાનને હાથે મારા જીવનના નાથને અસહાય અવસ્થામાં નાશ પામવા નહિં દઉં."

દુર્જયની ભાંગેલી તલવાર ઉંચકી લઇ તે રાજપુત રમણી ભયંકર ક્રોધથી ભૈરવ ગર્જના કરી બોલી: "શાહજાદા !"

ખુશરૂ હજુએ એ અવર્ણનીય રૂપપ્રભામાં અંજાઇ રહ્યો હતો.

તે આશ્ચર્યમાં લીન થઇ, પલકહીન નજરે હજુએ એ દેવીઓને પણ દુર્લભ એવો રૂપભંડાર એક ચિત્તે જોઇ રહ્યો હતો. જોતાં જોતાં વિચારતો હતો: "દુર્જય ! શાબાશ છે, કે આવી હસીન પરીની તું મહોબ્બત મેળવી શક્યો છે."

રમણીએ ખુશરૂને ધ્યાનમગ્ન જોઇ કહ્યું: "શાહજાદા ! આપની તલવાર લઇ લ્યો. તૈયાર થાઓ. હું રાજપુત સ્ત્રી છું. મારા સ્વામીનું કલંક હુંજ ફેડીશ. મારી આ ભયંકર છુરી તમારા હૃદયના લોહીથી તૃપ્ત થશે." આમ કહી પૂર્ણિમાએ પોતાનાં વસ્ત્રોમાંથી એક તીક્ષ્ણ ધારવાળી છુરી બહાર કાઢી.

ખુશરૂ મોટા સંકટમાં પડયો. અહો ! આવા સૌન્દર્યની દેવીનું આ નાશકારક શસ્ત્ર પણ કેવું સુખકર, કેવું સુંદર છે !

ખુશરૂ હસતે મોઢે બોલ્યો: 'નાઝનીન ! મેં તમારી આગળ એમજ હાર કબુલી છે. આ હું આવ્યો."

એ સમયે દુર્જયસિંહ એકાએક શાહજાદા સામે આવી રસ્તો રોકી બોલ્યો: "જશો કયાં શાહજાદા ? આજ આ નિર્જન ગુફાનું આંગણું ઇનસાનના લોહીની તરસ છિપાવવા

પોતાનું સંગીન મુખ વિકાસી રહ્યું છે. પ્રથમ એ રૂધિરતરસ્યા સ્થાનની તરસ છીપાવા દે. મારી ભાંગેલી તલવારજ મારે માટે પુરતી છે. પૂર્ણિમા! જાઓ. રાજપુત વીરોના નામને અયોગ્ય રીતે કલંક લગાડશો નહિ. જો ખરેખર મને સ્વામી ગણી પૂજતી હો, તો મારી નિષ્કલંકી કીર્તિને તારા પ્રેમ કરતાં કીંમતી ગણજે. અને હમણાંજ અહીંથી ચાલી જા."

દુર્જયના અતિ બાહુબળનો ખ્યાલ પૂર્ણિમાને ન્હોતો એમ નહિ તેથી તેણે વધારે વાક્યવ્યય કર્યો નહિ. હંસીની પેઠે ધીર ગંભીર પગલે તે ગુફાના આંગણામાંથી ચાલી ગઇ. દુર્જય મનમાં બોલ્યો: "જાઓ દેવી! આટલા દિવસો તેને તિરસ્કાર અને બેદરકારીની નજરથી જોઇ છે. અતિ કમનસીબ હું, ત્હારા આત્માની મોટાઇ સમજી શકયો નહિ. જાઓ સુચરિતે! આજ જો શાહજાદા ખુશરૂની સમશેરથી આ વિશાળ દેહનું રક્ષણ કરી શકું તો સમજજે એ હવે તારૂં જ છે."

બિચારો શાહજાદો ખુશરૂ! તે રૂપના અંબારમાં અંજાઇ ગયો હતો. બાદશાહી રંગ મહેલમાં રૂપવતી સ્ત્રીઓનો ટોટો હતો. પરંતુ ત્યાં જેઓ હતી, તેઓ એની તુલનામાં કંઈ હિસાબમાં ન્હોતી. તે કાંતિમતી, રૂપવતી, તેજવતી, ગર્વીણી સ્ત્રીનું નામ પૂર્ણિમા રાખનારને ધન્ય છે? વાદળને ખોળે રમતી, પૂર્ણ પ્રકાશીત ચમકતી વીજળીના પ્રભાવે જાણે આની પાસે મલીન જણાયો.

ખુશરૂ અવાચક થઇ ગયો હતો. દુર્જયની પણ તે જ સ્થિતિ હતી. કોઇને મુખે ઉચ્ચાર ન્હોતો. બંને એ એકજ વિચાર કરતા હતા. પરંતુ ગતિ અને રીત બંનેની ભિન્ન ભિન્ન હતી. એમજ કંઇક વખત વીતી ગયો.

રાતનો બીજો પ્હોર પુરો થવા આવ્યો હતો. જે મશાલના અજવાળાથી ગુફાનું આંગણું અત્યાર સુધી અજવાળાઇ રહ્યું હતું, તે પણ ધીમે ધીમે ક્ષિણ થતી જતી હતી. ભૂખ્યો અગ્નિ તેના તેલ-રસનું પ્રચંડ વેગે શોષણ કર્યે જતો હતો એટલે તે નીભેએ શી રીતે? મરણ કાંઠે પહોંચેલા રોગીના મુખની પેઠે, તે મશાલનું તેજએ ક્રમે ક્રમે પ્રકાશહીન થવા લાગ્યું હતું.

સહસા મોનભંગ કરી કઠોર અવાજે દુર્જય બોલ્યો: "શાહજાદા!"

શાહજાદાનું ચિત્ત કોઇ અજાણ્યા સ્વપ્નરાજયમાં પ્રવેશ કરી કોઇ અવ્યક્ત સુખના ઉલ્લાસમાં, પુરમાં તણાતાં જતાં ઘાસનાં તરણાંની પેઠે આમ તેમ ઘુમરી ફર્યા કરતું હતું. દુર્જયસિંહના લલકારથી તેના નિમગ્ન ચિત્તમાં પાછો જ્ઞાન સંચાર થયો, સ્વપ્નનો મોહ ભાંગી ગયો.

ખુશરૂ બોલ્યો: "કેમ દુર્જય ?"

"મધ્ય રાત થઇ ગઇ છે. આપણા બે વચ્ચે એક નિર્ણય જલદી થઇ જવો જોઇએ. તે વાત શું ભૂલી ગયા શાહજાદા?"

"શાનો નિર્ણય, દુર્જય?"

"આપે રાજપુતની સમશેર ભાંગી છે. હું તેનો બદલો લેવાની રાહ જોઇ રહ્યો છું."

"જે પેલી રૂપવતી પૂર્ણિમાનું પ્રેમપાત્ર, જે તેનું હૃદયરત્ન તેની છાતી વિદારવાને ખુશરૂની તીખી સમશેર તૈયાર થઇ નથી."

"એવી વાતો સાંભળવા હું ઇચ્છતો નથી. આ પત્થરની ખોનેએ કાન છે. દુર્જય તેના પરાજ્યનું કલંક ફેડવા ચાહે છે."

"તું તો પરાજીત થયો નથી દુર્જય ?"

"પરંતુ આપ મુસલમાને રાજપુતનું શસ્ત્ર ભાગ્યું છે."

"એમાં કંઇ નવાઇ નથી, દુજર્ય. મારા અબ્બાના બાબા અકબરે રાજપુત શ્રેષ્ટ રાણા પ્રતાપની તલવારનું ગૌરવ ઠંડુંગાર કરી નાખ્યું છે."

"ના—શાહજાદા, તે વાત બરાબર નથી. માત્ર મોગલોની ઉડાડેલી છે ખરી. આપના દાદા અકબર નહિ, પરંતુ મારા પ્રભુ મહારાજ માનસિંહે રાજપુત થઇ રાજપુતની તલવારનું માન મુંકાવયું છે. એજ તેને માથે કાળો ડાઘ છે. તેનો સેવક હોવા છતાં, તેટલાં ખાતર તેની નિન્દા કરવાને હું તૈયાર છું."

"નહિ—દુર્જય, તારી સમજમાં ભૂલ છે. જોકે હું મારા બાબાનો કમનસીબ બેટો છું, જો કે હું બાબા તરફ બેઇમાન છું, તોપણ ખાનદાનની જાહોજલાલી ભૂલી શકતો નથી. મારા બાબા સુલતાન સલીમ—"

"એ નવી તકરારનુંએ નિરાકરણ આપણે કરી લઇએ. આપનું કહેવું છે કે, આપના પિતા સુલતાન સલીમે પ્રતાપનો ગર્વ ઉતાર્યો. પરંતુ હું કહું છું, મારા મહેરબાન રાજા માનસિંહે તે કરી રાજપુતોની તલવારોનો મહિમા વધાર્યો છે. એ કલંકિત કીર્તિ માનસિંહની. સલીમની નહિ."

ખુશરૂ દુર્જયના આવાં વ્યંગ્યવાળા વચનોથી ઉશ્કેરાઇ મ્યાનમાંથી તલવાર ખેંચી બોલ્યો : "દુર્જય ખબરદાર! મારા બહાદુર બાબાનું અપમાન કરતો અટકજે. જે તેને નામે અપમાન લગાડે તે મોતને લાયક છે."

"દુર્જયે મુશ્કેરાતાં કહ્યું: "શાહજાદા, પિતૃભક્તિ તો પ્રશંસાને પાત્ર છે. પરંતુ—"

કહેવાતું વાકય પુરૂં થાય, તે પહેલાં પાછળથી કોઇએ કઠોર સ્વરે ધ્વનિ કર્યો : "હાય! કમનસીબ ખુશરૂ. અરે! અભિમાની દુર્જય!"

## ત્રીજો પરિચ્છેદ.

તે ચેતનાહીન, શબ્દહીન પત્થરોથી ઘેરાયલી ગુફાએ આવનારના એ શબ્દો ઉંચકી લઇ, ફરી ભયંકર શબ્દે પડઘો પાડયો : "હાય! કમ્બખ્ત ખુશરૂ!"

તે ઝાંખી બુઝાઇ જતી મશાલ જાણે હાંસી કરતી હોય તેમ એક વાર પ્રકાશી ઉઠી. અને તરતજ ક્ષિણતેજ થઇ તે સ્થળને વધારે અંધકારમય બનાવી દીધું.

ઝાંખા અજવાળામાં એ અચળ ગુફા જાણે મુખ પ્હોળું કરી ખુશરૂને ગળી જવા આવી. અંધકારથી વીંટળાયલા પ્રચંડ શરીરવાળા આવનારના કંઠમાંથી નીકળેલો અવાજ ખુશરૂને કાને વજ્રનાદથીએ ભયંકર અવાજે અથડાવા લાગ્યો. તે તિરસ્કારપૂર્ણ વાકય જેના મુખમાંથી નીકળ્યું હતું તેને ખુશરૂ સાંભળતાંજ પામી ગયો હતો.

ભારતનો ભાવિસમ્રાટ્, પિતૃદ્રોહી ખુશરૂ, મંત્રમુગ્ધની પેઠે નિશ્ચલ, નિસ્તબ્ધ થઇ ગયો. જાણે તેની જીવનશક્તિ નાશ પામી. ખુશરૂ એકી ટશે, ફાટી આંખે તે આવનારની સામે જોઇ રહ્યો છે. મ્હોંએ શબ્દ નથી. વીસ્મયનાં ઘનઅંધકારમાં તેની તે સુંદર કાંતિ જાણે શબની પેઠે મલીન થઇ પડી. તે મહાબાહુ માણસે સામે આવી બુમ પાડી "ખુશરૂ!"

તે બોલાવવાનો જવાબ નથી. ખુશરૂ નિર્વાક્, પ્રલયકાળની મેઘ ગર્જના જેવા ગંભીર અવાજથી, જેનું વીર હૃદય પણ વાયુથી હાલતાં પાંદડાંની પેઠે કંપે છે અને ધીમે ધીમે ધડકે છે.

તે આવનારે ફરીથી હાંસીપૂર્ણ કઠોર અવાજે કહ્યું: "શાહજાદા ખુશરૂ! તું અકબરશાહનો લાયક વારસ છે. શા માટે મારા મોતની વ્યવસ્થા કરી નાંખતો નથી? અરે કમ્બખ્ત? તારા ખાતર મારૂં સર્વસ્વ ખોવાને હું તૈયાર છું. ઐશ્વર્ય, પદવી, માન, સત્તા સર્વનું બળીદાન આપવા તૈયાર છું. પરંતુ એ બધા આ-મભોગનો બદલો આપવા માટે તું મ્હારા હૃદયનું શોણિતલોહી ચાહે છેના, બેટા! આ વિશાળ હૃદયના ઉષ્ણ લોહીથી, આ પસ્તાવાના તાપથી બળતા જીવનથી, જો ત્હારી ઇષ્ટ સિધ્ધી થતી હોય, ત્હારો સ્વાર્થ સંધાતો હોય તો તેમજ કર. યાદ રાખજે, આ હૃદયમાં જે ઉષ્ણ લોહીનો પ્રવાહ વહી રહ્યો છે, તે ત્હારીજ ખાતર છે."

આવનાર ગુફાના મુખ આગળ હસતે મ્હોડે ઉભો રહી તેની વિશાળ છાતી તરફ અંગુલી નિર્દેષ કરી કઠોર મશ્કરીભર્યા અવાજે ફરી બોલ્યો: "ખુશરૂ, ત્હારા કલ્યાણનો યત્ન કરતાં, મેં શહેનશાહ અકબરની ખફગી વ્હોરી છે. ત્હારા પિતા સુલતાન સલીમની 'આંખનું કણું' થયો છું. અને તો પણ તું મારા લોહીનો તરસ્યો છે! આ હૃદયની શોણિત ધારાથી જો ત્હારૂં પ્રયોજન સિદ્ધ થતું હોય—ભારતવિજયી માનસિંહ ત્હેની વિશાળ છાતી પ્રસારી કહે છે—આવ શાહજાદા ખુશરૂ ત્હારી આશા પૂર્ણ કર. ત્હારા પ્રયોજન યજ્ઞની પૂર્ણાહુતિ કર."

ખુશરૂ મહારાજા માનસિંહના કઠોર હાસ્યમય, જવાળામય વાકયના મર્મે મર્મે કંપી ઉઠ્યો. તેની જીંદગીમાં પૂર્વે આવી કઠણ કસોટીનો સમય કદી તેણે અનુભવ્યો ન્હોતો.

માનસિંહ ફરી ગંભીર સ્વરે બોલ્યો: "ખુશરૂ, મ્હારા પ્રાણ! આવ, ત્હારૂં ઇચ્છીત સાધી લે. આ હૃદયમાંના લોહીથી યદિ અકબરશાહનું અમૂલ્ય તખ્ત ત્હારા અખ્તીયારમાં આવતું હોય, તો આ પ્રાણનું દાન આપવાને હું હમણાંજ તૈયાર છું! ત્હારી માતાને મેં આ હાથે પાળી–રમાડી ઉછેરી છે. ત્હેની પાસે ભગવાન એકલિંગનું નામ દઇ મહાકાળેશ્વરનું નિર્માલ્ય સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી જીવીત હશે, ત્યાં સુધી ત્હારૂં ઈષ્ટ સાધન કરીશ, ત્હારા સ્વાર્થનું રક્ષણ કરીશ. પોતાના લાભને લાત મારી ત્હારૂં હિત સંભાળીશ. કેમ બેટા? શું જોઇ રહ્યો છે? આ લે મારી તલવાર."

માનસિંહે મ્યાનમાંથી મણિજડિત તલવાર ખેંચી કાઢી કહ્યું: "આ સમશેર, જેની

તીક્ષ્ણ ધારે હમણાંજ વીજળી ચમકી ઉઠી, તે ત્હારા પિતામહ અકબરે સ્વહસ્તે ચિતોડજયના સ્મરણાર્થે મને ધારણ કરાવી હતી. બેટા! આજ સમજાયો કે મેં રાજપુત હોવા છતાં, ચિતોડનો નાશ કરી રાજપુતોનો સર્વનાશ કર્યો છે. જે સમશેર આજ સુધી હું કલંકના બોજા રૂપે વહ્યા કરતો હતો, મારા મ્યાનમાં પડેલી, મારી ઇચ્છાને આધીન તે તલવાર આજ ત્હારા હાથમાં સોંપી દઉં છું. જે કામને માટે હું પોતે તૈયાર છું, તેને માટે દુર્જયની સહાયતાની શી જરૂર, ખુશરૂ?"

દુર્જય પણ આશ્ચર્યચકિત થઇ, સ્થિર ભાવે માનસિંહની જવાળામયી મર્મવાણી સાંભળતો હતો. પોતાનો માલિક માનસિંહ ઉશ્કેરાઇ આત્મરક્ષણનો છેલ્લો ઉપાય પણ નષ્ટ કરે છે, એમ જાણી તે ઉતાવળે આગળ આવી બોલ્યો: "આ શું કરો છો, મહારાજ! આપની તલવાર છોડશો નહિ."

માનસિંહ ગુસ્સાના આવેશમાં લાલ આંખો કરી દુર્જય તરફ જોઇ બોલ્યો: "સાવધાન! દુર્જય! તું એક હુકમ તામીલ કરનારથી વધારે નથી. ધ્યાન રાખ તું હજુએ મારા હુકમને આધીન છે. જો કે તું મારો ભાણેજ છે, મારી બ્હેનના જીવનરૂપ છે, છતાં તું શાહજાદા સામે થયો હતો. તેના જીવને જોખમમાં નાખવા તૈયાર થયો હતો. નરાધમ! હમણાંજ ગુફા છોડી જા. નહિ તો જે ખુશરૂથી શકય ન હતું, તે હુંજ કરી નાખીશ. ગુપ્ત રીતે મેં બધું જાણ્યું છે."

દુર્જયસિંહ, આમ તિરસ્કારપાત્ર થઇ મલીન મુખે, કંપીત હૃદયે, વિના શબ્દે ત્યાંથી ચાલ્યો ગયો. જતાં જતાં મનમાં બબડયો: "મહારાજ! આ સેવક આપનો હિતેચ્છુ ગુલામ જ છે, તેથી વધારે કંઇજ નથી. આટલા દિવસો મેં આપની સમશેરના પરાક્રમોજ જોયાં હતાં. હમણાં જોઉં છું, સ્નેહબળમાંએ આપ અદ્વિતીય છો. સમજાયો, આપના એ પાષાણ હૃદયમાં સ્નેહ અને મમત્વનો પણ કંઇ અભાવ નથી. તેમ ન હોય તો, જે ખુશરૂ આપના પ્રાણ લેવાને કાવતરું કરતો હતો તેનો બધો ગુનાહ માફ કરી તેના ઉપર આટલી મહેરબાની કયાંથી કરો? પરંતુ આપ એટલું ન જાણી શકયા. જાણવાની ચેષ્ટાએ ન કરી પ્રભુ. આપનો આ ગુલામ, આપની દયા, વણમાગી મહેરબાનીની સામાન્ય કૃતજ્ઞતા દેખાડવાને માટે આપનાં ગુપ્ત ખુનમાંથી આપનો કીંમતી જાન બચાવવા શાહજાદા સામે થયો હતો."

મંત્રમુગ્ધ નાગની પેઠે દુર્જય મને મને એ બધી વાતો ગણગણતો ગણગણતો, ઉતરે મુખે, ક્ષુબ્ધ હૃદયે તે ગુફા છોડી ગયો.

શાહજાદો ખુશરૂ, તે હતભાગ્ય રાજપુત્ર, સુલતાન સલીમનો પુત્ર, શહેનશાહ અકબરનો પૌત્ર આ અદ્‌ભુત ઘટના જોઇ સ્તબ્ધ નિ:શબ્દ થઇ ગયો. કંપતા વ્યાકુળ હૃદયે માનસિંહના કડક કટાક્ષની જવાળા સહન કરતો ઉભો હતો. અતિ દુ:ખદ પસ્તાવાના દાવાનળથી ત્હેનું હૃદય બળ્યા કરતું હતું. ખુશરૂનાં વિશાળ ચક્ષુએ અફસોસીના આંસુથી ભરાઇ ગયાં હતાં. ત્હેના અંત:કરણમાં ભયંકર તોફાન ચાલી રહ્યું હતું. તે પ્રબળ તોફાનમાં તેના ભુતકાળના સંકલ્પો, દુરાશા, નિરાશા કૃતઘ્નતા બધુંએ કોણ જાણે કયાં ઉડી ગયું. શેષ રહી કેવળ વૃષ્ટિ. તે વૃષ્ટિ અવીચ્છીન્ન ધારાએ પડવા લાગી. ખુશરૂની આંખોમાંથી વહેતા ઉષ્ણ આંસુઓની ધારાએ માનસિંહના હસ્તનો સ્પર્શ કર્યો.

માનસિંહે જાણ્યું કે ખુશરૂનું અંત:કરણ અફસોસના અગ્નિના જવાળાઓથી બળી રહ્યું છે. અને તેમાં વૈરને બદલે પસ્તાવો અને પ્રેમ જાગી ઉઠયા છે. દાનને પણ પ્રતિદાન હોય છે. માટે તેણે ખુશરૂને પોતાની છાતી સરસો ચાંપ્યો. ખુશરૂ મામાના તે સ્નેહમય ખેંચાણથી, ઉદારતાપૂર્ણ આવકારથી, તે દૈવી ક્ષમાથી, તેની તુલના ન થઇ શકે એવી ઉદારતાથી મોહિત થઇ, પોતાની શોચનીય હાલત જાણી જઇ, ભૂમિ ઉપર ધુંટણ મંડીએ પડી, માનસિંહના વસ્ત્રના છેડાને ચુંબન કરી રૂંધાતા કંઠે બોલ્યો: "મહારાજ! મને માફ કરો. હું તમામ ખતાદાર છું. ગર્વભરી રાજપુત માતાની ગોદને કલંકરૂપ છું."

માનસિંહે સ્નેહપૂર્વક ત્હેના બંને હાથો પકડી, ધીર ગંભીર સ્વરે કહ્યું: "હાય! હતભાગ્ય રાજકુમાર! હજી પણ તું તારૂં ભવિષ્ય પારખી શકતો નથી? ત્હારૂં અદષ્ટરૂપી આકાશ ઘનઘોર કાળાં વાદળથી વિંટળાયલું છે. એ જાણવા છતાંએ નકારે છે? તું શું સમજે ખુશરૂ? આ હૃદયમાં ત્હારે માટે કેટલો સ્નેહ, કેટલી આશા છે તે શી રીતે તને સમજાવું ખુશરૂ! મોગલ દરબારના ભયંકર કાવત્રામાંથી હું તારી કેવાં કૌશલ્યથી રક્ષા કરતો આવ્યો છું! જે માનસિંહ, ત્હેની ભગિનીના મુખ સામે જોઇ, ત્હારી ખાતર,



 [ચિત્રકાર: રા. અનંત મ. માલી.

**શાહજાદા ખુશરૂ.**

ખુશરૂએ જોયું કે ચાંદનીમાં પ્રકાશી રહેલા મહેલની એક આરસપહાણની સીડી ઉપર સ્નેહમયી માતાની મૂર્તિ ઉભી છે.

ત્હેનાં સકલ સ્વાર્થો, સકલ સન્માન, સકલ ઐશ્વર્યને તિલાંજલી આપવા તૈયાર છે, જે ત્હારી ખાતર પોતાના જીવનનું પણ સમર્પણ કરવા તૈયાર છે; તું અજ્ઞાન યુવક, ત્હેનેજ મારવાનો સંકલ્પ કરતો હતો ? આજ નહિ, એક દિવસ જરૂર ત્હને સમજાશે, કે આ માનસિંહ જો ત્હારો પક્ષ છોડી દે તો ત્હારો કેવો ભયંકર વિનાશ થાય ? નહિ–નહિ, એમાં ત્હારો દોષ નથી. રાજપુત થઇ મેં રાજપુતનો નાશ કર્યો છે. પવિત્ર રાજપુત કુળમાં જન્મી, મોગલોને મેં બ્હેનનું કન્યાદાન આપ્યું ત્હેના પ્રાયશ્ચિતના દિવસો આવ્યા લાગે છે ખુશરૂ ! ત્હારો કાંઈ વાંક નથી. હું ત્હને અંતઃકરણપૂર્વક ક્ષમા કરૂં છું. આવ બેટા ! મારી સાથે આવ.”

ખુશરૂએ જાણ્યું: આ દેવોના જેવી ઉદારતા છે. હંમેશ ગર્વિત, પ્રતિશોધપરાયણ, મમતાહીન માનસિંહના હૃદયમાં આટલી બધી ક્ષમા છે, તેનો સ્વપ્નેએ વિશ્વાસ પણ ન આવે. મને લાગે છે કે જ્યાં હૃદયનો સંબંધ, ત્યાં ક્ષમાનું માપ તેટલું વધારે. પરંતુ સ્નેહનીએ કંઇક હદ હોય છે. ક્ષમાનેએ કંઇ સીમા હોય છે. ખુશરૂ તો ત્હેના આ સ્નેહાળ મામાની હત્યા કરવાનોજ સકંલ્પ કરતો હતો.

કાતર હૃદયે, મલીન મુખે, અશ્રુપૂર્ણ આંખે ખુશરૂ આ વખતે માનસિંહના પગમાં પડી, તેના વસ્ત્રનું ચુંબન કરી બોલ્યો: “ક્યાં આવું મહારાજ ! આપની સાથે ? અંબરના રાજમહેલમાં શું મુખ લઇ પ્રવેશ કરીશ ? આ નરાધમ ઉપર આટલી દયા, આટલી માયા, આટલી ઇનાયત શા માટે મહારાજ ? ગુસ્સાને બદલે મહોબત કેમ ? બદલાને બદલે બ્રાહ્મણના જેવી રહેમદિલી ક્યાંથી ? રાજપુત કદી ત્હેના દુશ્મનને માફ કરે નહી. ત્યારે કેમ મારા જેવા કમનસીબ ઉપર આટલી મહેર દેખાડવામાં આવે છે મહારાજ ?”

માનસિંહે મંદ હસીને કહ્યું: “કેમ ? તે હું ત્હને પછી સમજાવીશ. હમણાં તું કંઇપણ સવાલ કર્યા વિના મારી પાછળ પાછળ આવ.”

ખુશરૂ મંત્રમુગ્ધની પેઠે માનસિંહની પછવાડે જવા લાગ્યો. પહાડ ઉપરથી ઉતરી તેઓ અંબરના રાજપ્રાસાદ તરફ જવા લાગ્યા ત્યારે વાદળાં સાથે હરિફાઇમાં વિજય મેળવી ચંદ્રમા આકાશને અજવાળી હસતો હતો. તે ચંદ્રની ચાંદનીમાં અંબર રાજપ્રાસાદમાંનાં દેવમંદિરનું સોનેરી શિખર ઝળહળી રહ્યું હતું.

એ ઉજ્જવલ પ્રકાશની છટામાંએ અંતઃકરણના અંધકાર લઇ ખુશરૂ મહેલને દરવાજે આવી પહોંચ્યો.

રસ્તે મામા ભાણેજ વચ્ચે કોઇ વાતચિત થઇ ન હતી. કેમકે બંને ભિન્ન ભિન્ન પ્રકારના વિચારમાં, વાક્યહીન ચંચળ ચિત્તે ઉત્કંઠાપૂર્ણ થઇ ચાલ્યા જતા હતા.

દરવાન મહારાજ માનસિંહને એકાએક સામે જોઇ માનપૂર્વક શસ્ત્ર નમાવી, દરવાજાનાં લોહદ્વાર ખોલી દઇ, મરતબા પ્રમાણે દૂર જઇ ઉભો રહ્યો. બંનેએ વિનાશબ્દે શહેરમાં પ્રવેશ કર્યો. અંદરને રસ્તે ખુશરૂને પહોંચાડીને માનસિંહ સ્નેહમય સ્વરે બોલ્યો: “શાહજાદા ! કદાચ ત્હારી માતા ઉત્કંઠિત ચિત્તે ત્હારી રાહ જોતી હશે. માટે જઇને તેને મળ. કાલે સવારે પાછો મારો મેલાપ થશે.”

બીજું કંઇ પણ બોલવાનો અવસર આપ્યા વિના માનસિંહ ઝપાટાબંધ બીજી દિશાએ ચાલ્યો ગયો, અને પ્રેમનાં યુદ્ધમાં પરાજીત થયેલો અપકારી શાહજાદો ખુશરૂ બળતા હૃદયે, શંકિત મને, કંપિત ચિત્તે માતાના ઓરડાના બારણા સામેના મહેલના ભાગ તરફ જતાંજ ચમકી ઉભો. ખુશરૂએ વિસ્મય સાથે જોયું–ચાંદનીમાં પ્રકાશી રહેલા મહેલની એક આરસપ્હાણની સીડી ઉપર રત્નજડિત શ્વેત વસ્ત્રોવાળી સ્નેહમયી માતાની મૂર્તિ ઉભી છે. જાણે ત્હેના પ્રત્યેક અંગમાંથી સ્નેહ ઝરે છે. તે મૂર્તિ અતિ અધીર હૃદયે નિશ્ચલ પાષાણની પ્રતિમા પેઠે તે ચાંદનીથી ધોળાઇ રહેલા આરસપ્હાણના પગથીએ ઉભી રહી ખુશરૂના આવવાની રાહ જોઈ રહી છે.

## ચોથો પરિચ્છેદ.

ચાંદનીમાં બરફ જેવા સફેદ સીડીના પગથિઆંઓ ઉપર ઉભેલી માતાએ કઠોર અવાજે બૂમ મારી: “ખુશરૂ ?”

જાણે એ સંબોધન કેટલું તિરસ્કારપૂર્ણ, કેટલું મર્મભેદી, કેટલું અવમાનસૂચક !

ખુશરૂ જડભરતવત બોલ્યો: “અમ્મા ! તમે હજુએ ઉંઘ્યાં નથી કેમ ?”

જોધબાઇ ઘૃણાપૂર્વક બોલી: “ત્હારા જેવા નેક ફરઝંદને ગર્ભે ધારણ કર્યો, ત્યારથી મારી નિંદ ઉડી ગઇ છે. ખુશરૂ શા માટે તું મારે પેટે અવતર્યો ? શાને તને રાજકુળમાં જન્મ મળ્યો ? અતિ બેરહેમ દુશ્મન પણ જે

કામ કરવાનું ખ્વાબમાં પણ ન ધારે, આજ તે તું કરવા બેઠો હતો? હાય! કમ્બખ્ત બેટા!"

માતાના આ તિરસ્કારથી ખુશરૂના હૃદયમાં ફરી તુફાન જાગ્યું. આંખોએ મર્મદાહી આંસુધારા વહેવા લાગી. આંસુ લુછી, લજ્જીત, પસ્તાવાથી બળતા સ્વરે શાહજાદો બોલ્યો: "અમ્મા! તેં પણ મારો તર્ક કર્યો? બાબાની નિગાહ તો ઝહેરી થઇ ચૂકી છે; મામાનો અણગમો પણ વ્હોર્યો છે; પરંતુ તેં આ ફરઝંદને ગોદમાંથી કેમ હડસેલી દીધો અમ્મા? મારે હવે ઉભા રહેવાની જગા કયાં રહી, તે બતાવી દે અમ્મા! જોઉં છું, કે મોગલ રાજ વંશમાં જન્મ થવો એ એક મોટી કમ્બખ્તી છે."

જોધબાઇ કંપીત સ્વરે બોલી: "કમનસીબ બેટા! તેં આ ગર્ભે જન્મી તારી અમ્માનું વૈધવ્ય ઇચ્છયું? મામાના કત્લ પર તૈયાર થયો? ત્હારા ગુનાહો માફીને લાયક નથી."

અફસોસીભર્યા અવાજે ખુશરૂ બોલ્યો: "ભુલને પરિણામે જે બન્યું તેની ક્ષમા–માફી શું નહિજ મળે અમ્મા?"

"તારી મહોબ્બતમાં હું તને આજે માફ કરૂં, પણ દુર્જય સાથે જે બનાવ બન્યો તેનું કારણ શું ખુશરૂ?"

"તે તો બરાબર કહી શકતો નથી અમ્મા! પરંતુ શયતાન મારે ખભે ચડયો હોવો જોઇએ."

"સમજી, કઇ ઝબાનથી તું એ તમામ બોલી શકે. પોતાની બાજુને બળવાન રાખવાની કોઇ યુક્તિજ ત્હારામાં નથી. ખરૂં કહું તો રાજપુત અમ્માને પેટે જન્મી, શહેનશાહ અકબરશાહનો નવાસો થઇ, તે જ શહેનશાહ અકબરના જમણા હાથ જેવા રાજા માનસિંહનો ઘાત કરવાને આજ દુર્જયને ઉશકેરવાની પેરવી તેં કરી કે નહીં?"

"જૂઠું નહિ બોલું, કરી છે, પણ તેં તે કેમ જાણ્યું અમ્મા?"

"તે સવાલ પુછવાનો તને હક નથી. શા માટે એ ભયાનક કામ કરવા તૈયાર થયો હતો?"

"તે બરાબર જાણતો નથી–કહી શકતો નથી. હું મારા મોહમાં ડુબેલા દીલનો ગુલામ છું. કુદરતની નીચ શક્તિઓને તાબે છું. જાણે છે અમ્મા! શયતાન મને સહેલાઇથી આડે રસ્તે વાળી જાય છે."

"જે માનસિંહે ત્હારા હીતની ખાતર, પોતાના મહાન લાભનો ભોગ આપ્યો છે, તેનોજ ઘાત કરવા ચાહે છે? જે ફક્ત આ આલમમાં ત્હારો ખરો રાહબર છે, તેના ખુનથી ત્હારૂં કયું હીત સધાવાનું હતું ખુશરૂ? આવા મહાન મોગલ રાજપરીવારમાં માનસિંહ સિવાય તું જેને પોતાનું સમજે એવું કોણ છે શાહજાદા?"

"અમ્મા! અમ્મા! મને માફ કર. હુંજ ત્હારા જેવી 'મહોબ્બતી માદરના સંતાપનું કારણ. બાબાની તકલીફોનું કારણ. આવા અઝીઝ મામાને મામીંક દુ:ખ દેનારો. અમ્મા મને હુકમ કર હું પાછો આગરા ચાલ્યો જાઉં. ત્હારી સાથે અહીં રહેવામાં કંઇ લાભ નથી. રજા આપ અમ્મા! દાદા અકબરશાહની પાસે જઇ. ખુલ્લે દીલે ગુનાહનો એકરાર કરીશ: 'શહેનશાહ હું બેઇમાન છું! ખાનદાનની ખરાબીનો મુળ છું, મેં આપના અઝીઝ બેટાનો નાચીઝ સલતનતના લોભના હવસમાં ઘાત કરવાનો ઇરાદો કર્યો હતો. મેં આપના જમણા હાથ રૂપ મહારાજા માનસિંહનું ખુન કરવા ધાયું હતું. જહાંપનાહ! મને લાયક સજા કરો'. અમ્મા! ખરેખર મેં જે જે કયું છે, તેથી મારૂં જીગર ફાટી જાય છે. ત્હમારી કોઇની આગળ મ્હોં બતાવવા જેવું રહેવા દીધું નથી."

જોધબાઇએ તે સીડીના પગથિઆ ઉપર ઉભી રહી, ચાંદનીમાં જોયું, કે પસ્તાવાના પુરા વેગથી પુત્રની બંને આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહે છે. તે દેખાવ તેનાંથી જોઇ શકાયો નહિ. તુચ્છ સિંહાસન, તુચ્છ એ પિતૃદ્રોહ, તુચ્છ એ રાજા માનસિંહ, માતાનાં હૃદયમાં સંતાનથી કોણ ચડી શકે?

માતાનો જીવ? થોડી વાર પહેલાં જેને પીતૃદ્રોહી, માતૃદ્રોહી કહી જોધબાઇએ તિરસ્કાર્યો હતો, તેનીજ આંખે આંસુધારા જોઇ, તેના હૃદયનું કઠોરપણું, વિરાગ, તિરસ્કાર સર્વે સ્નેહનાં પ્રબળ વેગમાં સાધારણ ઘાસના તણખલા પેઠે તણાઇ ગયાં. ત્હેના સૌમ્ય નીલકમળ જેવાં નેત્રોમાં પણ અનુકંપાનાં આંસુઓ ઉભરાઇ આવ્યાં. જોધબાઇ સ્નેહાળ સ્વરે, ખુશરૂની અશ્રુધારા લ્હોતાં બોલી: "ખુશરૂ! ખુશરૂ! ત્હારી આ અશ્રુધારા આગળ દીલ્હીનું રાજ સીંહાસન મારે મન અતિ તુચ્છ છે. હવે ત્હારો તિરસ્કાર નહિ કરૂં. હું ત્હારા સર્વે ગુનાહો માફ કરૂં છું."

કૃતજ્ઞતાભીના હૃદયે ખુશરૂએ માતાને પાદવંદન કર્યું. હેના અંતઃકરણમાં જે એક ભયંકર હોળી ભડભડાટ સળગ્યા કરતી હતી, જેના તાપે લેના લોહીનું ટીપે ટીપું સુકાતું હતું, તે પ્રચંડ હોળી સંપૂર્ણ રીતે શાન્ત થઇ. હૃદય અને મનની શાન્તિ મળતાં ખુશરૂ કંઇક સ્વસ્થ થયો.

જોધબાઇ ખુશરૂને લઇ પોતાના ઓરડામાં ચાલી ગઇ. જતાં જતાં એક મર્મભેદી લાંબો નિશ્વાસ નાંખતાં મને મને બોલી: "હાય! કમ્બખ્ત ખુશરૂ! કાં હું ત્હારી અમ્મા બની!"

શાહજાદો ખુશરૂ પણ તે વખતે મને મને બોલતો હતો: "અફસોસ અમ્મા? કાં આ બદબખ્ત બેટો ત્હારી ગોદે જન્મ્યો? તું હિંદુસ્થાનની ભાવી શહેનશાહબાનું. શેહેનશાહ અકબરના બેટાની વહુ! ત્હને શાની ખોટ? શાનું દુઃખ હોય અમ્મા? પરંતુ આ બદબખ્ત બેટાને લીધેજ ત્હારી શાંતિમય અને ચેન આરામભરી જીંદગીમાં અશાન્તિની આગ સળગી ઉઠી છે. અમ્મા! મને માફ કર, માફ કર!"

## પાંચમો પરિચ્છેદ.

આજ ફાગણ માસની પૂર્ણિમા હતી. અંબરની પૂર્વ બાજુએ આવેલા પહાડોનાં ગગનચુંબી શિખરોથી માંડી સપાટીના સમતલ પ્રદેશ સુધાં સર્વ ભાગો જ્યોત્સ્નાના રૂપેરી પ્રવાહમાં નવાઇ રહ્યાં હતાં. ઉજવલ ચંદ્રને વક્ષમાં ધારણ કરી ભુરૂ અનંત આકાશ જાણે ગર્વથી ફુલાતું હતું. પહાડના શિખર ઉપરનાં એક તમાલ વૃક્ષની ડાટ છાયામાં પોતાનુ કૃષ્ણ શરીર સંતાડી કોયલ પંચમ સુર બાંધી ક્રમાગત કુ–હૂ કુ–હૂ શબ્દ કરી રહી હતી, જે રવ નિશા ગગનના ઉંડાણોમાં વિલીન થઇ જતો હતો.

માનસિંહે, આગરાના રંગમહેલની અંદર આવેલા ગુલાબ બાગનું અનુકરણ કરી અંબરના રાજ મહેલમાં એક ગુલાબ બાગ બનાવ્યો હતો. વસંતના મલય પવન ચુંબીત ખીલેલાં ગુલાબમાંથી અતિ મધુર ચિત્તઉન્માદકારી વાયુ વહેતો હતો. ચાંદનીમાં મુગ્ધ થયેલા પુષ્પની સુવાસના મદમાં વ્યાકુળ થયેલા બે ચાર લજ્જાહીન ભ્રમરો નીરવ નિસ્તબ્ધ રાત્રીએ અર્ધ ઉઘડેલાં ગુલાબો ઉપર બેસી પોતાની સૌંદર્યભાવના અને રસજ્ઞતાનો પરિચય આપતા હતા.

આકાશમાં સોળ કળાનો ચંદ્રમા, પૃથ્વીપર વસંતનો પૂર્ણ વિકાસ, પુષ્પોની મીઠી સુગંધી વહતો મલય પવન, કોકિલાની પંચમ રાગણી, એ સૌ એક સાથે મળી જાણે કોઇ સ્વર્ગીય શોભા વિસ્તારતાં હતાં. અને એ સૌંદર્યની તીવ્રતા અને પૂર્ણતા અસહ્ય થવાથી, કલકલ ગિરિ નદીના તટ પર આવેલી ઘટામાં બેઠેલો બપૈયો 'પીહૂ–પી–હૂ' પુકારી રહ્યો હતો.

વસંતોત્સ્વ અથવા 'ફાગુઆ' એ અંબરના લોકોનો પ્રધાન ઉત્સવ મનાતો. હિંદુ રાજાના શાસનમાં અંબર શહેરમાં પડદાપોશની પ્રથા ન હતી. ટોળે મળી સ્ત્રીઓ વસંતગીત ગાતી, ચંપા, ચંપેલી, માલતી આદિ ફુલોના રૂપેરી થાળ લઇ શ્રી રાધા ગોવિંદના મંદિર તરફ જતી હતી. જાણે એ રૂપેરી થાળોમાં રાખેલાં ચંદન, અગુરૂ, કસ્તુરી આદિ પદાર્થોની સુગંધમાં મલય–પવન–વાહી આંબામોરની ગંધ પણ ડુબી જતી હતી.

સુંદર નેત્ર ઠારે એવું તે દ્રશ્ય હતું. તે સુખદ રાત્રે, જ્યોસનાથી ધોળાયલી પૃથ્વીને ખોળે, નવા કુમળાં ઘાસ અને પલ્લવો પદદલીત કરતાં કરતાં રાધા કૃષ્ણના પ્રણય કલહનાં ગાંન ગાતાં ગાતાં, હસમુખી રાજપુત લલનાઓ હાથણીઓની પેઠે ગંભીર પદવીક્ષેપ કરતાં કરતાં મંદિરને માર્ગે જતી હતી. હેનાં ધીમાં ગંભીર પગલાંથી પગમાંના આભુષણોના પ્રતિધ્વનિમાં, ફુટતાં ગુલાબ ઉપર ગુંજન કરતા પ્રેમી ભ્રમરોના મધુર ગુંજનો ડુબી જતાં હતાં.

વસંતોત્સવના આનંદ સાગરમાં સૌ તરતાં હતાં. આંબાના નવા મોરની વાસથી મોહિત ચિત્તે, નવ વસંતે મદ વિહ્વલા રમણીઓએ એકે એકે રાધા ગોવિંદના મંદિરમાં પ્રવેશ કર્યો.

અંબર શહેર પાસેનો પહાડી રસ્તો રાત્રીના વધવા સાથે ક્રમશઃ નીરવ થતો જતો હતો. કારણકે લગભગ મધ્ય રાત્રી થવા આવી હતી.

તે સૌ રાજપુત રમણીઓએ મંદિરમાં જઇ રાધા ગોવિંદને ગુલાબજળની પીચકારીઓ વડે સ્નાન કરાવી, અબીલ ગુલાલ છાંટી, તેને ચંદન પુષ્પથી વિભુષિત કરી, જેનું જે માનસમનની ઇચ્છા–હતું, તે અસ્ફુટ સ્વરે યુગલ મૂર્તિને જણાવી પ્રણામ કર્યા. પછી પુરોહિત પાસેથી પ્રસાદી લઇ મૃદુ સ્વરે હોરી–વસંત ગીત– ગાતાં ગાતાં તેઓ પાછાં ઘર તરફ વધી. અર્ધેક ઘડી પછી ચાંદનીથી પ્રકાશીત રાજમાર્ગ સંપૂર્ણ ખાલી થઇ ગયો.

તે નિર્જન રાજમાર્ગ ઉપર કોઇ પુરુષ ન હતો. દૂરના તળાવ પર, ધીમા ધીમા તરંગોનાં મૃદુ નૃત્યમાં ચંદ્રની પ્રતિમા નાચતી'તી, ડોલતી'તી, હીંચતી'તી, કોઇ કોઇ વાર તે કંપન સ્થીર થઇ જતું હતું.

પાસેના પ્હાડી પ્રદેશમાંના બે ચાર કલિયાર–હરણો એ તળાવની ઉપરનાં ઉજવલ ચંદ્ર-પ્રતિબિંબ નિરખવાને માટેજ જાણે કિનારે આવી, મુહૂર્તમાત્ર ઉભા રહી પાછા પ્હાડીમાં સંતાતા હતા.

એ નિર્જન રાત્રે તે તળાવની સામી પાળને સાંકડે રસ્તે એક વીર પુરુષ એકાકી ફેરા મારતો હતો. ત્હેનું દરેક ગંભીર પગલું ત્હેના અંતઃકરણમાં ચાલી રહેલી દારૂણ ચિંતાની સાક્ષી પુરતું હતું.

સહસા એ નિર્જન સ્થાને એક રમણીએ દેખાવ દીધો. તેનુ અર્ધું મુખ ઘુમટાથી ઢંકાયલું હતું. તે સ્ત્રીએ પેલા વીર પુરુષ પાસે જઇ ધીમેથી કહ્યું: "દુર્જયસિંહ!" એ સંબોધનથી દુર્જય પાછો ફરી ઉભો રહ્યો. નિરાશા વ્યંજક સ્વરે કેવળ 'પૂર્ણિમા' એટલું બોલ્યો. તે વધારે બોલી શકયો નહીં. કેટલીક વારે અશ્રુપુર્ણ આંખે બોલ્યો: "એ પૂર્ણિમાને હિવસે ચિરકાળને માટે વિદાય લેવા આવ્યો છું. પૂર્ણિમા! મને વિદાય આપ."

પૂર્ણિમા દુર્જયના રૂંધાયલા અવાજથી વિસ્મય પામી. પાસે આવી તેને કંઠે વળગી. ધીમેથી બોલી: "ત્હમારો સ્વર રૂદ્ધ કેમ દુર્જય? આ શું? તમે કેમ અશ્રુ પાડો છો?"

પૂર્ણિમા ચંદને અજવાળે દુર્જયની આંખોમાં અશ્રુ જોઇ ચમકી ઉઠી. એ અશ્રુ રેખાએ તેનાં પ્રાણને બહુજ ચંચળ બનાવી દીધાં. દુર્જયસિંહ, જે તેના પ્રાણનોએ પ્રાણ, જેનાં સુખસગવડ તેનાં અસ્થિ, મજા અને લોહીમાં પ્રવેશ્યાં હતા તે દુર્જયની આંખે આંસુ!

પૂર્ણિમાએ દુર્જયનાં ચરણોમાં બેસી, અશ્રુ સીંચન કરતાં ગદગદ સ્વરે કહ્યું: "દુર્જય! પ્રાણાધાર! એક બાજુએ આ સમગ્ર જગત અને મ્હારૂં જીવન, બીજી બાજુએ તમે–તમારી આંખમાં આંસુ કેમ? જો કે તમે મને પ્રેમ દ્રષ્ટીએ જોઇ નથી તોપણુ ત્હમે નાથ! મારૂં સર્વસ્વ. આ ઉલ્લાસપુર્ણ ધરતીનો હમણાંજ પ્રલય થાઓ, ભગવાનની આ નૌતમ લીલાનો ભલે નાશ થાય, અનંત વિશ્વ ભલે ઉલટપાલટ થઇ જાય, આકાશ ભલે પૃથ્વીપર ધસી પડે, તેની મને પરવા નથી. પરંતુ બોલો દુર્જય! ત્હમારી આંખમાં આંસુ કેમ?"

દુર્જયસિંહ આવેગપુર્ણ સ્વરે બોલ્યો: "પૂર્ણિમા! આટલા દીવસો ત્હને ઓળખી શકયો નહિ. ત્હારા પ્રેમની ગંભીરતા જાણી શકયો નહિ. ભગવાને ત્હને કેવા સ્ત્રી દુર્લભ સાધને ઘડી છે, તેએ જાણી શકયો નહિ. કેવળ દંભ, અભિમાન અને અકૃતજ્ઞતા સમજયો હતો. પવિત્ર નીસ્વાર્થ પ્રેમને બદલે કઠોર હ્રદયમાંથી ઉદ્દભવેલી નિષ્ઠુરતાજ મેં ત્હને આપી છે. પરંતુ પૂર્ણિમા! મને લાગે છે કે આ આપણો છેલ્લો સાક્ષાત છે."

પૂર્ણિમા અભિમાની સિંહણની પેઠે ગર્જના કરી ઉઠી: "કેમ? કોની મગદુર છે, કે મ્હારા પુજય દેવને મારી પાસેથી–મારી નજરો આગળથી–કાઢી જાય?"

દુર્જય ઉતરેલે મુખે બોલ્યો: "હજી ત્હને ખબર નથી પૂર્ણિમા! હું મહારાજ માનસિંહની આજ્ઞાથી અંબરમાંથી અંતરાયીત–દેશપાર–થયો છું. રાજઆજ્ઞા છે કે ત્રણ દિવસ પછી જો કોઇ મને અંબર શહેરમાં જુએ, તો કારાગારની સજાને પાત્ર થાઉં."

પૂર્ણિમા બોલી: "બધું જાણ્યું, બધું સાંભળ્યું છે. ત્હમારી પૂર્ણિમાથી શું અજાણ્યું હોય? એ અંતરાયનો ત્હમને શો ભય છે. પૂર્ણીમાને યદિ આપ દાસી તરીકે ચરણે નિવાસ આપો, તો એ આપની સાથે નરકે જવાએ અચકાશે નહી. ભગવાનની આ વિશાળ સૃષ્ટિમાં, ધરતીના શાંતિમય વક્ષે એ શાપિત અંબર રાજય સિવાય શું રહેવાનું કોઇ સ્થળ નથી?"

"છે. પરંતુ કોઇ રીતે હું જન્મભુમિ અંબર છોડવા ઇચ્છતો નથી. જે મારા નસીબે માડયું હોય તે થાઓ."

આ સાંભળી પૂર્ણિમાને કંઇ કંઇ થઈ ગયું. તેણે કેટલાએ વિચારના ઘોડા દોડાવ્યા. એક વાર ચંદ્રકિરણોથી અજવાળાયલા આકાશ તરફ ત્હેણે જોયું. વળી એક વાર દૂર ક્ષિતિજમાં વિરાજતા પ્હાડો તરફ જોયું. અંતે એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલી: "દુર્જયસિંહ! ત્હમારી એ હઠ છોડી દ્યો. ચાલો આપણે બંને તેમ હોય તો દક્ષિણ દેશમાં ચાલ્યાં જઇએ. ત્યાં મોગલોનો કંઇજ પ્રભાવ નથી. સુદૂર બંગાળ દેશમાં હજીએ પઠાણુ રાજ્ય વિરાજે છે. ચાલો! એવે કોઇ સ્થાને

જઇએ, કે જ્યાં નિષ્ઠુર, અકૃતજ્ઞ માનસિંહની કોઇ સત્તા ન હોય."

દુર્જય એક લાંબો નિસાસો નાંખી બોલ્યો: "ગાંડી! આવેશના જોરમાં જે બોલે છે તે સંભવિત છે? કયાં જઇએ સરશે? મહારાજ માનસિંહના બાહુબળે સમગ્ર ભારત કંપિત, તે દિલ્હીશ્વરનો જમણો હાથ, પ્રધાન સેનાપતિ છે. તો કયાં જવાથી નિસ્તાર મળે પૂર્ણિમા?"

પૂર્ણિમા મ્લાન મુખે બોલી: "તેમજ છે દુર્જય! ત્યારે શું થશે? તમે આ હતભાગ્ય સ્ત્રીનું ધર્મકર્મ, અભિષ્ટઇષ્ટ, પાપપુણ્ય, જે કંઇ કહું તે સર્વ, ત્હમારા ઉપરજ આ જીવન અવલંબી રહ્યું છે. ત્હમારી એ સુંદર મૂર્તિનું આ જીવન ધ્યાન કરવું એજ મારો ઇષ્ટ મંત્ર! હું આપની વિવાહિત પત્ની છું. નિરાધાર વંશ કલંકની વાતોથી દોરવાઇ ત્હમે મારો ત્યાગ કર્યો છે ખરો, પરંતુ આપે ત્યાગ કર્યો છતાંએ હું હિંદુ રાજપુત સ્ત્રી છું. ધર્મ અને ઇશ્વરને સાક્ષી રાખી મેં આપને સ્વામી રૂપે ગ્રહણ કર્યા છે. ત્હમે પત્ની રૂપે ચરણોમાં સ્થાન આપ્યું છે. ઇષ્ટ દેવ! નિષ્ઠુર થઇ પગની ઠોકરે ઉડાવશો નહી. મને સાથે લો. હું દાસીરૂપે આપની ચરણ સેવા કરીશ. જે ત્હમારૂં બુરૂ કરવા આવશે, ભૂખી વાઘણની પેઠે ત્હેનું રૂધિર પાન કરીશ. જો કદી આપ માનસિંહની આજ્ઞાથી કારાગારવાસી થશો, તો તે કેદખાનામાં હું આપની ચિર સંધાતી થઇ રહીશ."

દુર્જય ચાંદનીમાં પૂર્ણિમાના પ્રેમ પૂર્ણ મુખ સામે તાકી રહ્યા. તેને લાગ્યું કે જાણે તે સુંદર મૂર્તિ એથીએ વધારે સુંદર બની છે. પૂર્ણિમાના મલીન મુખ ઉપર જાણે અપૂર્વ જ્યોતિ જાગી નીકળી છે. ત્હેનાં સૌમ્ય નેત્રોમાંથી જાણે કંઇ ઉજવળ પ્રભા પ્રસરાઇ રહી છે. પૂર્ણિમા આવી સુંદર, મોહમયી, દેવી ગુણોયુક્ત પવિત્ર પુતળી હશે, એ દુર્જય પહેલાં કઇ જોઇ કે જાણી શકયો ન હતો.

દુર્જયના નિરાશ જીવનમાં આથી આશાનો સંચાર થયો. જે પૂર્ણિમાને તેણે ઇર્ષાળુ ન્યાતિલાંઓની મિથ્યા કલંક વાર્તાથી ત્યાગી હતી, ત્હેની સાથેનો સર્વ સંબંધ તોડી નાંખ્યો હતો, તેજ પૂર્ણિમા આટલી મોહમયી! એ પૂર્ણિમામાં જાણે સોળે કળાના ચંદ્રની જયોતી પ્રકાશી રહી છે. જે પૂર્ણિમા આટલી સુંદર, આટલી વફાદાર, આટલી અફસોસપૂર્ણ તેનો ત્યાગ કરવામાં પોતે મહાન ભૂલ કરી છે એમ તેને લાગ્યું. દુર્જયને લાગ્યુ, જાણે પ્રેમ, સ્નેહ, કરૂણા અને સતીત્વની ઉજવળ પ્રભાથી ત્હેની પૂર્ણિમા પ્રકાશી રહી છે.

તોયે નિષ્ઠુર દુર્જય નિષ્ઠુરતાએ છાતી કઠોર કરી બોલ્યો: "હવે શું પૂર્ણીમા! જીવનભરની વિદાય આપી દે. ત્હને આટલા દિવસો ઓળખી શકયો નહિ, આજ ઓળખી શકયો છું. પરંતુ આટલો મોડો સમજયો. આજ કોઇ ભયંકર ઘટનાના ચક્રમાં પડતાં, ત્હારો જીવનભર ત્યાગજ કરવાનો છે. અરે! કોઇ ને કોઇ દિવસે મહારાજ માનસિંહ પોતાની ભૂલ જોઇ શકશે, ત્યારે આ હતભાગ્ય દુર્જય ત્હેને સાંભરશે; ત્યારે હું ત્હેને દેખા દઇશ. હમણાં કેટલાક દિવસો, મહારાજના ક્રોધની શાન્તિ થતાં સુધી આ અંબર શહેરમાં મારે માટે સ્થાન નથી. પૂર્ણિમા! પૂર્ણિમા! મ્હારૂં અંતઃકરણ વિંધાઇ જાય છે તેથીજ ત્હારી પાસે છેલ્લી રજા લેવા આવ્યો છું."

પૂર્ણિમા, તે આછાં વાદળાંથી ઢંકાયલા ચંદ્રમાંથી સરતી જયોત્સ્નાઓથી ઉજવલ, અંબર શેહરની પેલી પારની ક્ષિતિજમાં દેખાતા રાજપ્રાસાદ તરફ જોઇ દઢતા વ્યંજક સ્વરે બોલી: "જાઓ સ્વામી! આજ હુ સાહાસે હૃદય બાંધી આપને રજા આપું છું. જે યુવરાજ ખુશરૂની ખાતર મ્હારા સર્વનાશની સૂચના થઇ ત્હેનો નાશ કર્યા વિના હું પણ પાછી અંબર શહેરમાં પગલું મૂકીશ નહિ. હું પાષાણી થઇ આજ વિદાય આપું છું. માનસિંહનું સત્યાનાશ જશે, ખુશરૂનુંએ તે જ થશે. ત્યારે હું પાછી જન્મભૂમિ અંબર આવીશ, ત્યારે મારા જીવનની અતૃપ્ત આશાઓ તૃપ્ત થશે. ત્યાં સુધી આ છેલ્લો મેલાપ છે. આ ગગનવિહારી ચંદ્રમા ત્હેનો સાક્ષી છે. આ પાષાણી પ્રચંડ શરીરવાળા પ્હાડો ત્હેના દષ્ટા છે. આ નિર્મળ રાત્રી ત્હેનો પુરાવો છે. માનસિંહ અને ખુશરૂનું જડમૂળ કાઢયા વિના, પાછી ઘેર આવીશ નહિ."

દુર્જય નિર્વાક ચિંતામાં મગ્ન થઇ ગયો હતો. તે પોતાનું અસ્તિત્વ ભૂલી, પોતાનું સંકટ ભૂલી, કેવળ પૂર્ણિમાનાજ વિચારમાં ડુબી ગયો હતો. ચિંતાની દોરી તુટતાં સ્નેહમય સ્વરે બોલી ઉઠયો: "પૂર્ણિમા! પૂર્ણિમા!"

હાય કયાં છે પૂર્ણિમા! છાયા મૂર્તિની પેઠે તે માયાજ કોણ જાણે કયાં લુપ્ત થઇ ગઇ. દુર્જય ઉચ્ચ સ્વરે એ પ્હાડી પ્રદેશમાં પડઘા પાડી જોવા લાગ્યો: "પૂર્ણિમા! પૂર્ણિમા! પાછી આવ. તું જે કહેશે તે સ્વીકારવા હું તૈયાર છું."

તે ગંભીર કંઠના પડઘા દૂર સુદૂર પર્વત ગામે અફળાઇ વિમળ ચંદ્રાલોકિત વિરાટ વ્યોમમાર્ગમાં મળી ગયા. હાય, તોએ પૂર્ણિમા પાછી ફરી નહિ. દુર્જયના હૃદયમાં અમાવાસ્યાનો અંધકાર છવાઇ રહ્યો.

## છઠો પરિચ્છેદ.

"**મા**તા, મને વિદાય આપો!"

"છટ, એ વાત બોલતો નહિ. શા માટે વિના કારણે ત્હારા મનને વ્યથિત કરે છે બેટા! મહારાજ માનસિંહે તારી તમામ તકસીરો માફ કરી છે."

"મને એ માફી ન જોઇએ અમ્મા. વગર માગી માફી મળી એજ મ્હારા મનથી વધારે શરમીંદગીભર્યું છે. પ્રથમ પહોર પુરો થતાં ન થતાં હું આ અંબર શહેર છોડી જઇશ."

"ક્યાં જશે ખુશરૂ? આગરે?"

"ના."

"ત્યારે કયાં?"

"જ્યાં આ બે ચશ્મો—આંખો—દોરી જાય ત્યાં. ક્યાંઇએ ઉભા રહેવાની જગ્યા મારે રહી નથી માતા! બાબાને આંખનું કણું થયો છું. આગરે જઇ તે સખ્ત નિગાહોના તીરો સહન કરી શકીશ નહી."

"ચાલ, હું પણ ત્હારી સાથે આગરે આવું. મારી આ મહોબ્બતી ગોદ ન ભેદી શકાય તેવા—કિલ્લા જેવી છે. તેમાંથી ત્હને કાઢી જઇ શકશે નહી. સર્વના ક્રોધમાંથી તે ત્હને બચાવી લેશે. ત્હારી ખાતર હું સેંકડો પોલાદી હુમલાઓનીએ પરવા નહિં કરૂં. અતિ નાચીઝ કુવ્વતનું પરન્દુ પણ પોતાનાં બચ્ચાંની હીફાઝત કરવાની તાકાત રાખે છે. ત્યારે હું તો આટલી શક્તિમાન હોવા છતાં ત્હારૂં રક્ષણ નહિં કરી શકું?"

"અમ્મા! શા માટે મારા ખાતર ત્હારા સુખનો નાશ કરે છે?"

"શાનું સુખ ફરઝંદ? શાનાથી મને સુખ! તુંજ માત્ર મારૂં સર્વ કંઇ ચેન આરામ છે. મારી ખુશી અને ગમી સર્વ કંઇ તું. મારી આશા તું, આનંદ પણ તુંજ. આ જીવનમાં મને શું નથી મળ્યું? શું અંબરનાં માલિકની બેટી, મોગલ બાદશાહના બેટાની મહોરદાર, એક દિવસ તમામ હિંદુસ્તાન મારા પંજોમાં પડશે એમ જાણી મારા બાબાએ મારી શાદી શહેનશાહના વલી—અહદ બેટા સાથે કરી. પણ લાગે છે કે એ સુખ તો ગેબ થઇ ગયું."

"અમ્મા! એ બધી વાતોનું કંઇ ફળ નથી. તેથી તો ફક્ત સંતાપજ વધશે. તમે શાન્ત થાઓ. જે થઇ ગયું છે તે હવે ફરવાનું નથી. જે થવાનું છે તેનો પણ કોઇ અટકાવ કરી શકવાનું નથી. સવાર થતાં શરમનો માર્યો હું મહારાજને મ્હોં બતાવી શકવાનો નથી. હજી ફજર થવાને કંઇક વાર છે. કાલ રાત્રે જે ગુફામાં બન્યું છે, તેના વિચારોમાં આખી રાત નિંદ આવી નથી. અહીં અંબરમાં ત્હમારી ગોદમાં રહેતાંએ પાછું ચેન મળવાનો સંભવ ઓછો છે. માટે ખુશ દીલે મને વિદાય આપો અમ્મા!"

જોધબાઇએ કંઇ વખત કાંઇ વિચાર્યું. પછી મહોબ્બતભર્યા અવાજે બોલી: "ત્યારે શું કરવાનો ઇરાદો છે ખુશરૂ? મારી તને તાકીદ છે કે ત્હારા સ્વભાવ પ્રમાણે વહેમમાં પડી વધારે સ્વચ્છંદી થતો ના. તું બચ્ચું છે. સેંકડો તકસીરો કર્યા છતાં, તું ત્હારા બાબાની માફી મેળવી શકશે. તે દિલથી ત્હારાપર બહુ મહોબ્બત રાખે છે. તું વિનયથી ત્હેની સાથે વર્તશે તો કદિએ ત્હને તારૂ દિલ—શિકન ન કરશે કે મન ન દુભાવશે. ચાલ, હું પણ ત્હારી સાથે આવું."

"વળી પાછી તું બાબા પાસે જઇશ?"

"હા."

"શા માટે?"

"ત્હારી ખાતર."

"તું રાજપુત્રી છે, જે અહેદો—કસમપર તું અહીં આવી છે, તે શું એટલામાંજ ભૂલી ગઇ?"

"એ અહેદો—કસમ તો ગુસ્સા અને ગુમાનનુંજ ફક્ત અંજામ હતું. અને ત્હારી ઉપર ગુસ્સો ને અનાદર કરવાથીજ ખાવિંદ ઉપર એ ગુસ્સો અને ગુમાન ઉપજ્યાં હતાં."

"ત્યારે હવે તે શું ગયાં છે અમ્મા?"

"હા, ગયાં છે."

"એટલી વારમાં બધું ભૂલી ગઇ? બાબાની તે બેદર્દ જબાન 'હવે ત્હારી શિકલ મને બતાવતી નહિ,' એ એટલી વારમાં ભૂલી ગઇ અમ્મા?"

"તે ખાવિંદ, હું બીબી; તે બાદશાહ, હું ત્હેની રૈયત. ખાવિંદ તિરસ્કારી છતાં, જેને નામે તમામ હિંદ આજ કંપે છે, તે અકબરશાહના બેટાની હું મહોરદાર છું, મેં મારા ખાવિંદપર ગુસ્સો કર્યો. સસરાજી ઉપર નહી. ગુસ્સો અને ગુમાન ધૂવાં જેવાં છે. લાંબા અરસાની જૂદાઇનો પવન એની મેળેજ ઉડી જાય."

"બાબાએ ત્હને બોલાવવાનો આગ્રહ કર્યો છે ?"

"આગ્રહ નહી, હુકમ કર્યો છે."

"ત્હેમનો શો હુકમ છે ?"

"આ, જો."

એમ બોલી જોધબાઇએ તેની કંચુકીમાંથી એક પત્ર બહાર કાઢયો, અને ખુશરૂના હાથમાં આપ્યો. દસ્તખત જોઇ શાહજાદાએ જાણ્યું, એ ખુદ સુલતાન સલીમનાજ હતા. કેટલીકવાર અબોલ રહી ત્હેણે કહ્યું: "મેં પણ મારો વિચાર બદલ્યો છે. નકકી કર્યું છે, કે હું પણ ત્હારી સાથે આવું. જોકે બાબાની ખફ્ગીને પાત્ર બન્યો છું છતાં, ત્હેની શાંતિથીજ પાછી બાબાના મહોબ્બતી જીગરમાં જગયા મળશે. ન મળે, તકદીર અગર એટલી ઝાલીમ હોય–તોએ એક મહોબ્બતી જીગર જે હિંદુસ્થાનનો આલામાં આલા, જે ખુદા પછીની બીજી કુવ્વત, તહેના દિલાવર દિલમાં મારે માટે કોશેશોથી પ્યારનો જે જમાવ થયો છે, તે મને બાબાની સખ્ત નિગાહોમાંથી બચાવી લેશે. ચાલ, અમ્મા હુંજ ત્હારો નિગાહબાન બની રક્ષક રૂપે સાથે આવું."

બેટાના હૃદયમાં પાછી શાન્તિ વળી જાણી, જોધબાઇ સંતોષી ભાવે બોલી: "ત્હારે એ માટે કંઇ ખટપટ કરવાની જરૂર નથી. જે બાંદી આ ખત લાવી છે, તેણે કહ્યું કે મને તેડવા માટે સુલતાને સો મોગલ ઘોડેસ્વાર મોકલ્યા છે, તેઓ આ અંબરની છાવણીમાંજ છે."

મા બેટા વચ્ચે આ સંબંધી બીજી અનેક વાતો થઇ. તે વાતો બંનેની ભાવી કાર્યપ્રણાલી સાથે જડાએલી હતી. પછવાડે તે પ્રકાશીત થશે.

શરમના માર્યા ખુશરૂએ રાજા માનસિંહ સાથે સવારમાં મળવાનું માંડી વાળ્યું. પરંતુ માનસિંહે સર્વ વાત જાણી લીધી હતી.

ખુશરૂને જે કંઇ કહેવાનું હતું, તે તેણે તે જ રાત્રે કહી દીધું હતું. હવે તેને ખુશરૂની માતા જોધબાઇને મળવાની બહુ જરૂર હતી. આથી તે બ્હેનના ઓરડાની બહાર ઉભો રહી સ્નેહભર્યા સ્વરે બોલ્યો: "જોધા!" માનસિંહનો અવાજ ઓળખી, જોધબાઇ તરતજ બારણા પાસે આવી પોતાના ભાઇને અંદર તેડી ગઇ. મમતાળુ રીતે માનસિંહે કહ્યું: "ખુશરૂ કયાં છે ? મને તે સવારે મળ્યો નહિ કેમ ?"

જોધબાઇ એક નિસાસો નાંખી બોલી: "ગઇ રાતે તેણે જે કર્યું છે, તેથી તે બહુ પસ્તાયો છે. તેણે મળવા જેવું કંઇ રાખ્યું છે ભાઇ ? અંબરમાં હવે તેને માટે સ્થાન નથી, ત્હેને હું સાથ લઇ જઇશ."

માનસિંહે નાના પ્રકારની યુક્તિઓ કરી, ખુશરૂને પોતાની પાસે રાખી જવાને જોધબાઇને સમજાવ્યું. પરંતુ વિધિની દોરેલી બાદશાહની પુત્રવધૂ, ત્હેના ભાઇની કોઇ પણ યુક્તિને વશ વર્તી નહિ. આથી માનસિંહની સર્વ મહેનત ફોકટ ગઇ.

ભારતવિજયી માનસિંહ બ્હેનનો એ દુરાગ્રહ જોઇ, મનમાં મનમાં ખૂબ ગુસ્સે થયો. ત્હેના મ્હોં પર કંઇક વિરક્તિ જણાઇ. માનસિંહે એક નિશ્વાસ નાખતાં કહ્યું: "જોધા, બ્હેન! જોઉં છું જે ભગવાનનાં બનાવેલાં નરનારી સૌ કર્મનાં દાસ છે. કર્મનાં ફોજ ત્હેને સુપથે વા વિપથે વાળે છે. સ્વાર્થી મનુષ્ય પુરુષત્વની દુહાઇ દઇ તેને રોકવા જાય છે ખરા, પરંતુ એકાદ વિશમ ધકકો ખાઇ અંતે હઠી જાય છે. ત્હારો સ્વામી સુલતાન સલીમ એ કર્મબળેજ ત્હારા અને ત્હારા પુત્ર ઉપર વિરક્ત છે. કારણ ત્હમે બંને એ સમ્રાટના પ્રિય છો. ત્હમારા ઉપરનો એ અવિશ્વાસ, એ ઇર્ષા કર્મનાં ફળ રૂપેજ પેદા થઇ છે. અને ત્હેનાં બીજ મહાપ્રતિભાશાળી સમ્રાટ અકબરે સ્વહસ્તે વાવ્યાં છે.

"હું પણ એ કર્મબળ કે કાળ બળના પ્રવાહમાં તણાઇ ત્હેના ચક્કરમાં પડી, આ સંકટ ક્ષેત્રમાં આવી પડયો છું. ત્હેમાં કયાં તણાઇ જવાશે તે જણાતું નથી. હિંદની અસંખ્ય રાજસત્તાઓનો મેં ઉચ્છેદ કર્યો છે. પરંતુ એ કર્મબળનો ઉચ્છેદ કરવાની શક્તિ મારામાં નથી. શાહજાદો ખુશરૂ અતિ ચંચળ મનનો છે. અતિશય ખુશામદને વશ થયેલો, ત્હેમાં બુદ્ધિ છે, ડહાપણ નથી. સાહસ છે પરંતુ ત્હેને સુપંથે વાળવાનું ધૈર્ય નથી. શક્તિ છે, પણ ત્હેમા સદુપયોગ નથી, ત્હેને કાર્યમાં યોજવાની ચતુરાઇ નથી. આત્મમહત્તા જોઇએ

તેટલી છે, પરંતુ અહંકારનું દમન નથી. સમજાતું નથી કે આટલો બધો લાડઘેલો, ત્હારો પુત્ર ? ત્હેના ભાવિમાં શું લખાયલું છે?"

લાલ પત્થરના એક સ્તંભને આધારે ઉભેલી જોધબાઇએ ભાઇની સર્વ વાતો સાંભળી. એ સર્વ તેના અંતઃકરણમાં તીવ્ર બાણની પેઠે ચોંટી ગઇ. ત્હેનાં સૌમ્ય નેત્રોમાં આંસુ આવ્યાં.

સાડીને છેડેથી આંખો લુછી જોધબાઇ બોલી: "યદિ કર્મજ પ્રબળ હોય, કર્મજ શ્રેષ્ઠ હોય, માણસ તેની ગતિને અટકાવવા સંપૂર્ણ અસમર્થ હોય, પુરુષ શ્રેષ્ઠ ભારત વિજયી મહારાજ માનસિંહ પણ જો કર્મના વેગને વારવાને અસમર્થ, અસીમ પ્રતાપી સમ્રાટ અકબર પણ જ્યારે તેનો વેચાયલો દાસ, ત્યારે સામાન્ય સ્ત્રી હું શું કરવાની હતી મહારાજ ? મારા સૌભાગ્ય કે દુર્ભાગ્ય પ્રમાણે એ અકળીત શક્તિને આધીન થઇ હું મોગલ સમ્રાટની પુત્રવધૂ થઇ છું. નથી જાણતી કે એ રાજા ભગવાનદાસ કે રાજા માનસિંહનાં કર્મફળ હોય. હિંદુના ઘરમાં ઉછરી પળાઇ એટલું શીખી છું કે સ્વામી સેવા એ મહાધર્મ છે, સંતાનનું લાલન પાલન એ મોટું કર્તવ્ય છે. મ્હારો પ્રાણાધાર ખુશરૂ જેથી આડે રસ્તે જતો અટકે, ભાવિ વિપદને ન ભેટે, તે જ બાબત ઉપર હમણાં મારૂં સર્વ લક્ષ છે, તે જ મારૂં કર્તવ્ય છે. મહારાજ! મને તે કર્તવ્યનું પાલન કરવા દ્યો."

જોધબાઇનું કહેવું બહુજ લાગણીમય હતું. એ મર્મસ્પર્શી વાણીની શક્તિએ, પત્થર હૃદયના માનસિંહના ઉંડા હૃદય-પડમાં પેસી આઘાત કર્યો. માનસિંહે જોયું, જોધબાઇની બંને આંખો છલાછલ ભરાઇ ગઇ હતી. વાદળ છવાયું છે, વૃષ્ટિ પડે છે, હજુ વધારે પડવાનો સંભવ છે.

ત્યારે તે પ્રબુદ્ધ સ્વરે બોલ્યો: "બ્હેન! મનમાં દુઃખી થતી નહિ. ખરેખર, મ્હારાં પાપે ત્હને આ કષ્ટ પહોંચ્યું છે. સુલતાન બધી વાતે બહુ સંદિગ્ધ છે. કારણ કે ખુદ અકબરશાહ તેના પૌત્ર ઉપર બેહદ પ્રેમ રાખે છે, સઘળા દાદાઓને એવો જ સંતાનોનાં સંતાન તરફ પ્રેમ હોય છે. મ્હારા પર પણ બાદશાહની મોટી મેહરબાની છે. ખુશરૂનો સસરો ખાંન સાહેબ પણ સમ્રાટની કૃપાથી હમણાં ઉચ્ચ પદે ચઢ્યો છે. આ બધાં કારણોથી સુલતાન સલીમ વ્હેમાયો છે, કે અમે સૌ એ ડહાપણ રહિત ખુશરૂને અમારા હાથમાં લઇશું, અને તેના રાજ સિંહાસનમાં આડે આવીશું. પરંતુ એ સુલતાનની મોટી ભૂલ છે. એ ભૂલાવામાં પડવાથીજ ત્હારા પર તેની અવકૃપા છે. તે ખુશરૂ પર સંદિગ્ધ છે, અને ખાનસાહેબ અને મારા સામે ઝેરી નજરે જુએ છે. મારા માનવા પ્રમાણે ખુશરૂને કેટલાક દિવસ ત્હેના પિતાથી દૂર રાખવામાંજ શ્રેય છે. અને તું પણ ત્હેની પાસે જવાને આટલી ઉતાવળી શા માટે થાય છે, તે સમજાતું નથી."

જોધબાઇ થોડી વાર વિચારી બોલી: "મારા ખાવિંદે જ્યારે મને તેડી જવા રક્ષક સૈન્ય મોકલ્યું છે, પાલખી મોકલી છે, અને મારી અલાહાબાદ રહી રાહ જુએ છે, તેવે સંકટને સમયે હું અહીં સ્થિર નથી રહી શકતી. પુત્રના ઉદ્ધત વર્તન માટે એક તો તેઓ મારા પર ગુસ્સે થયા છે, અને ઉપરથી ત્હેનાં મોકલેલા માણસોને પાછાં વાળવાથી, ત્હેને અપમાન લાગશે. અને મોગલ રાજપ્રાસાદમાં પ્રવેશ કરવાનો માર્ગ મારે માટે હંમેશનો બંધ થઇ જશે."

માનસિંહ: "જો આટલો બધો ભય લાગતો હતો તો રીસાઇને અંબર શા માટે આવી બ્હેન ?"

જોધબાઇ: "રાજપુત કન્યાના સ્વાભાવિક તેજને લીધે, ક્રોધને વશ થવાથી, એક વાર ભૂલનાં માર્યાં એકાદ ખોટું કામ થઇ ગયું તેથી શું ફરી ફરીને તેમજ કરવું ?"

માનસિંહ: "તું ખુશીથી ત્હારા પતિ પાસે જા. પરંતુ તેમાં એક આડું મોટું 'પરંતુ' છે."

જોધબાઇ: "'પરંતુ' વળી શાનુ મહારાજ ?"

"ત્હને તે સમજાવું છું. અકબરશાહ હમણાં ફત્તેપુર સિક્રિમાં છે. ઉતાવળે તેઓ આગરા જશે. ત્હેને શરીરે બહુજ અસુખ છે. ખુશરૂ નહિ તો કેટલાક દિવસો ત્હેની પાસેજ ભલે રહ્યો. તુંજ માત્ર હમણાં સીધી અલાહાબાદ જા. સમ્રાટ પણ થોડા દિવસોમાં સિક્રિથી આગરા આવશે. મને લાગે છે કે આ વખતે ખુશરૂ મારી પાસે રહે એ પણ યુક્તિ સંગત નથી. સમ્રાટે મને ફરમાવ્યું છે કે આજ અઠવાડીઆમાં મારે ફત્તેપુર જઇ તેમને મળવું. મને લાગે છે કે મ્હારેએ તેમની સાથે રાજધાનીમાં જવાનું થશે. ત્યાર પછી સમય વર્તી વ્યવસ્થા થઇ રહેશે. શાસ્ત્રકાર કહી ગયા છે "ક્ષેત્રં કર્મ વિધીયતે" જેવું જણાશે, જોવાશે તે પ્રમાણે વ્યવસ્થા કરીશ."

જોધબાઇ ત્હેના ભાઇની એ વાત મનમાં મનમાં વિચારી સંદિગ્ધ સ્વરે બોલી: "ખુશરૂ ત્હેનાં





[ ચિત્રકારઃ રા. અનંત મ. માલી.

**શાહજાદા ખુશરૂ.**

"મનમાં એ ધારતા નહીં ભાઈ ! વીર ચુડામણી માનસીંહની સહોદરાબ્હેન એટલી નીચ થઈ શકે !"

દાદા આગળ સીક્રિ રહે, તો ત્હેના પિતા શું ધારશે?"

માનસિંહ: "બાદશાહ જ્યાં સુધી હયાત છે, ત્યાંસુધી ખુશરૂના પિતાની ધારણાથી શું લાભ હાનિ છે. પિતાની અવકૃપા, અનાદર, ઉપેક્ષા એ નીત્ય સહન કરવા કરતાં, દાદાની સ્નેહમય છાયામાં રહેવું, ત્હારા ખુશરૂના ભાવિસ્વાર્થને માટે બહુ જરૂરતું છે."

જોધબાઇએ મર્મભેદી દ્રષ્ટિએ એકવાર માનસિંહ સામું જોઇ આંખો નીચી કરી લીધી. ત્હેના આત્મામાં જાણે કોઇ બોલ્યું "જોધા, સાવધાન રહેજે અંબરકુમારી? ખુશરૂ ત્હારો મહાન વિપદનું વાદળ છે. ત્હારા અદષ્ટ રૂપી આકાશમાં કાળાં વાદળાં ચઢી આવ્યાં છે. જલદીથી તોફાન ઉઠશે, અને તે તોફાની વંટોળીઆમાં ત્હારી સર્વ આશા, વિશ્વાસ, આધાર સૌ ડુબી જશે—તણાઇ જશે."

માનસિંહે મુહૂર્તમાં બ્હેનના આંતરિક ભાવ જાણી લીધા. ત્હેના એ કઠોર દ્રષ્ટિપાતને જાણી જઇ બોલ્યો: "જોધા, જીવજાન બ્હેન! ત્હનેએ મારો અવિશ્વાસ છે. હાયરે! વિપથગામી માનો સ્નેહ!"

જોધબાઇ ભાઇના એ તીવ્ર તિરસ્કારથી લજવાઇ. ત્હેના પુષ્પલાલીવાળા ગાલો ઉપર લાલાશ ચઢી આવી. તરતજ મનની ભાવના, દબાવી જોધબાઇ બોલી: "ત્હમારી ને મારી વચ્ચે જ્યારે ખુશરૂ સંબંધી મતભેદ પડયો છે. ત્યારે ખુશરૂને બોલાવી એક વાર ત્હેનો મત કાં ન લેવો? તે તો હવે છેક બાળક નથી. ત્હેનો પોતાનો વિચાર શો છે? તે યુક્તિપુર્વક જાણી લેવો ઠીક થઇ પડશે નહિ?"

માનસિંહ સાવધાનીપુર્વક બોલ્યો: "ત્હેના જેવા ઉછરતા જુવાનના મતામત પર કંઇ ધોરણ બંધાય નહિ. એવા તર્ક વિર્તકથી ફોકટ સમય જાય છે. યદિ તું અલાહબાદ સુલતાન પાસે ન જાય, તો હું રક્ષકોને પાછા વાળી મુકું છું. અને સુલતાન સલીમને પણ સાથે એક પત્ર લખી નાખું કે' તું હમણાં બરાબર સ્વસ્થ નથી. મહિના એક પછી આવશે."

જોધબાઇ વ્યાકુળતાપુર્વક બોલી: "નહિ નહિ તેમ કરવાની જરૂર નથી. એથી તો હિતે વિપરીત થશે. તેઓ બધું ઉંધું સમજી લેશે. ભાઇ! ખુશરૂને હમણાં મારી સાથેજ લઇ જવા દો. એ બધું કંઇ મોઘમ વ્યાપાર જણાય છે. તેવા વખતે ખુશરૂને અંબરમાં રાખવો એ ઠીક લાગતું નથી."

માનસિંહ કંઇ ખાંડયો જાય એવું પાત્ર ન્હોતો. તે કઠોર હસતાં બોલ્યો. "કેમ જોધા, તું શું ધારે છે? ગઇ રાતે ખુશરૂએ જે વર્તન ચલાવ્યું હતું, ત્હેનો હું બદલો લેવા ધારૂં છું એમ સમજે છે?"

એ સાંભળી કંઇક મર્મવેદના પામી, દર્પભરી ડોકનો હ્હેકો કરી બોલી: "મનમાં એ ધારતા નહિ ભાઇ! વીર ચુડામણિ માનસિંહની સહોદરા બ્હેન એટલી નીચ થઇ શકે? તે પોતાના ભાઇની ઉદારતા, ખુશરૂ ઉપરનો ત્હેનો સ્નેહ, ખુશરૂના કલ્યાણ વાસ્તે અવિશ્રામ પરિશ્રમ વગેરે સર્વ સમજે છે. તોએ માતાનો જીવ બહુજ દુર્બળ, બહુજ ચંચળ, સર્વદા ભાવિ અનિષ્ટના વિચારોથી ગભરાયો હોય છે. એ ખુશરૂ સિવાય અન્ય તો મારી આંખોનો આરામ નથી. તમે હવે કદિએ એવાં કઠોર વચનો ઉચ્ચારશો મા."

માનસિંહ, જોધબાઇના એ મીઠા તિરસ્કારથી કંઇક ખસીયાણો પડી બોલ્યો: "ના—ના—જોધા! મેં માત્ર ત્હારા મનોભાવ જાણવાને જ એ વાત કહી નાખી છે. પરંતુ જો તેથી કંઇ ત્હારા મનને કષ્ટ થયું હોય તો હું ઘણો દિલગીર છું. ત્હારી ઇચ્છાને હું સંમત છું. સુલતાન સલીમના સૈનિકો મારી આજ્ઞાની ઉત્સુકતાથી રાહ જોઇ રહ્યા છે. એ સિવાય મ્હારા પોતાના ખાસ વિશ્વાસુ એક સો સ્વારો ખુશરૂ અને ત્હારા શરીર રક્ષકો તરીકે આપું છું. તેઓ સંપૂર્ણ ખુશરૂની આજ્ઞા ઉઠાવશે. અને ખુશરૂના હિત માટે હું પણ બનતી ઉતાવળે ફત્તેપુર સીક્રિ સમ્રાટ પાસે જાઉં છું. ખુશરૂ બહુ ઉદ્ધત, બહુ ઉતાવળીઓ છે. માટે ત્હેના ઉપર સદાય ઝીણી નજર રાખવી. ભગવાન એકલિંગ ત્હમારૂં કલ્યાણ કરો."

એ સંબંધે કોઇ તર્ક વિતર્ક નકામા સમજી જોધબાઇ બોલી: "ત્યારે ત્હમારા સૈનિકોને તૈયાર થવાની આજ્ઞા આપો. હું બીજી સર્વ બાબતોમાં ત્હમારી સલાહ પ્રમાણેજ ચાલીશ. રાજધાનીમાં જો કંઇ નવી આફતનો સંભવ જણાશે તો ડાકસ્વાર મારફત તમને ખબર આપીશ."

બીજા દિવસના ઉજ્વલ પ્રભાતમાં બાળસૂર્યનાં કિરણો અંબરની ચોતરફના પ્હાડોનાં શિખરોને સોનેરી ઢોળ ચઢાવે, જે પહેલાં મખમલ જડિત શિબિકા ઉપર ચડી જોધબાઇ સ્વામીને મળવા ચાલી નીકલી. એ રાજપુત અને મોગલ રક્ષક સૈન્યોના ચાલક રૂપે શાહજાદો ખુશરૂ માતાની શિબિકાની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

## સાતમો પરિચ્છેદ.

ભાગ્ય અને ભવિષ્યનાં દોર્યાં, જોધબાઇ અને ખુશરૂએ અલ્લાહાબાદનો રસ્તો લીધો. શાહજાદો સુલતાન સલીમ ત્યારે કંઇક ખાસ રાજકાજને પ્રસંગે અલ્લાહાબાદ આવી રહ્યો હતો. કોઇ ગૂઢ હેતુને લીધે તેણે શાહજાદા ખુશરૂ તથા જોધબાઇને અંબરથી જલદી ત્હેને આવી મળવા ફરમાવ્યું હતું. અને તે ફરમાનને માન આપીને એ માતાપુત્ર અજમેર જવા ઉપડયાં. અજમેરમાં એક સપ્તાહ વિસામો લઇ તેઓએ અલ્લાહબાદ જવું એમ ઠર્યું હતું.

પરંતુ મ્યાનામાં બેસતાં પહેલાં જોધબાઇએ ખુશરૂને ખાનગીમાં બોલાવી કહ્યું: "મ્હારી સાથે ત્હારે અજમેર આવવાની જરૂર નથી. ત્હારા પિતાએ ત્હને સિધા ત્હેને જઇ મળવાને ફરમાવ્યું છે. માટે તું ત્હેની આજ્ઞાનું પાલન કર. અને વિશ્વાસુ રાજપુત નાયક કૃપાલસિંહ મ્હારી રક્ષક સેનાની સરદારી લેશે."

માતા અને પુત્રે એકજ વખતે અંબર રાજમહેલમાંથી પ્રયાણ કર્યું ખરૂં, પરંતુ ઉપરની છુપી ગોઠવણ મુજબ કેટલેક દૂર ગયા પછી શાહજાદા ખુશરૂએ બીજો રસ્તો લીધો, અને ત્હેની સાથે ફક્ત પચાસ કસાયલા રાજપુત સૈનીકો રહ્યા. બાકીનું લશ્કર માનસિંહના વિશ્વાસુ સરદાર કૃપાલસિંહની સરદારી તળે શાહજાદી બેગમ જોધબાઇના અંગરક્ષકો તરીકે ત્હેની પાલખીની આજુબાજુ વીંટાઇને ચાલવા લાગ્યું.

કેટલેક રસ્તે ગયા પછી ખુશરૂની ટોળીએ એક પહાડી માર્ગમાં પ્રવેશ કર્યો. એ પહાડો અરવલ્લી પર્વતોની શાખાઓમાંનાજ હતા. અને અંબરથી તે પહાડો માત્ર સાત માઇલ દૂર હતા.

મધ્યાન્હનો તાપ સખત તપતો હતો. ખુશરૂએ ત્હેની સેનાના નાયક હિંમતસિંહને કહ્યું: "હિંમત! અરધોએક કલાક ત્હમે અહીં વિશ્રાન્તિ લ્યો એટલામાં હું આ પહાડો વચ્ચેનો સમતલ પ્રદેશ જોઇ આવું." હિંમતે ત્હેને ના કહેવાની જોખમદારી વ્હોરી નહિં.

શાહજાદો પોતે પણ મુસાફરીના થાકથી થાકી ગયો હતો. તે અને ત્હેનો બળવાન ઘોડો બંને પસીને રેબઝેબ થઇ ગયા હતા. દારૂણ ઉનાળાના તાપે ત્હેનું સુંદર મુખ વધારે લાલાશવાળું થઇ ગયું હતું. ઘોડાના મુખમાંની લગામનું વારંવાર ઘર્ષણ થવાથી ત્હેને મ્હોંએ ફીણના પરપોટા બાઝી રહ્યા હતા. ઘોડાને એક વૃક્ષના થડે બાંધી શાહજાદો એક ગાઢ છાયાવાળા વૃક્ષ તળે ઘાસના આસન ઉપર બિરાજ્યો. પર્વતનાં ઝરણાંનાં ઉડતાં જલબિંદુઓથી શિતળ થયેલા પવનના સ્પર્શથી ત્હેના કપાળ ઉપરનાં પરસેવાના બિંદુઓ ધીમે ધીમે અદૃશ્ય થવા લાગ્યાં.

એકાએક દૂરના જંગલમાંથી અમૃતમય સંગીતનો ધ્વનિ શાહજાદાને કાને પડયો. તે મધુર સંગીતના ઉન્માદભર્યા તાન પલટાથી ત્હેનો થાક દૂર થઇ ગયો.

કોણ ગાતું હશે એ? કેવો સુંદર કંઠ, આ ગાનારનો? સ્પષ્ટ સમજાય છે કે ગાનાર કોઇ નાજનીન હોવી જોઇએ. સુસ્વર ગાનારીઓનાં અનેક ગાનો રંગમહેલમાં સાંભળ્યાં છે. પરંતુ આની પેઠે આવી સુંદર રીતે તો તેઓ ગાઇ જાણતા નથી.

ખુશરૂએ વિચાર્યું: "આ નિર્જન વનમાં એ કોણ ગાતું હશે? સાંભળ્યું છે, કે વનદેવીઓ એકાંતમાં ફરે છે. ત્યારે આ સંગીત શું કોઇ એવી પરીના વિરહી દીલનો ઉભરો તો ન હોય! કેવો સુંદર સુર! કેવું રાગ તરંગમય! વસંત-ભ્રમરનું ગુંજન! કેવી મોહક દીલભર મુર્છના! કેવું મનહર પ્રેમભર્યું સંબોધન!! કોણ એ ગાતું હશે? તે શું મને દેખા નહિ દેશે? મારી પાસે નહિ આવે?"

તે સંગીતના ધ્વનિ પ્રતિ ધ્વનિને અનુસરી, મોરલી મુગ્ધ ભુજંગની પેઠે ખુશરૂ એ જંગલમાં આગળ વધવા લાગ્યો. તેના સૌથી ઉંચા સ્થાને જઇ, કાન દઇ આતુરતાથી સાંભળવા લાગ્યો.

કોઇ ગાતું હતું:

"દીલદાર યાર પ્યારે,
"ગલીઓમેં મેરે આજા;
"આંખે તરસ રહી હૈ,
"સૂરત ઇન્હે દિખાજા. ૧

"ચેરી હૂં તેરી પ્યારે,
"ઇતના તો મત સતા રે;
"લાખોંહી દુ:ખ સહારે,
"ટુક અબતો રહમ ખાજા. ૨

"તેરેહી હેત મોહન,
"છાની હૈ ખાક બનબન;
"દુ:ખ ઝિલે સરપે અનગન,
"અબતો ગલે લગાજા." ૩



ચિત્રકાર ] [ રા. અનંત મ. માલી.

કાલાંભાર છૂટા અંબોડાથી વિખરાતા વાળો વાળી, અપૂર્વ રૂપજ્યોતિમંડિત એક ગર્વભરી લલના ત્હેની આંખોની સામે ફૂટી નીકળી.

 

ખુશરૂએ જાણ્યું, એ કોઇ વિરહિણીની દરદભરી, પ્રિયને મળવાની આરજુ હશે. વિરહ-પિડિત કોઇ ઉન્માદિની પોતાના આશકને ઉત્કંઠિત હૃદયે ખોળે છે.

એ પ્રેમપિપાસામય સંબોધને ખુશરૂનાં હૃદયદ્વારને જબરો ધક્કો માર્યો. પવનમાં પ્રસરતી સુવાસની પેઠે હેણે હેના અણુએ અણુંમાં પ્રવેશ કર્યો. તે મોહવશ થઇ ન્હાના સરખા પહાણના ટેકરા ઉપર ચડયો. સંગીત આગળ વધ્યું, તે પણ તેવુંજ વેદનામય હતું, તેવુંજ ઝંકારમય હતું, તેવુંજ મનમોહક હતું. તે ઉન્માદિની વનને અંતરાળ રહી ગાયાં જતી હતી:

"મનકો રહૂં મેં મારે,
"કબતક બતાદે પ્યારે;
"સુખે બિરહમેં તારે,
"પાની ઇન્હે પિલાજા." ૪.

ખુશરૂ એકદીલે એ મોહમય સંગીત સાંભળવા લાગ્યો. મંદમંદ સમીરથી હિંચતી વૃક્ષની ડાળો આજુબાજુ ઝુલતી હતી, તેથી એક પ્રકારનો માર્મિક ધ્વની જાગી ઉઠતો હતો. પરંતુ એ સંગીતનો બાકી રહેલો ભાગ સાંભળવાને ખુશરૂ એટલો આતુર હતો, કે એ વૃક્ષપત્રથી ઉત્પન્ન થતો ધ્વનિ તેને અતિ અળખામણો થઇ પડયો. કેમકે તે દેવતાઇ તાન તરંગમય સંગીતના ભાવનામય શબ્દો, એ વૃક્ષપત્રના મૃદુ સનસનાટમાં અસ્પષ્ટ થઇ જતા હતા.

ખુશરૂએ વળી સાંભળ્યું. તે ગાન વધ્યું:

"સબ લોક લાજ ખોઇ,
"દિનરેન બેઠે રોઇ;
"જીસકા કહીં ન કોઇ,
"ઉસકા તો જી બચા જા. ૫.
"મુઝકો ન યૌં ભુલાવો,
"કુછ શર્મ જીમેં લાવો;
"અપને કો મત સતાવો,
"એ પ્રાન પ્યારે રાજા." ૬.

સંગીતના શબ્દે, શબ્દે, દર્દનું દર્શન થતું હતું. ખુશરૂના હૃદયમાં એ સંગીતના શબ્દોએ બાણની પેઠે આઘાત કર્યો. પરંતુ એ મર્મભેદી કરૂણાભર્યું વિરહ ગાન, જેનાં પ્રાણના પડદાઓ ચીરી છુટતું હતું તે કયાં છે? જેનો સ્વર આટલો સુંદર, જેનો આંતરિક ભાવ આટલો આવેગમય, જેના હૃદયમાં છુપાઇ રહેલી પ્રેમગાથા આટલી મધુર ઝંકારમયી, ન જાણે તે દેખાવે કેવી સુંદર હશે? એકાએક તે અવિરામ સંગીત વિરામ પામ્યું. ખુશરૂએ જાણે તે સંગીતના બંધ થવાની સાથે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું હોય, એમ તેને લાગ્યું.

એ નિર્જન ખાણનાં જનશુન્ય કોતરમાં કાળાં આંહરણાં જેવી બે ઉજવલ આંખો ચમકી ઉઠી. હેની આંખોની સામે જાણે લાલ પુષ્પની પાંખડીઓ જેવા હોઠ ઉપર બેપરવાઇની હાસ્ય-રેખાનો ઉલટો શશિ પ્રકાશી રહ્યો. કાળા ભોર છુટા અંબોડાથી વિખરાતા વાળો વાળી, અપૂર્વ રૂપજયોતિ મંડિત એક ગર્વભરી લલના હેની આંખોની સામે ફુટી નીકળી. ખુશરૂએ જીંદગીમાં અનેક નાજનીઓ જોઇ હતી. પરંતુ આ અલંકારશૂન્ય, સંન્યાસીની મૂર્તિમાં, તો તેણે અપ્સરાના રૂપની છટા જોઇ. એ છાયા મૂર્તિ તે પૂર્ણિમાની હતી. ખુશરૂએ તે ઘટનાવાળી રાત્રે, ગુફાના ચોકમાં જે વિજળીની ચમકભરી, મૂર્તિમાન ચંચળતાના સ્વરૂપ જેવી મૂર્તિ જોઇ હતી, તે જ મૂર્તિ ન જાણે કોઇ માયાના બળે આ પહાડી પ્રદેશમાં હેની આંખોની સામે પૂનઃ આવી ઉભી રહી.

તે નિર્જન ખીણમાં ઉભેલો શાહજાદો બૂમ પાડી બોલી ઉઠયો: "કોણ—તે કોણ છે? જેનો હલક—કંઠસ્વર આવો અમૃતરસભર્યો છે, તે કોણ જાણે કેવીએ રૂપવતી હશે. કયાં છો તમે, એક વાર મને દિદાર દેખાડો. તમે હુર હો, ફિરસ્તા હો કે ઇનસાન હો; જાદુગરણી હો કે પિશાચિની હો; એક વાર મારી સન્મુખ આવો. આ દુનિયાના માલિક બાદશાહ અકબરશાહનો હું પૌત્ર છું. હું તમને આજ્ઞા કરૂં છું કે હમણાંજ તમે મારી સમક્ષ આવો."

હજુએ ખુશરૂનાં તૃષિત હૃદયની આશા મટી નહિં. જેને તે એટલા આતુર અવાજે બોલાવતો હતો તે આવી નહિ ખરી; પરંતુ હેના મધુર ગળાંમાથી નીકળેલો સંગીતધ્વનિ હેના કાને પહોંચ્યો.

"મેરે શ્યામ દિવાની
"દર્દ ન જાનત કોય;
"સૂલી ઉપર સેજ પિયાકી,
"કીસબિધ મિલના હોય. ૧
"ઘાયલકી ગતિ ઘાયલ જાને,
"કયા જાનેગે કોય;
"મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
"બૈદ સામલીયો હોય." ૨

એકાએક કોઇ માયાવી મંત્રબળે સંગીત થંભ્યું. ધ્વાને અને પ્રતિધ્વનિ વચ્ચેની અવ-

ડામણુ બંધ પડી. તાન પલટો, મૂર્છના સૌ બંધ પડયું-રહ્યા માત્ર અંતઃકરણનાં ઉંડાણમાં એક મોહભર્યો પ્રતિધ્વનિ.

તે નિર્જન સમતલ ખાણ પ્રદેશ કંપાયમાન કરતો શાહજાદો ફરી બૂમ પાડી ઉઠયો: "કોણ તું ? કયાં સંતાઇ રહી છે ? એક વાર મ્હારી પાસે આવ, એક વાર મને દેખા દે. હું જીગરના ખરા ઉમળકાથી ત્હને બોલાવું છું. આ પ્રદેશમાંથી યત્નપૂર્વક પુષ્પો ચૂંટી, ત્હેની માળા ગુંથી ત્હારે ગળે આરોપીશ. જેનો આવો મધુર સ્વર, ન જાણે તેનું લાવણ્ય કેવુંએ મધુરતાપૂર્ણ હશે ! આવ વનદેવી, આવ છલનામયી, આવ માનિની, એક વાર આવ મોહમયી !"

હાય ! તોએ એ આતુર આવેદનનો કોઇએ ઉત્તર વાળ્યો નહિ. ખુશરૂ સંકોચ છોડી આવેગભર્યા અવાજે ફરી બોલ્યો: "ન જાણે, નાજનીનનાં હૃદયો આટલાં સંગ-દિલ કેમ બનતાં હશે? આટલાં બેદર્દ કેમ થઇ શકતાં હશે? મને લાગે છે, કે આ પ્હાડી પ્રદેશમાં વસવાથી તુંએ પત્થર-જીગરની થઇ ગઇ હોઇશ? તેમ ન હોય તો મ્હારા આટલા આતુરતાભર્યા આમંત્રણનો ઉત્તરે ન મળે?"

## આઠમો પરિચ્છેદ.

નિરાશ હૃદયે, તુટેલી આશાએ, ચંચળ મને, ત્યાંથી ફરવાનો ઇરાદો કરી, ખુશરૂ જેવો બે ચારેક પગલાં ચાલ્યો, કે તે જ સમયે વિજળીના ચમકારા સમી એક સુંદરી ત્હેની સામે આવી બોલી: "શાહજાદા ! લલનાઓની એટલી નિન્દા કરવી આપને ઘટતી નથી. ખુશ નસીબે આ નિર્જન પ્હાડોમાં એ નિન્દા સાંભળનારાં નરનારીયો નથી, એટલોજ બચાવ છે. નહિ તો આપને નામે એક મોટું કંલક કાજળ લાગી જતે."

ખુશરૂએ ત્હેને જોતાંજ ઓળખી, તે પૂર્ણિમા હતી. પૂર્ણિમાના શરીરે ગેરૂઆ વસ્ત્રો વિરાજતાં હતાં. સેંથે સુંદર રેખા શોભતી હતી. ભમરો ઉપર વિદ્યુત્ રેખા જેવાં તીક્ષ્ણ કટાક્ષો અને મુખ ઉપર લજ્જા સંકોચભર્યું આત્માભિમાન ખીલી રહ્યું હતું.

ત્હેના છુટા મશરૂ જેવા સુંવાળા, કૃષ્ણસર્પ જેવા વાળો ઉડી રહ્યા હતા. સુગઠિત, શુભ્ર, ઉજ્વલ કપાળ ઉપર પીળા ચંદનની પિયળ કરેલી હતી. ગાલો ઉપર સ્વભાવિક રતાશ ચઢી આવી હતી. તેથી એમ જણાતું હતું કે લક્ષ્મીનાં આસન સમાં લાલ કમલોની નયન રંજન લાલિમા જાણે ત્હેના ગાલો ઉપર ફુટી નીકળી હતી.

ખુશરૂ આંખની પલક પણ માર્યા વિના કેટલીક વાર સુધી પૂર્ણિમાના મુખ તરફ જોઇ રહી મનમાં મનમાં બોલ્યો: "દુઃખ દારિદ્રની પ્રચંડ જવાળા તાપથી શુદ્ધ થયેલા આવા રૂપ ભંડારની તુલના રંગમહેલમાં શોધીએ જડવી શકય નથી."

સરખામણી કરવા જતાં, ખુશરૂના મનમાં આ વખતે એક રૂપવતીના રૂપનું પ્રતિબિંબ પડયું. પરંતુ તે પૂર્ણિમાના સૌન્દર્યભંડાર આગળ કંઇ લેખામાંએ આવ્યું નહિ. તે રૂપવતી બીજી કોઇજ નહિ, પણ ખુદ ખુશરૂની બેગમ પિયારાબાનુ. અકબર બાદશાહે અનેક ઉમરાવોના કબીલાઓ જોઇ યત્નપૂર્વક પિયારાબાનુની પસંદગી કરી, પોતાની પૌત્રવધૂ તરીકે ત્હેને શાહી મહેલમાં આણી હતી. શહેનશાહ ખુદની તેમજ મહેલની અન્ય લલિત લલનાઓની ખાત્રી હતી કે એ પિયારા બેગમ જેવી રૂપવતી રમણી મોગલ મહેલમાં બીજી ન હતી. ખુશરૂ પોતે પણ ત્હેના રૂપમાં મુગ્ધ હતો. પિયારા આટલા દિવસો ત્હેની હૃદયેશ્વરીરૂપે ખુશરૂના અંતઃકરણમાં બિરાજી રહી હતી. પરંતુ પૂર્ણિમાએ જાણે ત્હેની ઉજવલ છાયાને ભુસી નાંખી ખુશરૂના હૃદય ઉપર પ્રબળ અધિકાર જમાવ્યો.

ખુશરૂએ પોતાના હૃદયનાં ઉંડાણમાં ઉતરી જોયું, કે ત્હેના હૃદયમાંથી પિયારાની વિશ્વમોહક લાવણ્ય પ્રભા કોણ જાણે કયાંએ સરી ગઇ હતી. અને સર્વનાશી પૂર્ણિમાના રૂપશશિએ ત્હેના હૃદયને છલોછલ ભરી દીધું છે.

તે જ વખતે ઘન છાયાવાળાં એકાંત વૃક્ષની ડાળે સંતાઇ એક બપૈયે એકાએક મર્મસ્પર્શી ચિત્કાર કર્યો. ખુશરૂએ તે ચિત્કારમાં જાણે પૂર્ણિમાનો સ્વર સાંભળ્યો. સહસા તાજાં ખીલેલાં વનફૂલોની સુગંધીભર્યા પવને આવી ત્હેની નાસિકામાં સ્પર્શ કર્યો. ત્હેણે જાણ્યું, જાણે પૂર્ણિમાના નિઃશ્વાસની એ સુવાસ આવી. એકાંત નિર્જન સ્થાનમાં તરતજ જાણે શીતળ સ્પર્શ કરતો મલયાનિલ વહી ગયો. ખુશરૂએ ધાર્યું, પૂર્ણિમાનો સ્પર્શ આથીએ સુશીતળ આરામદાયક હોવો જોઇએ.

ખુશરૂ ચોતરફ જાણે પૂર્ણિમાનેજ દેખવા લાગ્યો. આંખો બંધ કરી જોયું તો અંતરે પૂર્ણિમા, આંખો ખોલી જોયું તો બાહેર પૂર્ણિમા. ડાબે જમણે, ઉપર, તળે જ્યાં જોયું ત્યાં, જાણે સઘળી દિશામાં જ્યોતિર્મયી પૂર્ણિમા અજવાળી રહી છે. શ્વેત બરફ જેવાં વાદળાંમાએ દ્રષ્ટિપાત કરતાં, ત્યાંએ વાદળાંને ઓથે ચંદ્રરૂપે પૂર્ણિમા સંતાઇ રહી છે. તે જાણે પોતાના ઉજ્વળ અજવાળાં વડે આકાશને ઉજાળે છે.

કેવી તન્મયતા! કેવો પ્રાણે પ્રાણનો મેળાપ! હૃદયનાં પડેપડમાં અંકાઇ રહેલી કેવી ઉજ્વલ રૂપરેખા! કોઇ એક અજાણી જાદુઇ શક્તિને આધીન થઇ પૂર્ણિમાના રૂપસાગરમાં ખુશરૂ ડુબી ગયો.

કઠોર પૂર્ણિમા, શાહજાદાની એ બહાવરી હાલત સમજી, તેનાં લાલરંગી અધરો ઉપર મૃદુહાસ્યરેખા છાઇ, ત્હેણે પૂછ્યું: "એકી ટશે શું જોઇ રહ્યા છો શાહજાદા?"

નિદ્રામાંથી જાગેલા જનો પેઠે વિહ્વલ ભાવે તે બોલ્યો: "શું જોઉં છું? જોઉં છું ત્હારૂં આલમને પાગલ કરનારૂં હુસ્ને-ખુદાદાદ–વિશ્વ વિમોહિત સૌન્દર્ય. જોઉં છું ત્હારી ઉજ્વળ આંખોની કાળી કીકીઓ. જોઉં છું ત્હારા અકીકે-યમની કે બિંબફળ જેવા સુલલિત અધરોનો સ્વાભાવિક રક્તરાગ. પૂર્ણિમા, પૂર્ણિમા, શા માટે તું ત્હારો આ હુસ્ન-રૂપ ભંડાર લઇ તે દહાડે ગુફાના ચોકમાં મારી નજરે પડી? હું તો ત્હારી એ યાદ ભૂલી જવાનો યત્ન કરતો હતો. ત્યાં ફરી પાછી અત્યારે નજરે પડી. શા માટે મારી સુતેલી યાદોને ફરી જાગ્રત કરી? એકાંત અરણ્ય ભૂમીમાં અપ્સરા જેવા સંગીત ઝંકારે શા માટે મારા પાગલ ચિતને શરાબનો નિશો ચડાવી આપ્યો? હિંદુસ્તાન તાજોતખ્તના માલિક અકબરશાહના પૌત્રને શા માટે તેં અદના તણખલાંથીએ અધમ બનાવી દીધો?"

શાહજાદાની એ પાગલામી સાંભળી પૂર્ણિમા ઉન્માદિની પેઠે ખીલખીલાટ હસી પડી. ખુશરૂ એ કઠોર હાસ્યથી ચમકી ગયો. મનમાં વિચારવા લાગ્યો: "આ પૂર્ણિમા તે માયાવિની કે ઉન્માદિની? મ્હારા હૃદયની વાતો સાંભળી તે આટલી હસે છે કેમ?"

ખુશરૂ આથી ગુસ્સામાં બોલ્યો: "તું હસે છે કેમ પૂર્ણિમા?"

પૂર્ણિમા બોલી: "જનાબે આલી! આપની હાલત જાણી મને હસવું આવે છે. સામાન્ય એક ભીખારિણી ઓરત વાસ્તે દિલ્હીશ્વરના પૌત્રની આ પાગલતા, આ વ્યાકુળતા ખરૂં જોતાં એક હાસ્યજનક વ્યાપાર નહિ તો બીજું શું જનાબે આલી?"

'ખુશરૂ' કંઇ અણગમાથી બોલ્યો: "સંગદિલ, મેં ત્હારી મર્મભેદી ઠપકાભરી તાનાઝની સાંભળવાને ત્હને પાસે બોલાવી ન હતી. ત્હારા સંગીતના સરોદે મ્હારા મન ઉપર કબજો કર્યો; ત્હારા રૂપે મ્હારૂં દિલ જીત્યું છે, પૂર્ણિમા! સંગદિલ, મ્હારા ઉપર પ્રસન્ન થા."

પૂર્ણિમા ગંભીર સ્વરે બોલી: "આપ શું ચાહો છો શાહજાદા?"

ખુશરૂ: "હું ત્હને ચાહું છું."

પૂર્ણિમા: "એટલામાંજ શું ભૂલી ગયા શાહજાદા? હું દુર્જયસિંહની પરણેલી સ્ત્રી છું. બાદશાહજાદાના ખ્યાલને આધીન થઇ ત્હેની તરસ છીપાવવાને હું મુસલમાની થાઉં? વ્યભિચારિણી થાઉં? શહવત-વિલાસની પુતળી થાઉં?"

ખુશરૂ: "તેમ છે તો, ત્હારા શવહરનો ત્યાગ કરી જોગણ થઇ કયાં ચાલી પૂર્ણિમા?"

પૂર્ણિમા: "આપનીજ તલાશમાં."

ખુશરૂ: "મ્હારીજ તલાશમાં?"

પૂર્ણિમા: "તેમજ, હું આપની પાસે અતંર રાખતી નથી."

ખુશરૂ: "ફિરાકભર્યા દર્દદિલનો એ વિલાપ કોની ખાતર પૂર્ણિમા?"

પૂર્ણિમા: "આપને માટેજ!"

ખુશરૂ: "ત્યારે શું તું મને ચાહે છે?"

પૂર્ણિમા: "દુશ્મનને કોઇ કદી ચાહે છે?"

ખુશરૂ: "હું ત્હારો દુશ્મન શી રીતે પૂર્ણિમા?"

પૂર્ણિમા: "અજાણ્યા થાઓ છો શાહજાદા? આપની ખાતરજ મ્હારા સ્વામી દુર્જયસિંહ જન્મભૂમિ અંબરથી દેશપાર થયા છે. અને કદાચ હમણાં અંધારી કોટડીમાં પુરાયા હશે. આપના ઉપર શસ્ત્ર ઉગામ્યું, એ વાંકે મહારાજ માનસિંહે ત્હેને એ સખ્ત સજા આપી છે."

ખુશરૂ: "હું તે માટે દિલગીર છું. પરંતુ દુર્જયના ગુનાહનો ઇન્સાફ કરનાર હું નથી–મહારાજ માનસિંહ છે. છતાં પણ મારા હાથથી ત્હારો કંઇ ઉપકાર થઇ શકતો હોય તો, હું તે કરવા તૈયાર છું."

પૂર્ણિમા: "માનસિંહને આપ ફરઝંદ જેવા પ્યારા છો. અકબર બાદશાહના આપ પૌત્ર છો, આપ ધારો તો અસંભવિત પણ સંભવિત થાય. આપ મારા પતિને મુક્ત કરી દ્યો."

ખુશરૂ: "માનસિંહના હુકમ વિનાજ? ત્હેને જણાવ્યા વગરજ?"

પૂર્ણિમા: "ત્હેને જણાવવાથી તે છુટ આપશે નહિ. માનસિંહ એક વાર જે હુકમ ફરમાવે, તે ફેરવનાર આ દુનિયામાં કોઇ નથી. માનસિંહ મ્હારા સ્વામીને દેશવટો દઇનેજ સંતોષ પામ્યો નહિ, હમણાંજ મેં સાંભળ્યું છે કે ત્હેને કારાગારમાં પૂર્યા છે. આપ ત્હેને કહો તો કદાચ તે માને."

ખુશરૂ: "માનસિંહને આગ્રહ કર્યા સિવાય દુર્જયના છુટકારાનો કોઇ રસ્તોજ નથી?"

પૂર્ણિમા: "એક બીજો પણ ઇલાજ છે. આપની આંગળીએ આપના નામવાળી જે વીંટી છે, તે મને આપો. સાંભળ્યું છે કે મ્હારા સ્વામી અંબરથી ત્રણ કોસ દૂર રતનગઢના કિલ્લામાં કેદ છે. અહીંથી રતનગઢ એક કોસ માત્ર છે. તે વીંટી મળે તો કદાચ આપની સહાય સિવાય પણ હું મારા સ્વામીનો છુટકારો કરાવી શકું."

ખુશરૂ: "હવે હું ત્હારા મનનો વિચાર સમજ્યો છું. પરંતુ હું અહીંયાં નિર્જન પ્હાડી પ્રદેશમાં આવ્યો છું. તે ત્હેં કેમ જાણ્યું?"

પૂર્ણિમા: "આપની સવારી જ્યારે અંબરથી નીકળી, ત્હેની આગળજ હું ઘેરથી નીકળી. આ પહાડોની કઢણોમાંથી જે રસ્તો જાય છે, તે જ અજમેર જવાનો સિધ્ધો રસ્તો છે. આપની હીલચાલ જાણવાને માટે હું આ પ્હાડ ઉપર ચડી. ત્યાર પછી જોયું કે આપ આરામ ખાતર એકાંત સ્થાન શોધો છો, લશકરથી અલગ થયા છો, ત્યારે યોગ્ય અવસર સમજી આપની પાછળ પાછળ આવવાનું મેં ધાર્યું."

ખુશરૂ: "ગાન શા માટે ગાતી હતી?"

પૂર્ણિમા: "આપનું લક્ષ ખેંચવાની ખાતરજ. નહી તો આપ પાછા જલદીથી નીચે ઉતરી જાઓ."

ખુશરૂ: "તું બહુ અક્કલમંદ છે. ખુદાએ જેમ ત્હને રૂપનો ખજાનો બક્ષ્યો છે, તેવીજ રીતે અક્કલ પણ માશાઅલ્લાહ ખૂબ આપી છે. ઠીક, પણ હું ત્હારી ખાતર આટલું કરૂં, ત્યારે તું કંઇજ નહિ કરે પૂર્ણિમા?"

પૂર્ણિમા: "મ્હારો જીવ આપતાંએ જો આપનું ભલું થતું હોય તો હું તૈયાર છું. આપને હંમેશ હું મ્હારા ખાવિંદને રેહાઇ અપાવનાર અને જાન બક્ષનાર તરીકે માનીશ. અહેસાનભર્યા જીગરે આપના હકમાં ભલી દોઆ ચાહીશ."

ખુશરૂએ મનમાં મનમાં કંઇક વિચાર કર્યો. વળી પૂર્ણિમાના મુખ સામે જોયું તો તે રૂપવતી સૂર્ય કિરણોમાં પ્રથમથીએ વધારે ઝળકી રહી હતી. જોયું કે તે સૂર્ય કિરણોથી તપ્ત ભૂમિ ઉપર રાતાં કમળો જેવાં ચરણ યુગલ રાખી એક ભુવન મોહિની પરીસુરત ત્હેની સામે ઉભી છે. ત્હેના અધરો મંદમંદ કંપે છે, અને મુખ ઉપર વિદ્યુત છટા છવાઇ રહી છે. ખુશરૂ આત્મભાન ભૂલી બોલ્યો: "નાઝનીન! અહેસાનનો બદલો અહેસાનથી વળવો જોઇએ. એક મામુલી અહેસાનનો હું ભિખારી છું."

પૂર્ણિમા આ વખતે વિચારમાં પડી. ખુશરૂના મુખ ઉપરના ઉત્તેજીત ભાવ જોઇ તે ત્હેના મનનો હેતુ કળી ગઇ. કઠોર થઇ બોલી: "આટલા દિવસો પછી જાણ્યું, બદલા વગર દિલ્હીના માલિકનો પૌત્ર નવાજીશ કે પરોપકાર કરતો નથી. બદલામાં શું અહેસાન ચાહો છો શાહજાદા સાહેબ?"

"એક વાર ત્હારા એ ચંપકવર્ણા હાથો ચુંબન કરવા દે. મ્હારા મનની આશા સંતોષવા દે." એમ બોલી ખુશરૂ આગળ વધ્યો.

ખુશરૂનો ભાવ સમજી, પૂર્ણિમા વિજળીને વેગે દૂર સરી ગઇ.

ખુશરૂ આવેગભર્યા સ્વરે ઉત્તેજીત ઢબે બોલ્યો: "પૂર્ણિમા, સંગદિલ, મ્હારો અરમાન પૂરો કર!"

અભિમાની સિંહણની પેઠે એક અગ્નિમય કટાક્ષ કરી તે બોલી: "શાની આશા શાહજાદા?"

ખુશરૂ રૂંધાતા સ્વરે બોલ્યો: "પૂર્ણિમા! આ સ્થળ અતિ નિર્જન, છેક જનસમાગમ શૂન્ય. કોઇ અહીંયાં નથી. જેઓ છે, તે મારા હાથ તળેના સિપાહીઓ છે. એક વાર આ મારા તપી રહેલા જીગરને ભેટ! ભવિષ્યમાં દિલ્હીની મસનદ આ હાથોમાંજ આવવાની છે! આ ઝરીંન-જમીન હિંદ મ્હારીજ છે. હું ત્હને હિંદની શાહનશાહબાનુ બનાવીશ. તમામ હિંદુસ્તાન આ કમળ જેવા ત્હારા કોમળ પગોમાં નમશે. એક વાર ત્હારા આ આફતાબેન

તેજથી સુર્ખ બનેલા ગાલોપર ચુંબન લેવા દે."

પૂર્ણિમા હવે માથે આવેલું સંકટ સમજી; અને એમ પણ સમજી કે તે ભયંકર ઝેરી સાપ સાથે ખેલ કરે છે. પરંતુ તે રાજપુત સ્ત્રી હતી! આત્મરક્ષાના ઉપાય લીધા વિના તે ઘર બહાર ન નીકળે. આથી અભિમાન ભરી જરા દૂર સરી બોલી: "લ્યાનત! લ્યાનત! ધિક્કાર!"

ખુશરૂ જરા દુર ખસી જતાં બોલ્યો: "શાને લ્યાનત–ધિક્કાર પૂર્ણિમા?"

પૂર્ણિમા: "આપ તો દિલ્હીના શહેનશાહ–અકબરના પૌત્ર ખરૂં ને? આ વિશાળ હિંદુસ્તાનના ભાવિ માલેક! શાહજાદી પિયારઉન્નિસાના મહોબ્બતી ખાવિંદ! આટલું નીચ આપનું જીગર! જેના દિલમાં આટલી હીનતા, તે શું કદિએ હિંદનો શહેનશાહ થઇ શકે? તુચ્છ આ રૂપ. તુચ્છ આ હુસ્ન-સૌન્દર્ય. કેટલા દિવસ એ ટકનાર? મોસમે બહાર શું સદાએ રહે છે શાહજાદા? મ્હારૂં આ રૂપ જે દિવસે વાસી ગુલાબની પાંખડીઓની પેઠે ઝરી પડશે, ત્યારે એ રૂપથી જન્મેલો મોહ રહેશે શાહજાદા? પરંતુ તે પાપનું કલંક, અત્યાચારનો ડાઘ, તિરસ્કારપાત્ર આ વાસનાનો ખ્યાલ, સતીના અપમાનની ભયંકર જવાળા જીંદગીભર કદિએ ભુસી શકશો નહિ શાહજાદા?"

ખુશરૂ હંમેશાં તરંગી મનનો હતો. સર્વદા મનના ખ્યાલોને વશ રહેતો. શહેનશાહ અકબરના અતિશય લાડથી ત્હેનું માથું ખસી ગયું હતું. એ સ્વછંદતાના ખ્યાલોને વશ થઇ, ખુશરૂ ત્હેના પિતાની સાથે કોઇ કોઇ વાર એવો વરતાવ કરતો, કે જેથી સુલતાન સલીમના મનમાં ત્હેના ઉપર તિરસ્કાર જાગી ઉઠતો. સુલતાન હંમેશા ધારતો, કે પિતાના લાડથી પોતાનો વારસ દીવસે દિવસે જહન્નમ તરફ વળે છે. પિતા તરીકે ત્હેને ઠેકાણે લાવવા કઠોર બનતાં શહેનશાહ અકબર તથા ખુશરૂની માતા જોધબાઇ હંમેશાં ત્હેની વચ્ચે આવતાં. એથી સુલતાન સલીમ એ બધાં ઉપર મનથી બળતો, એટલુંજ નહિં પરંતુ દાદાનો એ હદથી જયાદા સ્નેહ, સુલતાન સલીમના મનમાં કોઇ વાર મોટા અંદેશાનું કારણ થઇ પડતો. તે વિચારતો, જે આમાં કંઇક ગોટાળો છે, કંઇક ગંભીર હેતુ છે, જેથી ત્હેના સૌથી મુખ્ય હકને નુકસાન થાય. જેથી ત્હેના તખ્ત પરના હકમાં કાંટા વેરાય.

આમ છતાં પણ ખુશરૂના હૃદયમાં કેવળ નીચતા ન હતી. ત્હેના હૃદયમાં સહજ સ્વભાવિક ઉદારતા, કંઇક આત્મસયંમ, કંઇક વિવેક શક્તિ એવા ઢંકાયલા રૂપમાં હતા કે ત્હેને જગાડી ઉત્તેજીત કરતાં કેટલીક મહેનત કરવી પડતી.

ખુશરૂના ચરિત્રનું આ ગુઢ રહસ્ય ન જાણવા છતાં ઇશ્વર પ્રેરિત તરત બુદ્ધિના પ્રતાપે આત્મસન્માનના રક્ષણ ખાતર, પૂર્ણિમાએ ખુશરૂને પૂર્વોક્ત ભાવે પાનો ચડાવ્યો. અને ત્હેના ફળ પણ ફળ્યાં. કેમકે થોડાક વિચારમાં પડયા પછી ખુશરૂ પસ્તાવા રૂપે બોલ્યો: "ખરેખર હું ભ્રમમાં પડી મહા અનર્થ કરવા તૈયાર થયો હતો. પૂર્ણિમાને તું મને ક્ષમા કર. એક ક્ષણના મોહમાં, ઉત્તેજનાથી, આત્મસંયમશક્તિની શિથિલતાથી જે કંઇ થઇ ગયું છે, તે તું ભૂલી જજે. મને અંતઃકરણપૂર્વક માફી આપ. એ માફીને બદલે હું ત્હને દુર્જયના છુટકારા વાસ્તે મારા નામની મ્હોરવાળી આ વીંટી આપું છું. પરંતુ સોગંદ લે કે ત્હારૂં કામ થઇ રહ્યે એ મ્હોર પાછી મને આપી દેશે."

પૂર્ણિમાએ જોયું કે ઔષધ લાગુ પડયું છે. ઔષધના ગુણથીજ રોગી વિકારનો બકવાટ છોડી સહજ વાતો કરે છે. ખુશરૂના હૃદયમાં ત્યારે ખરેખર કુલીનતાના સંસ્કારો જાગી ઉઠયા હતા. એક ક્ષણ પહેલાં જે શખ્સ શયતાન હતો, તે હમણાં દેવ બની ગયો હતો.

પૂર્ણિમા ધીરે સ્વરે નમ્ર ભાવે બોલી: "જનાબે આલીના એ હુકમને સરોચશમથી બજાવું છું. હું પાછી આપને મલીશ. તો પણ હું આપને મહેલમાં મલી શકીશ નહિ. બનતાં સુધી તે સમય પહેલાં મારી સહી સાથનો એક પત્ર આપને મળશે. ત્હેમાં જણાવેલાં સ્થાને આવવાથી આપણો મેલાપ થશે."

તરતજ ખુશરૂએ પોતાની આંગળીએથી વીંટી ઉતારીને પૂર્ણીમાને આપી, બોલ્યો: "ખબરદાર! આનો એક હરફ પણ મહારાજ માનસિંહ ન જાણે, કે જે દુર્જયને ત્હેણે સજા ફરમાવી છે, ત્હેને છોડવનાર હું છું. જો સંજોગોને લીધે તું પકડાઇ જાય તો, અને જો મહારાજ માનસિંહ ત્હને પૂછે કે શાહજાદાની મ્હોરવાળી વીંટી ત્હને કયાંથી મળી તો તું શું જવાબ દેશે પૂર્ણીમા?"

પૂર્ણિમા હસતે મ્હોએ બોલી: "કહીશ, શાહજાદાના રહેઠાણમાંથી મેં એની ચોરી કરી હતી. પોતાના સ્વામીના છુટકારા અર્થે રાજપુત સ્ત્રી ન કરી શકે એવું કયું કામ છે?"

ખુશરૂ બહુજ નબળા મનનો હતો. તે સમજ્યો કે પૂર્ણિમા કદાચ પકડાઇ જાય તો પણ આ બાબતમાં ત્હેના ઉપર કંઇ જવાબદારી આવી પડે તેમ નથી. તે આશાથી પ્રફુલ્લ મને બોલ્યો: "હવે કયારે મળશે પૂર્ણિમા?"

પૂર્ણિમા પણ સહાસ્ય મ્હોંએ બોલી: "જ્યારે ખુશ કિસ્મત હશે ત્યારે."

"મને મળવાને ત્યારે આગરા પર્યંત તું આવશે ખરી?"

"આવીશ, નહિ કેમ શાહજાદા? વચન ભંગ કરવું રાજપુતો માટે મહા પાપ છે અને આ આલમમાં ઓરતોથી અશકય એવું કંઇજ નથી." પૂર્ણિમા વધારે વાર ઉભી રહી નહિ. તે પલવારમાં તે જંગલમાં કયાંની કયાં મળી ગઇ.

ખુશરૂ એક લાંબો નિશ્વાસ નાખતાં મને મને ગણગણ્યો: "હાય! પૂર્ણિમા, આજ જો ત્હારા જેવી કોઇ ચંચલ ચાલાક ઓરત હું મેળવવા પામ્યો હોત! તેમ થયું હોત! તો મહોબ્બતની સાંકળે ત્હેને સદાએ બાંધી રાખત. જોઉં છું પાછી તું મળે છે કે નહિં? મને યકીન છે કે રાજપુતો કદી ખોટાં વચનો આપતા નથી એટલે ત્હારે એક દહાડો મ્હારી પાસે આવવુંજ પડશે. ત્યારે હું ત્હને વશ કરીશ."

તે જ વખતે ખુશરૂનો રાજપુત નાયક હિંમતસિંહ આવી બોલ્યો: "જનાબ! બહુ મોડું થાય છે. હજી બહુજ દૂર જવાનું છે. આપને નહિ જોવાથી શોધતાં શોધતાં અહીં આવી પહોંચ્યા છીએ. હુકમ ફરમાવો ખુદાવંદ!"

તે રાજપુત રક્ષકને એકાએક સામે આવી ઉભો રહ્યો જાણી ખુશરૂ મને મને કંઇક ગુંચવાયો. ત્હેના મનમાં કંઇક વહેમ પડયો, કદાચ હિંમતસિંહે છુપાઇને સર્વ સાંભળ્યું હોય. તેથી વધારે કંઇ નહી બોલતાં ત્હેની પછવાડે ચાલવા લાગ્યો. બીજા એક મર્મભેદી નિશ્વાસથી ત્હેના સંકલ્પિત કાર્યની નિષ્ફળતા પ્રકટી રહી.

## નવમો પરિચ્છેદ.

શાહજાદો ખુશરૂ બરાબર સમજી શકયો નહિ કે પૂર્ણિમાની અતુલનીય રૂપપ્રભા ત્હેના જીગરમાં કેટલો અમલ જમાવી ગઇ છે. પરંતુ તે એટલું તો સમજ્યો કે જો ભાગ્યચક્રના પરિવર્તન નથી તે એ રૂપવતી પૂર્ણિમાને પોતાની મહોરદાર રૂપે મેળવવા પામે તો ત્હેની એ જંજાળી જીંદગીની અપૂર્ણ આશાઓ કેટલેક દરજ્જે પૂર્ણ થાય. ત્હેના કંટકમય જીવનમાં કંઇક પ્રફુલ્લતા ફુટી ઉઠે. પરંતુ જગતમાં આ એક મોટામાં મોટો શાપ છે કે જે માણસ જે ચાહે, જેની આતુર હૃદયે કામના કરે, તે ત્હેને માટે નહિ. તેમ છતાં માની, ખુશરૂએ પૂર્ણિમાને વિદાય આપી મનમાં મનમાં વિચાર કર્યો: "દુનીઆના શહેનશાહ અકબરનો હું પૌત્ર, સમસ્ત હિંદ મને પોતાના બાદશાહરૂપે સ્વીકારવાને ઉત્સુક છે. મારા પિતા મહેરઉન્નિસાને શેરઅફગાનના બાહુમાંથી ઝુંટવી લેવા માગે છે. ત્હેની એ કોશિશ યદિ સફળ થાય, તો મારે માટે પૂર્ણિમા મેળવવાની મહેનત શા માટે ફોકટ જાય? શેરઅફગાનની સરખામણીમાં તુચ્છ એ દુર્જય! મ્હારી અતૃપ્ત આશા પૂર્ણ કરતાં જો એ દુર્જયનું નામ નિશાન આ ધરણી ઉપરથી ભુંસી નાખવું પડે, તો તે માટેએ હું તૈયાર છું."

એ રીતે વિચાર કરતાં કરતાં ખુશરૂ ત્હેના શરીરરક્ષક સૈન્ય સાથે ધીમે ધીમે આગળ વધતો જતો હતો. એવામાં ત્હેણે વિસ્મયપૂર્વક જોયું કે પાંચેક મોગલ સ્વારો મારતે ઘોડે આવે છે.

ખુશરૂએ તરતજ લગામ પકડી. ત્હેના મનમાં એક ભયંકર કલ્પનાએ ઘર કર્યું. ફત્તેપુર સીક્રીથી આવ્યા પછી શહેનશાહની તબિયત બહુ સારી રહેતી ન્હોતી. ખુશરૂએ મનથી ધાર્યું કે સિપાઇઓ જ્યારે સીક્રી તરફથી આવે છે, તો જરૂર તેઓ મ્હારે માટે કંઇ અશુભ સમાચાર લાવવાના.

એ મોગલ લશ્કરનો જે સરદાર હતો, ત્હેનું નામ લતીફખાન હતું. લતીફખાન, શહેનશાહ અકબરનો ખાસ 'આદંરલી' હતો. ખુશરૂને જોતાંજ લતીફખાને ઘોડા ઉપરથી ઉતરી પડી, માનપૂર્વક શાહજાદાને કુર્નિસ બજાવી.

શાહજાદા ખુશરૂએ આતુરતાપૂર્વક સવાલ કર્યો: "શી ખબર છે લતીફ, જહાંપનાહ ખુશીમાં છે?"

લતીફખાંએ ત્હેની પાઘડીમાંથી એક લાલ પત્ર બહાર કાઢી શાહજાદા ખુશરૂના હાથમાં આપ્યો. ખુશરૂએ કંપતે હૃદયે વાંચી જાણ્યું, કે શહેનશાહની બિમારી વધી છે, અને ખુશ-

રૂને જોવાને બહુજ આતુર છે. માટે તરતજ હેણે ફત્તેપુર સીક્રીના શાહીમહેલમાં હાજર થવું.

ખુશરૂ નસીબ ઉપર બહુજ આધાર રાખનારો હતો. તેથી હેણે તરતજ ધાર્યું કે હેના જીવનની બધી ઘટનાઓ હેને પોતાને અધીન નથી. તે માતાની આજ્ઞા માથે ચડાવી પિતાને મળવા અલાહાબાદ જતો હતો. વચ્ચમાંથીજ નસીબે નવી ઘટના ઘડી, હેનો જે ઇરાદો હતો, તે ઉલટાવી દીધો.

લતીફખાનની ઝબાનથી શાહનશાહની હાલત બગડેલી જાણી, ખુશરૂના હૃદયમાં કંઇ કંઇ થઇ ગયું. શાહજાદો હેના દાદાનો બહુજ લાડકવાયો હતો. એટલો આદર, એટલો સ્નેહ, એટલાં લાડ, પગલે પગલે એટલી ક્ષમા, હેના પિતા સુલતાન સલીમ હેના બાળપણમાં પામ્યો હતો કે નહિ તે શંકા પડતું હતું. ખુશરૂને એક ઘડી પણ આંખોથી અદીઠ તે રાખી શકતો નહિ. અને ખુશરૂ પણ હેના દાદા વિના લાંબો સમય રહી શકતો નહિ.

ખુશરૂએ સર્વ હકીકત હેના નાયક હિંમતસિંહને કરી સંભળાવી. અને ફરમાવ્યું કે: "હિંમત! શહેનશાહની હાલત ગંભીર છે. આગલી સર્વ ગોઠવણો રદ કરી પ્રથમ ત્યાંજ જવું જોઇશે. અજમેર જવાની તો કંઇ જરૂરજ નથી, તો અલાહબાદની તો વાતજ કયાં રહી. માટે તું લશ્કર લઇ ઉતાવળે મારી સાથે ચાલ."

ફત્તેહપુર સીક્રી ત્યાંથી માત્ર પાંચ કોસ હતું. ખુશરૂ પોતાના શરીરરક્ષકો સાથે ઘટતે વખતે ફત્તેપુર સીક્રી પહોંચ્યો. જતાંજ મહેલના મુખ્ય દરવાનને પુછ્યું: "શહેનશાહને કેમ છે?" દરવાને શસ્ત્ર નમાવી કુર્નિસ કરી કહ્યું: "શાહજાદા, શહેનશાહની હાલત ગઇ રાત્રે બહુજ ખરાબ હતી, આજ સવારથી કંઇક ઠીક છે."

એ સમાચાર સાંભળી ખુશરૂ કંઇક શાંત થયો. તે બોલ્યો: "શહેનશાહ હમણાં કયાં છે?"

દરવાન: "હેના ખાસ મહેલમાં."

ખુશરૂ: "ત્યાં કોણ કોણ છે?"

દરવાન: "મહારાજ બીરબલ તથા શહેનશાહના અંગત મિત્ર અબુલફઝલ."

ખુશરૂ વખત ખોવા વિના તે સ્થળે શાહી મહેલમાં હાજર થયો. હેણે જોયું એક સૂવર્ણ જડિત પલંગ ઉપર શહેનશાહે હિંદ અકબરશાહ અર્ધ સુતેલી સ્થિતિમાં મહારાજ બીરબલની સાથે વાતો કરતા હતા. પરંતુ હેની બંને આંખો ઓરડાનાં બારણાં તરફ લાગેલી હતી.

ખુશરૂએ ઉતાવળે પગલે શહેનશાહ પાસે જઇ, ઘુંટણમંડીએ પડી કુર્નિસ બજાવી, રૂદ્ધ અવાજે કહ્યું: "દાદા!"

શહેનશાહ અકબર ખુશરૂની આગમન રાહ જોતો હતો. માટે જ તે બારણા તરફ જોઇ રહ્યો હતો. એકાએક હેને પોતાના પલંગ પાસે આવેલો જોઇ, તેમજ હેની આંખોમાં આંસુ દેખી શહેનશાહના મનમાં બહુજ લાગણી થઇ આવી.

શહેનશાહે ખુશરૂને છાતી સરતો ચાંપી, હેના મ્હોંપર ચુંબન કર્યું. સ્નેહભર્યા અવાજે કહ્યું: "તું આવ્યો ખુશરૂ! કાલ મારી જે હાલત ગુજરી છે, હેમાં જો ફેર ન પડયો હોત તો ત્હારે કદાચ સિકંદ્રા જઇ મારી કબર ઉપર આંસુઓ ગાળવાં પડતે."

એ શબ્દોએ ખુશરૂના હૃદય ઉપર બહુજ આઘાત કર્યો. તે દુઃખી સ્વરે બોલ્યો: "આવા કલામો જબાનથી ન કાઢશો, જહાંપનાહ! આપ સિવાય આ કમનસીબના મ્હોં સામે જોનાર બીજું કોણ છે?"

શહેનશાહે એ સંબંધે વધારે કંઇ નહિ બોલતાં પ્રશ્ન કર્યો: "તું સિધોજ અંબરથી આવે છે?"

ખુશરૂ: "હા, જહાંપનાહ!"

અકબર: "ત્હારી અમ્મા ત્હારી સાથે કાં ન આવી?"

ખુશરૂ: "તે અલાહબાદ મારા વાલીદ પાસે ગઇ છે."

અકબર: "અલાહાબાદ? કેમ? કોણે હેને ત્યાં જવાની સલાહ આપી?"

ખુશરૂ: "તે પોતાની ખુશીથીજ ગઇ છે."

અકબર: "ત્હારી અમ્માને મ્હારી હાલતની ખબર ન હતી?"

ખુશરૂ: "ના, હજુર ખબર હોત તો કદાચ તે ત્યાં જાત નહિ, બાબાના એક જરૂરી ફરમાનને માન આપી, તે અલાહાબાદ હેની પાસે ગઇ છે."

અકબર: "હવે સમજાય, એ હકીકત, એ સલીમના અસંખ્ય ખ્યાલોમાંનો એક નજીવો ખ્યાલ માત્ર છે. કોઇ સમયે એ ખ્યાલી શક્તિ એટલી જોરમાં આવે છે કે હેમાં મ્હારા હુકમો અને ફરમાનો સુદ્ધાં બાજુએ રહી જાય

છે. જવા દે. પણ ત્હારા મામા માનસિંહ હમણાં કયાં છે?"

ખુશરૂ: "તેઓ અંબરજ હજુ છે. જલદી અહીં આવવા જોઇએ."

અકબરશાહે ભ્રકુટી ચડાવી. ખુશરૂ તે જોઇ શકયો નહિ, પરંતુ તે તીક્ષ્ણ નજરવાળા અબુલફજલની નજર બ્હાર રહ્યું નહિં. અબુલફજલે મનથી એને એક તરંગ માન્યો.

શરદ્ ઋતુના આકાશની પેઠે, શહેનશાહનો મુખભાવ તરતજ બદલાયો. જે ધનવાદળે દેખા દીધો હતો, તે તરતજ વિખરાઇ ગયું.

રહીત હતું. એ પ્રસન્નતામાં ભૂતકાળના સર્વ પ્રસંગો, સર્વ વ્યક્તિઓ–દુર્જય, માનસિંહ, પૂર્ણિમા—જાણે કોઇ માયાબળે ત્હેના મગજમાંથી સરી ગયાં હતાં. માતાનો તિરસ્કાર, પૂર્ણિમાનો રૂપમોહ સૌ ક્યાને ક્યાં વિલીન થઇ ગયું.

ખુશરૂના મહોબ્બતી દાદા શહેનશાહ અકબરે ફત્તેપુર સીક્રીના શાહીમહેલમાં એક સ્વતંત્ર મહેલ ત્હેને માટે બનાવી આપ્યું હતું. એ મહાલનું નામ હતું "પિયારામહાલ." ખુશરૂની દિલદાર બીબી બેગમ પ્યારેબાનુના નામ



ઉપરથીજ એ નામ રાખવામાં આવ્યું હતું.

પિયારાબેગમ અતિ ખુબસુરત નાઝનીન હતી. પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે આગરાની અનેક લલનાઓમાંથી ત્હેની ચુંટણી ખુદ બાદશાહે કરી, ખુશરૂના બાહુમાં સમર્પી હતી. પિયારા શહેનશાહની વ્હાલી વધૂ હતી. વૃદ્ધ શહેનશાહ પિયારાનું અનુપમેય લાવણ્ય જોઇ, વખતો વખત મનમાં મનમાં વિચારતો, કે ખુશરૂ જેવાં ઉડતા પંખેરૂને પિયારાએ ઠીક જંજીર પહેરાવ્યાં છે. જે તે કોઇ દહાડો તોડી શકશે નહિ, ક્યારે પણ છુટી ઉડી જઇ શકશે નહિ.

તેણે ખુશરૂને કહ્યું: "અહીં ન આવતાં, અવ્વલ ત્હારે રંગમહેલમાં જવું જરૂરી હતું. ત્યાં એક જણ ત્હારી આમદની રાહ જોઇ રહ્યું છે, અને અતિશય નિસાસા ઉસાસ નાખે છે. જા, પહેલાં ત્હેના દિલને આરામ આપતો આવ."

ખુશરૂ બાદશાહના એ વ્યંગ્યથી બહુજ લજ્જા પામ્યો. પરંતુ માલિકે હિંદની મરજી ઉલંઘવાને કોની મગદુર છે? આથી ખુશરૂએ તરતજ શાહી દિવાન છોડી ચાલવા માંડયું.

અત્યારે ખુશરૂનું મન હેમંતઋતુના સુજાલ આકાશની પેઠે કંઇ પણ આવરણ

ખુશરૂનાં ભાગ્ય સાથે સમબંધને બંધાઇ શાહજાદી બેગમ પિયારાબાનુ શહેનશાહના ખાસ સ્નેહનું પાત્ર બની હતી. શહેનશાહ જેમ ખુશરૂને હરહંમેશ પોતાની સમક્ષ રાખવાની આનંદ માનતો. જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં ત્હેને પોતાની સાથે લેતો, તેમજ ખુશરૂની બીબી પિયારાબાનુ માટે પણ હતું. આથી પિયારાબાનુ ફત્તેપુર સીક્રીના શાહીમહેલમાં પણ એક સ્વતંત્ર સ્થાનની માલેક બની હતી. અને શહેનશાહ અહીં હોવાથી તે પણ અહીં આવી હતી.

એ લલિત લલના શ્રેષ્ઠ પિયારાને ખુશરૂ પૂરા પ્રેમથી ચાહતો હતો. પિયારાની તારલિયા જેવી સુરમારેખા–રંજીત આંખો સર્વદા ખુશરૂને ચુંબકની પેઠે આકર્ષી પોતાની પાસે ને પાસે રાખતી. કયારેક પિયારા, કયારેક પિયારાબાનુ, કયારેક પિયારે બેગમ એમ અનેક રીતે સંબોધતાં એ ત્હેના હૃદયની આશા સંતોષ પામતી નહિ.

રૂપ જેવું રૂપ આપી વિધાતાએ ત્હેને આ જગતમાં જન્મ આપ્યો હતો. એવી ચંચળ વિદ્યુત શિખા જેવી ઉજવલ, પુર્ણિમાના ચંદ્ર કિરણો જેવી સ્નિગ્ધ અને અમૃત વર્ષાવતી તે ચકિત દૃષ્ટિમાં જાણે એક પ્રકારનો ઉંડો પ્રેમ, અસ્ખલિત આસક્તિ, સંપૂર્ણ આત્મસમર્પણ સમાઇ રહ્યાં હતાં. ત્હેની વાતોમાં પ્રેમના ચંચળ સુરનો આલાપ, ત્હેની ભાષા તે જાણે પ્રેમના સ્તોત્રો, ત્હેના સ્પર્શમાં જાણે મનમોહક શક્તિ, અને તેનાં અદર્શને જાણે સર્વ શુન્યતા જણાતી.

પતંગ જેમ પ્રકાશિત દિવો જોઇ એકીટશે જોયા કરે છે, પછી અધીર મને ત્હેમાં ઝંપલાવે છે, ખુશરૂએ તે પ્રમાણે પિયારાના રૂપદિવામાં પતંગની સ્થિતિ પામ્યો હતો. એકી નજરે બહુ વાર પિયારા સામું જોઇ રહેતાં છતાં કદિ ત્હેને કંટાળો આવતો નહી, દર્શનની આશા અને ઇચ્છા પણ મટતી નહિ. ત્હેનાં પ્રેમભાષાંભર્યાં નીલનેત્રો, અવ્યક્ત, અસ્ફૂટ, નીરળ ભાષામાં કંઇક કહેતાં હતાં. ખુશરૂ વારંવાર તે સમજવાની ચેષ્ટા કરતો, પણ સમજી શકતો નહિ. હમેશાં સરસ, હાસ્ય પ્રફુલ્લ સ્ફુરંત અધરે મૃદુકંપન હૃદયમાં રહેલા કોઇ ગૂઢ ભાવે થયા કરતું. તે નહિ સમજવાથી ખુશરૂ ઘણીવાર જટીલ સમસ્યામાં પડી જતો.

અને એ રૂપસી શ્રેષ્ઠ જાદુગરી પિયારાથી જ્યારે ત્હેના લાલ અધરોએ કોઇ કુતુહલ પૂર્ણ હાંસી ધારણ કરી, મુખ ઉપર વિદ્યુત ખિલાવી ખુશરૂને સવાલ કરતી: "એકી ટશે મ્હારા મ્હોં સામું શું જોઇ રહ્યા છો શાહજાદા?" ત્યારે ખુશરૂ પ્રેમમુગ્ધ કંઠે બ્હાવરાની પેઠે બોલી ઉઠતો: "શું જોઉં છું? જે જીંદગીભર જોવાથી તૃપ્તિ ન થાય, તે જ જોઉં છું પિયારા? જે મ્હારા જેવા કમનસિબના સુકા જીવનમાં શિતળ જળ પ્રવાહનો કલકલ નાદ ઉમેરે છે તે જ જોઉં છું. આ રંજભરી આલમમાં જે જાવેદાન આરામ, હમેશ શાંતિ, ખુદાની ઉમદા બક્ષીસ, બેહસ્તનાં નુરી મહેલોમાં પણ મળવું મહાલ તેજ જોઉં છું. આટલી ચાહના, આટલી માયા, આટલી રહેમી, આટલી અધીનતા, આટલી મહોબ્બતની અમૃતધારા બીજે કયાં મને મળશે પિયારેબાનુ?"

ખુશરૂની એવા ઉંડા પ્રેમના આવેગભરી વાતો સાંભળી સુંદરી પિયારા શરમાઇ જતી. એવી એવી વાતો સાંભળવાથી તેના ગાલોની સહજ સ્વાભાવિક લાલી એથીએ વધારે આરક્ત થઇ જતી. શરમની મારી ત્યાંથી નાસી જઇ મનમાં મનમાં બોલતી: "ત્હમારી આવી મહોબ્બતનો બદલો મારાથી શું આ હૈયાતીમાં મળશે? નાચીઝ મ્હારૂં હુસ્ન–સૌન્દર્ય! બાંદીનીએ બાંદી તરીકે ત્હમારા કદમોની સેવા કરવાને હું લાયક નથી. એક સાધારણ કનીઝ ઉપર આટલું ખેંચાણ શાથી જીગર?"

ખરેખર ખુશરૂ રૂપવંતી પિયારાને ત્હેનું સર્વસ્વ અર્પણ કરી ચાહતો હતો. ખુશરૂ ઘણીએ વાર એકલો બેસી વિચારતો, કે આ પિયારાની ખરેખર રૂપે, ગુણે આલમમાં જોડી નથી. તે મ્હારા જીગરનું ખૂન, આંખોનું તેજ, કલેજાની ઠંડક! આ ખલકમાં મ્હારૂં પોતાનું ગણાય એવું કોઇ નથી. સૌની આંખે હું ચડયો છું. મ્હારા સર્વ ગુણદોષ, ઉચ્ચતા, દુર્બળતા, પાપ પુણ્ય સઘળુંજ આ પિયારાબાનુ જાણે છે. છતાં ત્હેને મ્હારાપર અભાવ થતો નથી.

અને પિયારાબાનુ! તે આ દુનીયામાં અન્યને ઓળખતી નથી. ઓળખે છે માત્ર તે કંદર્પ કાંતિ શાહજાદા ખુશરૂને. ત્હેની નજરે ખુશરૂ જેવો કાંતિમય પુરૂષ શ્રેષ્ઠ બીજો આ જગતમાં નથી. ખુશરૂના મીઠા હલક–સ્વર આગળ કોયલનો પંચમ ટહૂકોએ તેને મન

કંઇ નથી. ખુશરૂની આરઝુભરી આંખો પિયારા ઉપર પડતાંજ વિના બોલે જણાવી દે છે "પિયારી! તું મ્હારૂં સર્વસ્વ છે, આ દુનિયામાં ફક્ત–હું અને તુંજ છીએ. મ્હારી જીંદગીમાં હંમેશા પૂર્ણિમા, સદાની નવી મોસ્મે બહાર–વસંત અને ઇશ્કના સરોદના તાન તરંગો સર્વ તુંજ છે.

પિયારાના મતે, ખુદાએ આ આલમમાં જે મહોબ્બત, જે ઉદારતા, જે સરલતા ખુશરૂને બક્ષ્યાં છે, તેવાં બીજા કોઇનેએ બક્ષ્યાં નથી. પિયારાએ પોતાનું સમસ્ત ખુશરૂને વેચ્યું છે. એટલુંજ નહિ પણ તે, તે રૂપ થઇ, તેમાં મળી ગઇ છે.

ખુશરૂના સુખે સુખ, અને ત્હેના દુઃખે દુઃખ, ત્હેના હર્ષે હર્ષ અને ત્હેના વિષાદે વિષાદ મલીન અંધકારમયી બની રહે છે. ત્હેના જેવી ખાવિંદને વફાદાર બીબીએ શવહરના સુખચેન માટે જેટલો ત્યાગ, જેટલો ભોગ આપવો યોગ્ય ગણાય તેટલો તે પૂરેપૂરો આપતી. તોપણ અનેક વખતે ત્હેના મનમાં થતુ જે ત્હેણે કંઇ કર્યુંજ નથી.

મહીના એક પહેલાં આજ સ્થળે ફત્તેપુર સીક્રીથી ખુશરૂ ત્હેની માતાની સાથે અંબર ચાલ્યો ગયો. શાહજાદાના જવા પછી, પિયારા શોકની મૂર્તિ રૂપે રંગમહેલમાં ચોતરફ ભમ્યા કરતી. કેટલીએ લાંબી રાતો, તેણે ઉન્માદિનીની પેઠે ખુલ્લી બારીએ આગમન આશામાં રાહ જોતાં નિરાશ થઇ, આંસુ સારતાં ગાળી હતી. કેટલાએ દિવસો, ખુદ પોતાને હાથે ચુંટેલી અને ગુંથેલી, ચંપક, ચંપેલી, મોગરા, બેલા વગેરે ફુલોની માળાઓ ખુશરૂના ગળામાં આરોપી નહિ શકાવાથી ક્રોધના આવેશમાં છિન્ન ભિન્ન કરી નાંખી હતી. વળી કોઇ કોઇ દિવસે નિષ્ફળ આશા પ્રતિક્ષાના આવેગમાં ઉન્માદ વશ થઇ મધુર નાગકેશરની માળાઓ ખુશરૂની તસ્વીર ઉપર ઝુલાવી, પાગલ પેઠે મને મને બબડતી: "અજી! નકલી તસ્વીરમાં આટલો મોહ! ત્હેને પ્યાર કરવામાં આટલી ખુશી! ન જાણે આજ શાહજાદો ખુદ હાજર હોત તો આ પૂર મહેનતથી ગુંથેલી માળા તેને નઝર કરતાં આટલો આનંદ થાત? પણ નહિ આજ જો તે હાજર હોત તો તેને ગળે ઝુલાવી મારી ગુથનકળા સાર્થક કરત."

વળી કોઇ જ્યોત્સ્નામયી નીરવ, શાંત રજનીમાં તે મર્મભેદી દર્દભર્યા શ્વાસ નિશ્વાસ નાખતાં કહેતી: "હવે, હું વધારે આપનો ફિરાક–વિયોગ સહી શકતી નથી. વધારે વાર આપ વિના રહી શકતી નથી. ત્હમે મારૂં તમામ હરણ કર્યું છે. દાસી બાંદીની સેવા સુશ્રુષામાં મને સંતોષ નથી. રાજભોગ ઉપર મને અરૂચી થઇ છે. સોના જડિત શાહી મહેલોનું ગુલાબ વાસભર્યાં નિશ્વાસવાળું વાતાવરણ મને ઝહેર ભર્યું લાગે છે. હિંદુસ્તાનના શહેનશાહ અકબરનો આદર, સોહાગ જે મ્હારા મનને સાતમે આસ્માને ચડાવી દેતા, તે પણ આજ રૂચતા નથી. જે સર્વ પરંદાઓ શોખથી મેં પાળ્યાં છે, જેને સોનાના પિંજરે પુરી પ્રેમ ચુંબન કરતી, તે સર્વ પરંદાઓ મેં ઉડાડી મૂક્યાં છે. મ્હારૂં વ્હાલું બીન આજ શ્વેત આરસમયી ભૂમિ ઉપર અનાદરે ઠોકરાતું પડયું છે. હમણાં ફક્ત વિચારૂં છું, રડું છું, તાસવીસ કરૂં છું, આંસુ સારી શામના વખતે પોશાક સજી મર્મભેદી આકુળ નિશ્વાસોથી વાતાવરણનો ભાર વધારૂં છું. આટલા કઠણ! આટલા બેરહેમ ત્હમે? જે મ્હને ભૂલી ગયા? અઝીઝ શવહર, પ્યારા ખાવિંદ, જીગર, દીલારામ, જીગર જાન આવો! ત્હમારી પિયારાને એકવાર બાહુપાશમાં બાંધી લ્યો. તે જે ઘણાએ દિવસોથી ત્હમારી કોમલ બગલગીરીમાં બંધાઇ નથી. જાણે કેટલા જુગો વીતી ગયા!

## દશમો પરિચ્છેદ.

આ અતુલ પ્રેમી અને વિરહ દુઃખિત પિયારાબાનુના મહેલને આંગણે, આવેગમય અંતઃકરણે આવતાંજ ખુશરૂને કાને અમૃતભર્યાં સંગીતનો ઝંકાર આવી પડયો. ખુશરૂ મંત્રેલા પુતળાં માફક ત્હેના દ્વાર પ્રદેશ પાસે ઉભો રહી ગયો. પિયારા ગાતી હતી:

ઇમ રૂઝ દિગરમ બફિરાકે તો શામ શુદ;
દર આરઝુએ વસ્લે તો ઉમરમ તમામ શુદ.

[અર્થ: તારી જુદાઈમાં સવારથી સાંજ થતાં આ વળી બીજો દિવસ પસાર થયો; તારા મેળાપની ઉમેદમાં ઉમર પુરી થવા આવી.]

આમદ નમાજે શામ, ન આમદ નિગારે મન;
અયે દિદએ પાસબાં, કે ખાબમ હરામ શુદ.

[અર્થ: સાંજની નમાજનો વખત થયો પણ તે સુંદર સુરત ન આવી; ઓ પહેરેગીર આંખો! જુઓ, સુવું અમને હરામ થઈ ગયું છે.]

ખાલે તો દાને દાને વ જુલ્ફે તો દામ દામ;
મુરગે કે દાને દિદ, ગિરફતારે દામ શુદ.




ચિત્રકાર ] [ રા. અનંત મ. માલી

હાથી દાંત અને સુવર્ણ જડિત એક ન્હાનકડી સિતાર સહિત કંઠ મીલાવી પિયારાબાનુ મર્મસ્પર્શી ગાન ગાતી હતી. ખુશરૂ મંત્રેલા પુતલા માફક ત્હેના દ્વાર પ્રદેશ પાસે ઉભો રહી ગયોઃ

[અર્થ : તારા બદન પરના તલ એ તો જાણે દાણાના ફણ છે, અને તારા જુલ્ફ–વાળની લટો એ જાણે પક્ષી પકડવાની જાલ છે. બસ પક્ષી દાણા જોતાંજ તે જાલમાં ઝડપાઇ જાય છે.]

હાથીદાંત અને સુવર્ણ જડિત એક ન્હાનકડી સીતાર સહિત કંઠ મીલાવી પિયારાબાનુ બેગમ ઉપરતું મર્મસ્પર્શી ગાન ગાતી હતી. પિયારા સંગીતમાં પૂર્ણ નિપુણ હતી. ત્હેનું ગળું અતિ મધુર હતું. તે જ્યારે સારંગી વા વીણા સાથે ગાન ગાતી, ત્યારે ત્હેનો સુર વાજિંત્ર સાથે એવો મળી જતો, કે તે સાંભળતાં ઇસરાજ જાણે માયાબળે આપ મેળેજ તાનતરંગ બેલી રહ્યું છે. શહેનશાહ અકબરને પિયારાનું ગાન બહુજ પસંદ પડતું. તેમણેજ આ ન્હાની સીતાર અને એક સારંગી બક્ષીસ કર્યાં હતાં. દરવેશી દોહા, ગઝલ, ખ્યાલ આદિના આલાપે સંતોષ પમાડી, ચતુર પિયારા મુલુકે માલેક પાસેથી કોઇવાર કીંમતી મુક્તામાળા, કોઇવાર હીરાના હાર, અને કોઇવાર અસંખ્ય અશરફીઓની બક્ષીસ મેળવતી.

ખુશરૂએ બારણા પાસે છૂપાઇ એ મર્મસ્પર્શી સંગીત અવ્વલથી આખર સુધી સાંભળ્યું. ત્હેણે આ ગાન ત્હેની પિયારા પાસે પહેલાં કદી સાંભળ્યું ન હતું. કેમકે ત્યારે તો પિયારાનો જાન ફિરાક–વિરહમાં ન હતો. ત્યારે તો એ પિયારી લતા ચિરમિલનનો મધુર મલયે ધીરે ધીરે ડોલતી. પરંતુ હમણાં વિરહતાપે ત્હેના જીવનનો તે વસંતકાલ વીતી ગયો હતો. આજ દિલમાં બેહદ વર્ષા આવી પડી હતી. માટેજ તે વિરહ સંગીત ગાઇ રહી હતી.

બહુ દિવસોથી ત્હેણે પિયારાનું ગાન સાંભળ્યું ન હતું. આવું સુંદર ગાન શું કોઇ બીજું ગાઇ શકે? પુણિંમા પણ ગાતી હતી ખરી, પરંતુ ત્યારે ત્હેનાં ગાયનની તુલના કરવાને, સમાલોચના કરવાને કંઇ કારણ ન હતું. માટેજ તે બહુ મિષ્ટ લાગ્યું હતું. બારણે ઉભેલો ખુશરૂ મને મને બબડયો: "મ્હારી આ પિયારેબાનુ પાસે પુણિંમા, તે પિયારાની બાંદી થવાનેએ યોગ્ય નથી." હાય! ચચંળ જાત!

ગાન પુરૂં કરી સીતારને દૂર હડસેલી દઇ, પિયારા એક મર્મભેદી લાંબો નિસાસો નાખતાં બોલી: "આટલા બેદર્દ, બેરહેમ ત્હમે? આટલી આતુરતાથી બોલાવું છું તોએ ત્હમે દિદાર ન દીધાં?"

ખુશરૂ બારણું ઠેલી દાખલ થતાં બોલ્યો: "આ હું આવ્યો પિયારા."

આ શું ખ્યાલ? સ્વપ્ન શું સફળ થતાં હશે? પિયારાએ જોયું ત્હેની સામે શાહજાદો ઉભો છે. તરતજ તે સઘળી રંજ વીસરી શવહરને ગળે વળગી બોલી: "આપનું મ્હોં આટલું નિસ્તેજ કેમ પ્યારા શાહજાદા?"

ખુશરૂ પિયારાને દીલભર આલિંગન કરી, એક મખમલ મંડિત આસન ઉપર બેસાડી બોલ્યો: "મને લાગે છે રસ્તાની રંજને લીધે. અંબરથી અહીં સુધી એકદમ આવ્યો છું."

પિયારા તરતજ મોર પીંછનો ગુંથેલો હાથીદાંતનો પંખો લઇ વાયુ ઢાળવા લાગી. પછી આતુરતાપૂર્વક બોલી: "જહાંપનાહને મુજરો કરી આવ્યા? કાલ ત્હેમની હાલત બહુજ દર્દભરી સખ્ત હતી. ત્હમે પાસે નહિ, આથી મને બહુજ બીક લાગી. ખુદા મહેરબાન થયો! જાઓ પહેલાં ત્યાં મુજરો કરી આવો."

ખુશરૂ મુશ્કેરાતાં પિયારાનું મુખચુંબન કરતાં બોલ્યો "તે શું બાકી રખાય પિયારા? ત્હેમણે તો ત્હને પ્રથમ મળવાનું ફરમાવ્યું. તેથી તો આ બંદો ત્હારે બારણે આટલી વાર ચુપ રહી ઉભો હતો."

પિયારા હસીને બોલી: "એમ કે? ત્યારે તો મ્હારૂ ફિરાકી ગાવું–વિરહ ગાન બધું સાંભળી ગયા હશો? (શરમાતાં) એ તો ફક્ત એક ગાયન હતું, બીજું કંઇજ નહિ. એ ફિરાકી ગઝલ તો સુલતાન મહમુદ ગઝનવીને અયાઝને સંબોધીને કહેલી છે. મ્હારી સમજ ભૂલાવો ખાતા નહિ."

ખુશરૂ: "ના, ના. ભૂલાવો શાનો ખાઉં? આ બંદાને ગાયનનો ભાવ તું જે રીતે સમજાવશે એ તે રીતેજ સમજશે."

પિયારા ખુશરૂનું મ્હોં જોઇ બધાં દુ:ખો વિસરી ગઇ. શાહજાદાની ખિજમત એજ માત્ર ત્હેનું પ્રથમ કામ, તે તો હજુ કંઇ થયું ન હતું. પિયારા બનાવટી ક્રોધ કરી બોલી: "જનાબેઆલી! જો ખરેખરજ આપ મ્હારા બંદા હો, તો હમણાંજ મ્હારી સાથે ગોશલખાનામાં–હમામખાનામાં–ચાલો. આજ હું ખુદ આ હાથેએ મ્હારા બંદાને ન્હવરાવીશ. આવો મ્હારા બંદા, મારી સાથે આવો!"

સુવાસિત ગુલાબજળથી ભરેલા હોજમાં સુવર્ણની ઝારીથી શીતળ જળ વડે સુંદરી પિયારાએ ખાવિંદને સ્નાન કરાવ્યું. અને પછી ત્હેને યોગ્ય પોષાક પહેરાવ્યો. આ પછી દિવાનખાનામાં આવી મીઠી શીરીની–મીઠાઇ, મધુર ફળ મેવા અને સુસ્વાદુ વિલાસ ભોગ્યના નાના પ્રકારનાં

પકવાનોથી શાહજાદાની ભુખ અને થાક નિવારી, અને ઉંચા સરબતોથી ત્હેના મીજાજને ત્હેણે ઠંડો-ગાર બનાવી દીધો. પિયારાના કોઇ પણ કામમાં ખુશરૂને વચ્ચે આવવાની ટેવ ન હતી. તેથી સૌ સહજ પતી ગયું.

આ પછી આગ્રહપૂર્વક સ્વામીને ગળે વળગી, ત્હેનું મુખ ચુંબન કરી બોલી: "અંબરથી ત્હમે એકલા આવ્યા. પરંતુ અમ્મા કેમ નહિ આવ્યાં."

ખુશરૂ કંઇક ચિંતાયુક્ત સ્વરે બોલ્યો: "બાબાના ફરમાનથી તે અલાહબાદ ગયાં છે."

પિયારા: "શહેનશાહની બિમારીના સમાચાર શું ત્હેમને ન્હોતા મળ્યા?"

ખુશરૂ: "શહેનશાહે મોકલેલા સિપાહોનો મેળાપ રસ્તામાંજ થયો. ત્યારે હું અમ્માથી છુટો પડી બીજે રસ્તે જતો હતો."

પિયારા: "ન જાણે ખુદાની શી મરજી છે! બાબાએ શું આપને અહીં આવવા ફરમાવ્યું હતું?"

ખુશરૂ: "ના, ત્હેમણે મને અલાહાબાદ જવાનો હુકમ કર્યો હતો. મેં રસ્તામાં શહેન-શાહની બિમારીના સમાચાર સાંભળ્યા એટલે અહીં આવ્યો."

પિયારા: "હું સાધારણ ઓરત છું, મ્હારી અક્કલ ટુંકી છે. આપનાં કામો સંબંધે સલાહ આપવા જેટલી મારી શક્તિ નથી. તો પણ મને આટલું લાગે છે કે અલાહાબાદ બાબા પાસે જવુંજ આપને ઠીક હતું."

ખુશરૂ: "કેમ? એમ કહે છે પ્યારી?"

પિયારા: "શહેનશાહના દિલાવર–ઉદાર દિલને આપણે વાળી શકીએ. પરંતુ બાબાના સખ્ત ખ્યાલોને વાળવાની શક્તિ આપણામાં નથી. તે બહુજ અભિમાની છે, બહુ ક્રોધી છે; આપણા બંને ઉપર નસીબજોગે તે ગુસ્સે છે. આટલી નજીવી બાબતથીજ કદાચ આગ સળગી ઉઠે. સાધારણ અંગારામાંથી કોઇવાર કયામત બરપા થાય છે, એ વાત શું ભૂલી ગયા શાહજાદા? આપની સામે આલા દરજ્જાનું કિસ્મત ખુલ્લું છે. માટે ગઇગુજરી એટલી ઉકેલવી ઠીક નથી."

પિયારા જે કહેતી હતી, તે કહાડી નાખવા જેવું ન હતું, સાધારણ વિચાર કરતાંજ ખુશરૂને એ સમજાયું. તરતજ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તે બોલ્યો: "પ્યારી, ત્હારૂં કહેવું બરહક્ અને દુરસ્ત છે– પરંતુ નસીબ જે રચનાઓ રચે છે, અણદીઠ પરદા પાછળ રહી જે જાલ બિછાવે છે, ત્હેની સામે થવા જેટલી તો મ્હારામાં શક્તિ નથી. જે થઇ ગયું છે, તે ન થયું થનાર નથી."

પિયારા ખુશરૂને ગળે વળગી પડતાં બોલી: "જે આપ કહો છો, તે તમામ હક વાત છે. લેકિન જે નજરથી દૂર છે તે તો જાવેદાન ઇનસાનની સાથે દુશ્મનાઇ કરતું નથી. જે નજરથી દૂર કિસ્મત હમણા વિરૂદ્ધ, તે હમેશાં વિરૂદ્ધ રહેવાનું નથી. એક વાર તકદીર ખુશ થતાં, ત્હેના હાથના પાછલા લેખો તે પોતેજ રદ કરી નાખશે. આપણી ચિંતા, બેચેની, ઇંતેજારી, ઉદાસિનતાની કંઇ પણ જરૂર રહેશે નહિ."

પિયારા ખરેખર માયાવિની! જે હમણા ત્હેનીજ વાતો સાંભળી ખુશરૂ નિરાશ થઇ ગયો હતો. વાતોનું રૂપ બદલી ત્હેમાં ભૂલાવી ત્હેનાં ચિંતાતુર મનને પાછું આબેહૈયાતના મૃતસંજીવની જલથી તેણે તેને સ્વસ્થ બનાવી દીધું.

ખુશરૂ પિયારાને આલિંગન કરતાં બોલ્યો: "પિયારી! પિયારી! તું કોણ છે? ત્હારો કઇ માયાવી દુનીયામાં વાસ છે? ક્યાંથી તું આ જાન બક્ષનારો ઇલ્મ પઢી આવી છે? જેથી મ્હારૂં બેચેન દિલ પલ વારમાં ચેનમાં આવી જાય છે. નિરાશાના દુઃખદ અંધકારમાં આશાનાં ચકચકિત કિરણો ફુટી નીકળ્યાં. બોલ પિયારી તું કોણ છે? ત્હને જોતાં શાથી હું તમામ દુખની આગ વીસરી જાઉં છું?"

હસમુખી પિયારા, ખુશરૂ તરફ જોઇ વિજ-ળીના ચમકારા જેવું કટાક્ષ કરી ત્હેના કદમો પર પડી ગઇ. "હું કયા માયારાજ્યની પરી તે નથી જાણતા શાહજાદા? પરસ્તાનમાં મારો વાસ છે. ત્હમને અને દાદા અકબરને ઠગવાની ખાતર અહીંયાં હું આવી છું પણ મ્હારી એ મોહીનીના જાદુઇ ઇલ્મનો ઉસ્તાદ કોણ તે જાણો છો? જો જાણવા ઇચ્છતા હો તો કહું. આટલી માયામમતા, આટલી શવહર તરફની ફિદાગીરી, આ મોહક નૈનોની નજરબંધીનો ઇલ્મ હું આપની દાદી હિંદની શહેનશાહ-બાનુ, અકબરશાહની ખાસ બેગમ પાસેથી શીખી છું. અને એ પણ ભૂલતા નહિ જે, આને માટે બક્ષીશ કે સજા જે કંઇ આપવાને લાયક હોય, ત્હેને પાત્ર તેઓ છે."

બરાબર તેજ સમયે ગંભીર અવાજે બાર-ણાઆડેથી જાણે કોઇ બોલ્યું: "બરાબર! બરાબર! આટલી બધી હિમત! જે અકબર-શાહની ખાસ બેગમ ઉપર આરોપ?"

એ અવાજ બંનેને પરિચિત હતો. ક્ષણવા-રમાં ખુશરૂ અને પિયારાએ બારણા પાસે આવી ઘુંટણભંડીએ તે આલા દરજ્જાના કદમોપર પડી, ત્હેમના પ્રત્યે સન્માન બતાવ્યું.

એ આવનાર બીજો કોઇજ નહિ પણ ખુદ શહેનશાહ અકબર પોતેજ હતો. સમ્રાટે પિયારાને હસતાં હસતાં કહ્યું : "ત્હારા એ નિંદાજનક આરોપની સજા ત્હને હમણુંજ ફરમાવું છું. જરા સબર કર આ ઓરડામાં અર્ધો કલાક ! તું આ તરફ આવ ખુશરૂ ! મ્હારા મહેલમાં! ત્હારી સાથે મ્હારે ઘણી જરૂરી વાતો કરવાની છે. દહાડો રાત એ જાદુગરી પિયારાના પાશમાં લપટાઇ રહેવાથી, એ માયાવિની ત્હને ત્હારી ફરજો અદા કરવા દેશે નહિ."

પિયારા બેગમ આ મધુર તિરસ્કારથી શરમમાં ડુબી ગઇ. તોપણ ત્હેની હિંમત જતી ન રહી. કેમકે આવા બનાવો પહેલા પણ અનેક બની ગયા હતા. શહેનશાહ અકબર આ પ્રેમમુગ્ધ જોડાંનો વાર્તાવિનોદ અંતરાયે રહી સાંભળી મનપુરતો આનંદ ભોગવતો. આનુ નામ તે મહોબ્બતનો ગુનાહ અને સ્નેહની સજા કહેવાય !

## અગ્યારમો પરિચ્છેદ.

ખુશરૂને છોડીને હવે આપણે એક વાર પુણ્યિમાનું અનુસરણ કરવું જોઇશે.

માનસિંહ, ખુશરૂવાળા પ્રસંગ પછી દુર્જય ઉપર બહુજ ગુસ્સે થયો હતો. ખરેખર ખુશરૂ ઉપર ત્હેને પુત્રવત્ પ્રેમ હતો. ત્હેના મત પ્રમાણે ખુશરૂજ હિંદના રાજ્યાસનને યોગ્ય વારસ હતો. એટલા માટેજ ત્હેણે પોતાના હંમેશના વિશ્વાસુ પાસબાન દુર્જયને ખુશરૂની સામે શસ્ત્ર ઉપાડવાના અપરાધે દેશપારની શિક્ષા કરી હતી. તે માનતો હતો કે સુભાગ્યે તે યોગ્ય વખતે ગુફામાં હાજર થયો હતો, તેથીજ બચાવ થયો. નહિ તો, દુર્જય આવેશમાં કંઇ એવું કામ કરી બેસત, કે જેની ખાતર ત્હેને ભારત સમ્રાટ અકબરના ક્રોધનો ભોગ થવું પડતે. દુર્જયસિંહ, માનસિંહનો વિશ્વાસપાત્ર હોવાથી, ત્હેને અનેક દુશ્મનો થયા હતા. ત્હેમાં માનસિંહના અંગરક્ષક સૈન્યનો નાયક લાજપતસિંહ મુખ્ય હતો. પુણ્યિમાની સાથે આ લાજપતનોજ સંબંધ કરવાની વાતો ચાલતી હતી. પરંતુ કુલગૌરવમાં દુર્જયને મુકાબલે ઉતરતો હોવાથી પુણ્યિમાના પિતાએ દુર્જયનેજ પોતાની કન્યા આપી. આ પછી લાજપત, દુર્જય તેમજ પુણ્યિમાના પિતાનો મુખ્ય શત્રુ થઇ પડયો.

દુષ્ટ માણસોની વિઘ્નશક્તિનો જેમ જેમ અટકાવ થાય તેમ તેમ તે વધારે જીદ્દી બનતી જાય છે. માનસિંહ દુર્જયસિંહનો પૃષ્ટપોષક હોવાથી લાજપત ત્હેને કંઇ ન કરી શકવાથી પુણ્યિમાનું અનિષ્ઠ કરવાને તે મહેનત કરવા લાગ્યો.

સંજોગવશાત એવામાં પુણ્યિમાના પિતાનું મૃત્યુ થયું.

લાજપતને આ સુયોગ મળવાથી ખુબ ખટપટ કરવા લાગ્યો. પુણ્યિમાની માતાએ હૈયાત ન હતી. ત્હેનું સ્થાન આગરા હતું. પરંતુ ત્હેના બાપનું ગામ અંબર હતું. ત્હેનો પિતા મોગલ લશ્કરને રસદ—ખોરાકી—પુરી પાડવાને લગતું કામ કરતો હતો. તેથી ત્હેને વધારે વખત આગરામાંજ રહેવાનું થતું.

લાજપતસિંહે પુણ્યિમાના પિતાના મૃત્યુ પછી બનાવટી જાળ રચી. પુણ્યિમાની માતા સંબંધી કલંક કહાણી ફેલાવી. તે કહાણી છેવટે દુર્જયને કાને જઇ પહોંચી. સ્વાભિમાનાની વંશ ગૌરવે તે વાત સાચી માની દુર્જયે એ બનાવટી જાળમાં પડી પુણ્યિમાનો ત્યાગ કર્યો.

તે પછી કુશળતાપૂર્વક પુણ્યિમાને પોતાના હાથમાં લેવાને લાજપતે ખટપટ છોડી દીધી ન હતી. પરંતુ સાધવી પુણ્યિમાના સતીત્વપૂર્ણ મુખમંડળની કાંતિ અને ત્હેની આંખોમાં વજ્રાગ્નિ શિખા જેવી પવિત્રતા જોઇ લાજપત વધારે આગળ પગલું ભરવાની હિંમત કરી શકયો નહિ.

માનસિંહે દુર્જયને કોઇ ગુપ્ત વાંક માટે અંબરમાંથી દેશપાર કર્યો છે, એવી વાત લાજપતે સાંભળી. વળી ત્હેણે એમ પણ સાંભળ્યું કે ત્રણ દિવસ પછી જો તે અંબર શહેરમાં રહે તો મહારાજાની આજ્ઞા પ્રમાણે ત્હેને કારાગૃહમાં કેદ કરવામાં આવશે.

આ બનાવ પછી એક અઠવાડીઆમાં, અંબરમાં ઉકત ફાગુઆ-ઉત્સવનો આરંભ થયો. સૌ એમ માનતાં હતાં કે દુર્જય અંબર છોડી કયાંક ચાલ્યો ગયો છે. પરંતુ એક વ્યક્તિનો માત્ર તે કથનમાં વિશ્વાસ ન્હોતો. એ વ્યક્તિ તે રાજપુત કુલકલંક લાજપત હતો.

ફાગુઆ (હોળી)ને દિવસે કાંઇક ચોકસ કામ માટે એ પ્હાડી રસ્તે લાજપત ગંભીર રાત્રે જતો હતો. સહસા એક એકાંત સ્થાનમાં બે ઓળાઓ

જોઇ, તેણે એક ન્હાના પત્થરને ઓથે છુપાઇ તે બંને નિશાચરોની ગુપ્ત કથા વાતો સાંભળી. તે નિશાચરો બીજાં કોઇજ નહિ પણ પુર્ણિમા અને દુર્જય હતાં. તેઓ વચ્ચે શી વાતચીત તે રાત્રે થઇ તે પાઠકોથી અજાણી નથી.

કહેવાની જરૂર નથી, કે પુર્ણિમાના ચાલ્યા જવા પછી પ્રેતની માફક છાનામાના દુર્જયની પછવાડે જઇ ત્હેનું છુપાવાનું સ્થાન લાજપત જોઇ આવ્યો. અને બીજે દિવસે સવારેજ મહારાજ માનસિંહને ત્હેની ખબર આપી.

દુર્જયે ઇચ્છાપૂર્વક તેની અવજ્ઞા કરી અંબરમાંજ તે છુપાઇ રહ્યો છે, એવી માનસિંહની ધારણા લાજપતની વાકચાતુરીથી બંધાઇ. આથી તરતજ કેટલાક સિપાઇઓ મોકલી તે જ રાત્રે દુર્જયને ત્હેણે કારાગારમાં મોકલી દીધો. અંબર શહેરથી બે ક્રોસ દૂર રતનગઢમાં માનસિંહનો એક ન્હાનો કિલ્લો હતો. બીજે દિવસે સવારે દુર્જયને ત્હેણે તે રતનગઢના કિલ્લામાં કેદી તરીકે મોકલી દીધો.

પુર્ણિમાએ તેજ દિવસે સવારમાંજ એ હકીકત સાંભળી. પરંતુ તે માની શકી નહિ, કેમકે માનસિંહ સદાએ દુર્જય તરફ મમતાભરી નજર રાખતો, તે ત્હેના ઉપર એટલો કઠોર કેમ થયો ?

પુર્ણિમાએ મનમાં મનમાં વિચારી જોયું કે દુર્જયને જો કોઇ માનસિંહના ક્રોધાગ્નિમાંથી બચાવી શકે તેમ હોય, તો તે શાહજાદો ખુશરૂ છે. એટલા માટે તે ખુશરૂની શોધમાં અને ત્હેની દયા મેળવવા અંબરના રાજમહેલ તરફ જતી હતી. પરંતુ કેટલેક દૂર જતાં ત્હેણે જોયું કે પચાસ સવાર સહિત શાહજાદો ખુશરૂ અજમેરને રસ્તે જાય છે. દુર્જયની છાંડેલી સ્ત્રી હોવા છતાં પણ તે અંબર રાજપ્રાસાદમાં અનેક માણસોને ઓળખતી.

પુર્ણિમા ઇરાદાપૂર્વક પત્થરોના ઢગલા ઓથે સંતાઇ ખુશરૂના લશકરની હીલચાલ ઉપર લક્ષ રાખતી હતી. ત્હેણે જ્યારે જોયું કે ત્હેના લશકરને ખીણમાં વિશ્રામ કરવાની આજ્ઞા આપી, ખુશરૂ પ્હાડના એક નિર્જન રસ્તે જાય છે, ત્યારે તેણે બીજી બાજુએથી તે જ પહાડના જંગલમાં પ્રવેશ કર્યો.

કઇ રીતે તેણે ખુશરૂના લક્ષને ખેંચ્યું, ત્હેની વચ્ચે શી શી વાતો થઇ, કઇ રીતે તેણે ખુશરૂ પાસેથી ત્હેની મ્હોરવાળી વીંટી મેળવી વગેરે બાબતોનો વાચકોને પરિચય થઇ ગયો છે.

લાજપતના યત્નથીજ દુર્જય કારાગારમાં પડયો, ત્હેવો પુર્ણિમાનો દૃઢ વિશ્વાસ હતો. પરંતુ શી રીતે એ શયતાને દુર્જયનું છુપું નિવાસસ્થાન શોધી કાઢયું, તે તે બરાબર સમજી શકી નહિ.

ખુશરૂ પાસેથી તે મ્હોર મેળવ્યા પછી, પુર્ણિમા ધારતી હતી કે તે ઘણી સહેલાઇથીજ દુર્જયને કારાવાસમાંથી મુકત કરાવી શકશે. પરંતુ ત્હેની એ આશા સંપૂર્ણ વિફળ થઇ હતી. શી રીતે, તે વાંચક હવે જોશે.

જે સ્થળે ખુશરૂ સાથે પુર્ણિમાનો મેળાપ થયો, તે સ્થળેથી રતનગઢ ફકત એક કોસથી કંઇક વધારે હતું. પુર્ણિમા એક ક્ષણ પણ ગુમાવ્યા વિના એક કલાકમાં રતનગઢ આવી પહોંચી, ત્યારે મધ્યાન્હ થયો હતો.

પુર્ણિમાએ દુર્ગદ્વારે પહોંચતાંજ પ્રધાન પહેરાવાળાને તે મ્હોર બતાવી. દરવાને તે નિશાની જોઇ માનપૂર્વક માર્ગ આપ્યો. પુર્ણિમાને ત્હેણે કંઇ પ્રશ્ન ન કર્યો.

પરંતુ પુર્ણિમા જાણતી ન હતી કે કેદખાનું કઇ બાજુએ છે. રતનગઢનો કિલ્લો માનસિંહના અધિકારમાં હતો. અને ત્હેના લશ્કરના રહેઠાણ તરીકે વપરાતો હતો. કેદખાનાની શોધ કરવા માટે ત્હેણે એક વૃધ્ધ સૈનિકને ફરી તે મ્હોર બતાવી પુછયું : “દુર્જયને કયાં રાખવામાં આવ્યો છે. આપ કહી શકશો કે ?”

એ માણસજ બંદીખાનાનો રક્ષક હતો. ત્હેનું નામ ક્ષેમસિંહ હતું. ક્ષેમસિંહ તે ગેરૂઆં વસ્ત્રો પહેરેલી સુંદરી રૂપવતી સ્ત્રી જોઇ કંઇક વિસ્મય પામી બોલ્યો: “તું કોણ મા ? કયાંથી આવે છે ?”

પુર્ણિમાએ કંઈ મુંઝાઇને ઉત્તર આપ્યો: “હું મહારાજ માનસિંહની દાસી છું. આ દુર્જયસિંહ મ્હારા નજીકના સંબંધી છે. હું અંબરથી આવું છું. મહારાજેજ મને મોકલી છે.”

ક્ષેમસિંહ શંકાશીલ ભાવે બોલ્યો: “ શા કારણે ?”

“દુર્જયને મહારાજનો એક ખાનગી સંદેશો કહેવા.”

“વારૂ, તું મ્હારી સાથે આવ. હું ત્હને દુર્જયની અંધારી કોટડી દેખાડી આપું છું.”

એમ કહી ત્હેણે પુર્ણિમાને દુર્જયની કોટડી સુધી પહોંચાડી દીધી. અને જેલના પહેરેગીરને છુપું છુપું કંઇક કહી દહાડી આમળતાં આમળતાં તે બીજી બાજુએ ચાલ્યો ગયો.

પહેરેગીરે બારણું ખોલી આપ્યું. પુણિંમાએ કેદખાનામાં જઇ જોયું તો દુર્જય એક ન્હાના બિછાના ઉપર પડખું ફરી સુતો હતો.

પુણિંમા સ્નેહભીના સ્વરે બોલવા લાગી : "દુર્જય ! પ્રાણપ્રિય !"

આ તો પુણિંમાનોજ અવાજ ! દુર્જયે તરતજ બેઠા થઇ કહ્યું: "પુણિંમા! પુણિંમા! તું અહીંયાં ક્યાંથી ?"

પુણિંમાએ દુર્જયનું દિલ થાબડી કહ્યું: "આસ્તે બોલો. પહેરેગીર બારણા પાસે ઉભો છે. હું ત્હમને મુક્ત કરાવવા આવી છું."

દુર્જય: "કેવી રીતે મુક્ત કરાવીશ ?"

પુણિંમા : "આ જુઓ !" એમ કહી ત્હેણે પોતાની કાંચળીમાંથી એક વીંટી કાઢી દુર્જયને બતાવી.

દુર્જયે જોયું કે શાહજાદા ખુશરૂના નામવાળી એ વીંટી હતી. તે આતુરતાપૂર્વક બોલ્યો: "આ વીંટી ત્હેં કયાંથી મેળવી ?"

પુણિંમા : "શાહજાદાએ મને આપી છે."

દુર્જય : "શા માટે ?"

પુણિંમા : "ત્હમારા છુટકારા વાસ્તે."

દુર્જય : "માનસિંહની સહીવાળો પરવાનો કયાં છે ?"

પુણિંમા : "આ વીંટીજ ત્હમારી મુક્તિનો પરવાનો છે."

દુર્જય બાળક અવસ્થાથીજ ખુશરૂને જાણતો હતો. તે ત્હેની રીતભાત, ડહાપણ, ચતુરાઇ સર્વ સમજતો હતો. એટલા માટે તે બોલ્યો : "પુણિંમા ! તું સત્યને શા માટે છુપાવે છે? ખુશરૂ એ વાત બરાબર જાણે છે કે મને મુક્તિ આપે ત્હેના ઉપર મોટું સંકટ આવી પડે. હું અહીંથી છુટું તો ત્હેના પિતા સુલતાન સલીમને કેટલીક ખાસ ખાનગી ખબરો આપી શકુ, એ પણ તે જાણે છે. ખુશરૂએ ત્હેના બાપનું ખૂન કરવાનો વિચાર કર્યો હતો. એ ખબર સલીમને ઘણી મહત્વની છે. માત્ર એ ખબર આપવાથીજ હું સલીમનો વિશ્વાસુ બની શકું. હું પુરેપુરો કીનો લેનાર છું, એ પણ તે જાણે છે. આવી પરિસ્થિતિમાં મારા છુટકારા વાસ્તે કંઇ પણ યત્ન ત્હેના હાથે થવો અસંભવિત છે. જ્યાં સુધી ત્હેં આ વીંટી કેવી રીતે મેળવી તે ખુલ્લાં દીલથી ન કહે, ત્યાં સુધી ત્હારી કોઇ વાત હું કબુલ કરવાનો નથી."

પુણિંમા મોટી મુઝવણમાં પડી. ચતુર દુર્જયને ઠગવો એ સહજ ન હતું, એમ જાણી તે વીંટી મેળવવાની બધી હકીકત ખુલાસાવાર ત્હેને કહી. સ્થિર ભાવે બધી વાત સાંભળી, દુર્જય ધ્રુજતે અવાજે બોલ્યો: "શા માટે ત્હેં આ તુચ્છ જીંદગીને ખાતર એવી કંગાળ ભીખ માગી ? શા માટે ત્હેં તિરસ્કારવા જેવી એની દયાની પ્રાર્થના કરી ? જે ખુશરૂએ સમશેર ભાંગી મ્હારા રાજપુત ગૌરવને હીનપસ્તી લગાડી છે, જે માનસિંહ સદૈવ મ્હારાપર કૃપા વર્ષાવનાર, તેણે મ્હને ઘણો વિશ્વાસુ સેવક જાણવા છતાં વિના તપાસે કેદ કર્યો છે, એવા કોઇપણ માણસની મેહેરબાની મેળવવાની આ સ્વભિમાની દુર્જય કદિ ઇચ્છા સુદ્ધાં નહી કરે. શા માટે—શા માટે પુણિંમા તેં મ્હારી ખાતર એ દુર્બલતા દાખવી ?"

દુર્જયની આ વાતથી પુણિંમાને બહુજ માર્મિક વેદના થઇ. તે બોલી : "શા માટે ? તેનું કારણ શું આપને દુર્જય સમજાવવું પડશે ? ત્હમે આ અભાગણી પુણિંમાનું જીવન સર્વસ્વ છો. મ્હારો આલોક, પરલોક, ધર્મ કર્મ, સ્વર્ગ નરક એ સૌ ત્હમેજ દુર્જય ! વૃથા વિલંબ કરતા નહિ, સમય ચાલ્યો જાય છે ! ત્હમારાં વસ્ત્રો મ્હને પહેરવા દીઓ. મ્હારાં આ ગેરૂઆં વસ્ત્રો હું ત્હમને કાઢી આપું છું. તેથી કોઇ આપને ઓલખી કાઢી શકશે નહિ. શાહજાદા ખુશરૂની આ મ્હોર બતાવીને ત્હમે સ્હેલાઇથી કિલ્લામાંથી છટકી જઇ શકશો."

દુર્જય કંપિત સ્વરે બોલ્યો : "તેમ થાય તો ત્હારી શી દશા થાય પુણિંમા ?"

પુણિંમા : "જરૂર આજ રાત્રે આ વાતનો ઉહાપોહ થશે નહિ. કાલ સવારે પકડાઇ જઇશ, તો ત્હેનોએ ઉપાય થઇ રહેશે. ક્ષત્રિય રાજા માનસિંહ કદિ સ્ત્રીહત્યા કરવાનું કલંક લેશે નહિ."

દુર્જય ઘડીક વાર કંઇક વિચાર કરી બોલ્યો : "પુણિંમા ! તું ભૂલી પડી છે. ક્યા સાધનોથી વિધાતાએ દુર્જયના આ કઠોર અંતઃકરણને ઘડ્યું છે, તે તું હજુએ જાણી શકી નથી. તે શાહજાદો ખુશરૂ મ્હારો મુખ્ય દુશ્મન ! ત્હેની આપેલી મ્હોરની સહાયથી, સ્ત્રી વેશે, આ તુચ્છ જીવનની રક્ષા માટે નાસી જવાને આ રાજપુત દુર્જય હજુ ટેવાયો નથી."

પછી એક મર્મભેદી નિઃશ્વાસ નાખી દુર્જય બોલ્યો: "પુણિંમા! ત્હારી એ મહેનત ફોકટ છે. ભગવાન એકલિંગના સોગંદ ખાઇ હું કહું છું, આવા નીચ માર્ગોથી હું મુક્તિ મેળવવા નથી ઇચ્છતો. જા! પુણિંમા અહીંથી ચાલી જા ! યદિ પ્રેમનું રહસ્ય સમજતી હો,

તો સબુરી રાખ! ભગવાનના કોપથી, મ્હારી બુદ્ધિની ખામીથી, અથવા પૂર્વજન્મના ફળે કદાચ આપણે આ દુનિયામાં એકતા સાધી શકયાં નથી, પરંતુ પરલોક છે. ત્યાં આપણા ચિર મિલનમાં કોઇ વિક્ષેપ નાખી શકશે નહિ. અગાઉ કહ્યું હતું, હમણાં પણ ત્હને કહું છું, રાજપુતો પોતાના જીવનનું મૂલ્ય ઘણું થોડું જ આંકે છે. આ જીંદગીમાં જો ત્હને ન મેળવી શકયો, મેળવવાનો સંભવ નથી, તો મરણજ મારે ઇષ્ટ છે. તે ગૌરવભર્યું મોત જીવન કરતાંએ વ્હાલું છે. વળી લોક પણ કહેશે કે અભિમાની દુર્જય ખરો ક્ષત્રિય બચ્ચો હતો. સ્ત્રીની સહાયથી, દુશ્મનની મહેરબાનીથી, ત્હેણે છુટકારો નહિ ઇચ્છતાં મૃત્યુને ભેટવું પસંદ કર્યું."

આમ બોલતાં દુર્જયની બંને આંખોમાંથી અગ્નિની જવાળાઓ છુટતી હતી. અને ત્હેનો સ્વર પણ દઢતા વ્યંજક જણાતો હતો.

દુર્જયનો અભિમાની સ્વભાવ, અને નિશ્ચય પુણિંમા ન્હોતી જાણતી તેમ ન હતું. તે દુર્જયની બોલવાની છટા પરથીજ પામી ગઇ હતી, કે ત્હેની બધી મહેનત ફોકટ ગઇ છે.

આંસુ ભરી આંખે, મલિન મુખે, દુર્જયના ચરણોમાં બેસી પુણિંમા બોલી: "યદિ તેમજ થાય, મ્હારૂં અકાળ વૈધવ્ય એજ જો વિધાતાનું ઇષ્ટ હોય, હું પરમેશ્વરની એ શિક્ષા એક રાજપુત સ્ત્રી તરીકેજ માથે ચડાવી સહી લઇશ. પરંતુ ચોક્કસ માનજો દુર્જય! હું દઢ પ્રતિજ્ઞા પરાયણ રાજપુત સ્ત્રી છું, મ્હારી વૈરવૃત્તિ અતિ ભયંકર છે! હું પણ ભગવાન એકલિંગના સોગંદ ખાઇ કહું છું, કે જેની ખાતર મ્હારૂં અકાળ વૈધવ્ય ઘટશે, ત્હેનો સમૂળ સર્વનાશ કર્યા વિના—દેખ્યા વિના—હું મરણને શરણ થઇશ નહિ."

પુણિંમા વધારે બીજુ નહિ બોલતાં, ઉન્માદિની મતદ્રુત વેગે તે સ્થાન છોડી ચાલી ગઇ.

હાય! હત ભાગિની પુણિંમા!

## બારમો પરિચ્છેદ.

મનુષ્ય સારૂં સમજી કરવા જાય છે, તે આ જગતમાં ઘણીવાર બુરૂં બની ઉભું રહે છે. પુણિંમા દુર્જયના છુટકારા વાસ્તે કિલ્લામાં પેઠી હતી. પરંતુ ત્હેનું પરિણામ બુરૂં આવી ઉભું રહ્યું. જો આ ઘટનાનો અહીંજ અંત આવી જાત, તો એમ કહેવાત કે પુણિંમા મોટી નસીબદાર. પરંતુ તેમ બન્યું નહિ.

પુણિંમા ચોક છોડી દરવાજા પાસે આવી. ત્યાં વૃદ્ધ ક્ષેમસિંહ ત્હેનો રસ્તો રોકી બોલ્યો: "મા! મહારાજ માનસિંહ ત્હમને યાદ કરે છે. તે ઉપરના એક ઓરડામાં ત્હમારીજ રાહ જોઇ રહ્યા છે."

માનસિંહનું નામ સાંભળી અભાગણી પુણિંમા થરથરી ગઇ. ત્હેનું મુખ શબ જેવું શુન્ય થઇ ગયું. પુણિંમાએ કાંપતા અવાજે ક્ષેમસિંહને કહ્યું: "મ્હારા જેવી એક સાધારણ સ્ત્રીનું ત્હેમને શું કામ?"

ક્ષેમસિંહ ધારવા કરતાં વધારે ખુશ ભાવે બોલ્યો: "તે તો બરાબર કહી શકતો નથી મા! હું તો ત્હેની આજ્ઞાનો દાસ માત્ર છું. તું મ્હારી સાથે આવ."

ક્ષેમસિંહ પુણિંમાને સાથે લઇ, કેટલીક સીડીઓ વટાવી એક પ્રકાશિત ઓરડામાં આવી પહોંચ્યો. તે ઓરડાની સજ્જાવટ અંબરના રાજમહેલ જેવી તો ન્હોતી, પરંતુ કોઈ ગૃહસ્થના દિવાનખાનાને શોભાવે એવી તો હતીજ.

પુણિંમાએ ઓરડામાં પેસતાંજ જોયું એક વીર પુરુષ શાંત ભાવે ત્હેની પહોળી છાતી ઉપર બંને હાથથી અદબ વાળી વિચારપૂર્ણ મુખે આમથી તેમ ફરી રહ્યા હતો.

એ વીર પુરુષને જોતાંજ પુણિંમા ત્હેને ઓળખી થરથરી ગઇ. તેણે જોયું કે સ્વયં રાજા માનસિંહ ત્હેની સામે ઉભા હતા. પુણિંમાએ તરતજ ઘુટણમંડીએ પડી મહારાજને પ્રણામ કર્યા. અને ધીમા સ્વરે બોલી: "મા ભવાની મહારાજનું મંગળ કરો."

માનસિંહે તીક્ષ્ણ નજર એકવાર પુણિંમાના મુખ ઉપર ફેંકી. પછી ધીમાશથી કહ્યું: "પુણિંમા તું દુર્જયને છોડવવા આવી હતી? અસત્ય બોલતી નહિ?"

પુણિંમાએ કહ્યું: "હા, મહારાજ! મારો અપરાધ ક્ષમા કરો!"

માનસિંહ હસતાં હસતાં બોલ્યો: "એમાં ત્હારો કંઇ ખાસ વાંક નથી પુણિંમા! તું પતિપ્રાણા હિંદુ સ્ત્રી છે. તું સતી સાધવી છે. પતિના છુટકારા વાસ્તેનો ત્હારો પ્રયત્ન મારી નજરે મ્હોટો ગુનાહ નથી, પરંતુ સિધે રસ્તે ન જતાં ત્હેં કંઇક વાંકો રસ્તો લીધો. આથી મને કંઇક ગુસ્સો થયો છે. ત્હેં જો મ્હારી પાસે આવી દુર્જયના છુટકારા માટે વિનંતિ કરી હોત, તો કદાચ ત્હારી મહેનત વ્યર્થ ન ગઇ હોત. પરંતુ ત્હેં એ સંબંધે જે કંઇ કર્યું છે તે સહેલાઇથી નિષ્ફળ થયું છે.

આટલું તું સ્થિર માનજે કે માનસિંહના સેવકો ચાર આંખો રાખી કામ કરે છે. આવુ રીતથી ઉલટું કામ કરવા જતાં ત્હેં જે અપરાધ કર્યો છે, તે માફ કરવાને પણ હું તૈયાર છું. પરંતુ એક સરતે?"

પુર્ણિમા હાથ જોડી બોલી: "શી સરત મહારાજ?"

માનસિંહ: "શાહજાદા ખુશરૂની મ્હોરવાળી વીંટી મ્હને આપ!"

પુર્ણિમા: "તો મ્હારા સ્વામીને છુટ્ટા કરશો?

"ના, એ તો ત્હારા કરેલા ગુનાહની શિક્ષા માત્ર છે."

પુર્ણિમા: "શાહજાદાની વીંટી યદિ આપને ન આપું તો?"

માનસિંહ: "આ કિલ્લામાં અનેક તાતરી દુતીઓ છે. મ્હારી આજ્ઞાથી તેઓ હમણાંજ ત્હારી તપાસ કરી, તે વીંટી ખૂંચવી લેશે. અને તું એ અંધારી કોટડીમાં પુરાઇશ. જે દુર્જયને મેં—સ્વયં શિક્ષા કરી છે, ત્હેને કેટલોક વખત રાજદ્વારી કારણોએ બંદીવાન રાખવાની જરૂર છે. ત્હેને મારી આંખોમાં ધૂળ નાંખી જે છોડવવા જાય ત્હેનો વાંક નહિ માફ થઇ શકે તેવો છે. ત્હેને શિક્ષા થવીજ જોઈએ."

પુર્ણિમા હવે છેડાઇ, ત્હેનાં નસકોરાં ફુલ્યાં. તે અભિમાની ભાવે બોલી: "પરંતુ રાજપુત કેશરી મહારાજ માનસિંહ કંઇ મોગલ નથી. હું રાજપુત સ્ત્રી છું. ધર્મ અને કર્તવ્ય સમજી જે મેં કર્યું છે, તેથી હું ધર્મ દૃષ્ટિએ પાપી નથી, ન્યાય દૃષ્ટિએ અપરાધી નથી. છતાં મહારાજ ઇચ્છા પ્રમાણે મને સજા કરી શકે છે!"

માનસિંહે જોયું કે ભગવાને આ પુર્ણિમાને કંઇ ઓર માટીથી ઘડી છે. ભય દેખાડવાથી ત્હેની પાસેથી કામ લઇ શકાશે નહિ. એથી અંબરરાજ કંઇક નરમ પડી પ્રસન્ન મુખે બોલ્યા: "પુર્ણિમા! સાચુ કહે, આ વીંટી ત્હેં કયાંથી મેળવી?"

પુર્ણિમાના મનમાં આ વખતે ખુશરૂને આપેલું વચન યાદ આવ્યું. તે બોલી: "મેં તે શાહજાદાના ઓરડામાંથી ચોરી લીધી હતી."

ઉત્તેજીત સ્વરે માનસિંહ બોલ્યો: "અસંભવિત, પુર્ણિમા! તું પાછી અસત્ય બોલે છે. ભગવાને ત્હને જે વસ્તુમાંથી ઘડી છે, તે જોતાં ત્હારાથી એવી હલકી ચોરી થવાનો સંભવજ નથી. સાચું બોલ, એ વાત જાણુવાની મને બહુ આતુરતા છે. મનમાં રાખજે કોઇ ખાસ પ્રસંગસર મેં ત્હને અહીં બોલાવી છે. યદિ ત્હારા કામ કે વર્તનથી મ્હારા ઉદ્દેશ્યને અથવા સ્વાર્થને કંઇ નુકસાન પહોંચશે તો સમજજે કે ત્હારૂં સત્યાનાશ થશે. વળી એ પણ જાણજે, કે જરૂર પડે તો ત્હારૂં અકાળ વૈધવ્ય સાધવાનેએ આ માનસિંહ પાછી પાની કરશે નહિ."

એ વાત સાંભળી પુર્ણિમા મર્મે મર્મે કંપી ઉઠી. તે માનસિંહના ભયંકર સ્વભાવને પુરી રીતે જાણતી. ત્હેના સ્વાર્થ આડે આવવાથી કોઇનો નિસ્તાર થાય તેમ ન હતું. પ્રમાણ—આ દુર્જય પોતે! આથી પુર્ણિમા ભોંય પર બેસી બંને હાથો જોડી કરગરતા સ્વરે, અશ્રુપૂર્ણ નેત્રે બોલી: "મહારૂં સર્વસ્વ લૂંટી લેતા ના મહારાજ! દુર્જયસિંહના જીવન કરતાં આ જગતમાં મારે કંઇ મોઘું નથી. ત્હેના જીવનની ભિક્ષા આપો. સાચું કહુ છું, મેં આ વીંટી શાહજાદા પાસેથીજ મેળવી છે. ત્હેણે પોતે મ્હને આપી છે.

એમ કહી, પુર્ણિમાએ શી રીતે તે ખીણમાં શાહજાદાને મળી વીંટી મેળવી તે સમસ્ત વાત માનસિંહને કહી સંભળાવી.

માનસિંહ સર્વ વાત સાંભળી, કંઇક વિસ્મય પામ્યો. અને એમ પણ સમજ્યો કે નિર્બોધ ખુશરૂ પુર્ણિમાનું રૂપ જોઇ મોહ પામ્યો હોવો જોઇએ. રમકડા તરીકે પુર્ણિમાને હાથમાં રાખવાથી ખુશરૂ ઉપર એક બીજી દીશાએથી સારો કાબુ રાખવાની સરળતા થશે. એમ વિચારી માનસિંહે પુર્ણિમાને કહ્યું: "શાહજાદા ખુશરૂને એ વીંટી ત્યારે પાછી આપવાની જરૂર નથી. એ ત્હારી પાસેજ રાખી લે. અને દુર્જયસિંહની જીંદગી સંબંધી ત્હારે કંઇ આશંકા રાખવી નહિ. હું વચન આપું છું, કે બે માસ પછી હું ત્હારા દુર્જયને છોડી દઇશ, અને ત્હેને ફરીથી ત્હેની આગલી પદવી પાછી આપીશ. એટલુંજ નહિ પણ ત્હનેએ અંબર રાજપ્રાસાદમાં પુત્રી તરીકે સ્થાન આપીશ, ત્હારૂં ભાગ્ય પરિવર્તન કરી દઇશ. અને પેલા લાજપતે ત્હારી માતા સંબંધે જે ખોટી વાત ઉડાડી છે ત્હેનુ મુખ પણ જીવન પર્યંત બંધ કરી દઇશ. પરંતુ મેં જે આટલા બધાં વચનો આપ્યાં, તે પ્રમાણે ત્હારેએ એક વચને બંધાવુ જોઇશે. ત્હારી મારફત એક સહજસાજ કામ કરાવવાની હું આશા રાખું છું. ત્હેમાં તારે કોઇ રીતે હીણપત સ્વીકારવી પડે તેવું નથી. યદિ મ્હારૂ તે કામ કરી શકે,

અને મને દઢ વિશ્વાસ છે કે ત્હારા જેવી સ્વાભિમાની, બુદ્ધિ મતિ, અતિ સાહસી નારીથી તે નક્કી શક્ય છે, તો ત્હેને બદલે ત્હને એક સહસ્ત્ર અશરફી ઇનામ આપીશ." મ્હારી સાથે હમણાંજ તું અંબર ચાલ. ત્હારે શું કરવાનું તે ત્યાં જઇ ત્હને સમજાવી દઉં છું."

માનસિંહની આ બધી વાતો સાંભળી પુર્ણિમાને કંઇક હિંમત આવી. પોતાની સ્ત્રી તરીકેની ઈજ્જત અને માન કાયમ રાખી, ત્હેના જીવન સમાન દુર્જયને, સુખમાં રાખવા તે ગમે તે કામ કરવા શક્તિમાન છે એમ ત્હેને લાગ્યું.

પુર્ણિમા બોલી: "મહારાજાની આજ્ઞા ઉઠાવવા હું બહુ ખુશી છું. અને તે સંબંધે આપની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું. પરંતુ એક વાત જાણી શકું કે મહારાજ! શા હેતુ માટે આ અભાગણીને નિયુક્ત કરવામાં આવી છે?"

માનસિંહ ગંભીર મુખ કરી બોલ્યો: "પુર્ણિમા! દુર્જયસિંહના સુખ સગવડ, ને સ્વતંત્રતા જેમ ત્હારા જીવનનું લક્ષ્ય છે, તેમ મ્હારૂં લક્ષ્ય—શાહજાદા ખુશરૂની સુખ સગવડ, મનઃશાન્તિ, ઉજ્જવલ ભવિષ્ય આદિ છે. ત્હારી મારફત એક એવું કામ હું સાંધીશ કે જેથી મ્હારા ભાણેજ ખુશરૂનો સ્વાર્થ ઉલટાઇ ન જાય. ત્હારે ખુશરૂની હજુરમાં જવું નહિ પડે. ત્હેની રૂબરૂમાં કંઇ કામ કરવાનું નહિ આવે. માત્ર ત્હારૂં કામ શાહી રંગમહેલમાં અથવા બેગમો પાસે રહેશે. અથવા આપણા પેલા મઠમાં. જ્યાં ત્હારે કોઈ પુરૂષ સાથે પરિચયમાં આવવાની કંઇ જરૂરજ નહિ પડે. અંબરના કિલ્લામાં જે ન્હાનો મહેલ છે, ત્હેમાં મ્હારી દેખરેખ તળેજ હમણાં રહે. મ્હારા આ ઠરાવને તું સંમત છે કે?"

પુર્ણિમા બોલી: "આપ જ્યારે બધી બાબતમાં મ્હને અભય આપો છો, ત્યારે આપના પ્રસ્તાવને અસંમત થવાનું કંઇ કારણ રહેતું નથી, મહારાજ!"

માનસિંહ પ્રસન્ન મુખે બોલ્યો: "ત્યારે હવે કાળ વિલંબ ન કરતાં મ્હારી સાથે અંબર મહેલમાં ચાલ, હું જાણતો જ હતો કે ત્હને સમજાવવી બહુ કઠણ પડશે નહિ. એટલા માટે ક્ષેમસિંહને કહીને એક પાલખી મ્હેં પ્હેલાંથી મંગાવી રાખી છે."

મહારાજે તરતજ ક્ષેમસિંહને ઉતાવળે આજ્ઞા કરી: "દુર્જયસિંહને કેદખાનામાં કંઇપણ કષ્ટ ન પડે, ત્હેની સંભાળ રાખ. હું ઘોડાપર અંબર જાઉં છું. અને આ બાઇને ત્હેં હમણાંજ આણેલી પાલખીદ્વારા અંબરના મહેલમાં પહોંચાડી દે."

મહારાજ માનસિંહે નીચે આવી ઘોડેસ્વાર થઇ અંબરનો રસ્તો લીધો. ઘટતે સમયે ક્ષેમસિંહની ગોઠવણથી રક્ષકોથી વીંટળાઇ પાલખીમાં બેસી પુર્ણિમા અંબર તરફ જવા નીકળી.

બિચારી પૂર્ણિમા બંધવા દુર્જયને છોડવવા આવી હતી. પરંતુ સંજોગના ચક્રમાં પડી, તે પોતે એ માનસિંહની રચેલી જાળમાં બંદીની થઇ પડી. આનુ નામ તે નસીબ!!

પૂર્ણિમાને ઘટતી સૂચનાઓ આપી, મહારાજ માનસિંહે વળતે દિવસે યોગ્ય વાહન અને રક્ષકોની જોઠવણ કરી, ફત્તેપુર—સીક્રીની પાસે આવેલા બિતાગ નામના ગામડામાં મોકલી દીધી. આ ગામમાં મહારાજ માનસિંહનાં બંધાવેલા મઠ અને દેવાલય હતાં. અને તેના અધ્યક્ષ તરીકે એક શૈવ સન્યાસી મહારાજ રહેતા હતા. તે અંબર દરબારના આશ્રિત હતા. ફત્તેપુર—સીક્રીના શાહીમહેલથી આ મઠ માત્ર બે નાડાવા દૂર હતો.

બિતાગ એક પહાડોથી ઘેરાયલું ગામડું હતું. વાદળાંથી ઘેરાયલા ન્હાના ન્હાના પ્હાડોથી તે સ્થાન અતિ રમણીય અને આરામપ્રદ લાગતું. પહાડોનાં નિર્જન સ્થાનોમાંથી ફુટી નીકળેલાં ન્હાનાં ઝરણો, ઠંડા મીઠાં, નિર્મળ વારિપ્રવાહને પોતાના વહનમાં ધારણ કરી, મંદમંદ કલકલ નાદથી રાત દહાડો એ શાંતરસમય સ્થાનમાં કોઇ અપૂર્વ માધુર્ય ભર્યું સંગીત જગવતાં. બાજુપર આવેલું જંગલ, હરણુ, કલિઆર, રોઝ ઇત્યાદિ શિકારી પ્રાણીઓથી ભરપુર હતું. તેમાં હરણોનાં ટોળેટોળાં અહીંથી તહીં ફરી રહ્યાં હતાં. મૃગલાંઓ ભેળાં મદનીઆં પણ ચોતરફ દોડાદોડી કરતાં હતાં જગકર્તાની કારીગરીના અનુપમેય નમુના જેવા કળાએલ મોર આમથી તેમ વિહાર કરી રહ્યા હતા અને આકાશમાં ઘનઘોર વાદળ દેખાતાંજ કેકારવ કરી દિશાઓ ગજાવી રહેતા.

ચોતરફથી દશદશ ગાઉના ઘેરાવામાં પહાડો કાપી વચ્ચેના ઉચ્ચ પ્રદેશ ઉપર, અકબરશાહે ત્હેની નવી રાજધાની ફત્તેપુર—સીક્રીનો પાયો નાંખ્યો હતો. આગરાના લાલ કિલ્લામાં આવેલા શાહીમહેલનું અનુકરણ કરી ફત્તેપુર—સીક્રીનો રાજપ્રાસાદ બનાવવામાં આવ્યો હતો. દિવાને ખાસ, દિવાને આમ, ખાસમહેલ, રંગમહેલ, હિરણુ મીનાર વગેરે મહાલયો તેમાં આવેલાં

હતાં અને તે મહેલની એક બાજુએ અકબર-શાહના માનીતા મિત્રો મહારાજ બિરબલ, અબુલ ફૂજલ, અને રાજા માનસિંહનાં નિવાસ ભવનો આવી રહ્યાં હતાં. અને નિકટમાંજ બિતાગનું એ જંગલ હતું. એ જંગલમાં ખુદ શહેનશાહ, અને ત્હેમના વંશધરો શિકારની મોજ ચાખવાને જતા. ત્હેમાં શિકારને લાયક પશુ પક્ષીઓ પુષ્કળ હતાં, પરંતુ શિકારના શોખિન અમીર ઉમરાવો શાહી મંજુરી વિના એ જંગલમાં શિકાર ખેલવા જઇ શકતા નહિ.

કોઇ મહત્વના રાજદ્વારી હેતુથી મહારાજ માનસિંહે પૂર્ણિમાને બિતાગના ઉક્ત મઠમાં મોકલાવી હતી. આ હેતુ પાછળથી પ્રગટ થશે.

બિતાગમાં આવ્યા પછી કેટલેક દિવસે રૂપસી પૂર્ણિમાએ ચારણીનો વેશ ધારણ કર્યો હતો. આ નવીન વેશમાં ત્હેના સૌન્દર્યે સ્ત્રીરૂપનું એક નવીન દૃષ્ય વિકસાવ્યું હતું. ત્હેના પરિધેયમાં ચંપકવર્ણી છટાવાલાં ગેરૂઆં વસ્ત્રો, કપાળે લાલ ચંદનરેખા, કંઠે મણિબંધો અને બાહુએ રક્તચંદન ચર્ચિત અક્ષમાલાઓ અને જમણા હાથમાં સિંદુર ચર્ચિત ત્રિશૂળ રહેતાં. આમ બનાવટી ચારણી સ્વરૂપ ધારણ કરી, માનસિંહના હેતુની સાધના માટે બિતાગ—મંદિરની પડોશના જંગલમાં વખતો વખત ત્હેણે હેરાફેરા ખાવા માંડયા.

વિધિની ઘટનાને વશ થઇ તેજ સમયે શાહજાદા ખુશરૂને શિકારનો શોખ થઇ આવ્યો. બિતાગના જંગલમાં શિકાર ખેલવાની વાત સાંભળી પિયારાબાનુએ પણ હઠ પકડી કે ત્હેનેએ શાહજાદાએ સાથે લઇ જવી. પરદેનશીન બેગમોને સાથે લઇ શિકારે જવું એ મોગલ બાદશાહો અને ત્હેના વંશજો માટે કેવળ નવીન હતું. આથી ખુશરૂ પિયારાબાનુની એ માગણીને પાછી ફેરવી ન શકયો.

આ ટોળીમાં વધારે માણસો ન હતાં. પુરુષોમાં ફક્ત શાહજાદો ખુશરૂ, અને ત્હેના શિકારમાં મદદ કરનાર બીજા ચાર શિકારીઓ. સ્ત્રીઓમાં શાહજાદી બેગમ પિયારાબાનુ અને ત્હેની સખી અમીરા તથા બીજી બે ચારેક તાતારી સ્ત્રી રક્ષકો.

બિતાગના મઠ અને શાહીમહેલની મધ્યમાં 'હિરણમીનાર' આવેલો હતો. દંતકથા છે કે શહેનશાહ અકબરે ત્હેના વ્હાલા શિકારી હાથીની સમાધી ઉપર, ત્હેની યાદગીરી ખાતર આ મીનારો બંધાવ્યો હતો. બીજી એવી પણ વાત ચાલે છે કે આ વનમાં હરણો પુષ્કળ હોવાથી મૃગયાપ્રિય બાદશાહે માત્ર શિકારની ખાતર જ આ મીનારો બંધાવ્યો હતો. એ મીનારાના શિખર ઉપર શિકારને વાસ્તે એક રાતા પત્થરનો મંડપ પણ બનાવેલો જણાય છે. બાદશાહ એ મંડપ ઉપર બેસીને, શિકારીઓએ નસાડી આણેલાં વન્ય પશુઓ ઉપર પોતાની અચૂક નેમથી બંદુક ચલાવતો. એ મીનારો અત્યારે પણ હયાત રહી ભુતકાળની યાદી પ્રેક્ષકોના મનમાં તાજી કરાવે છે.

ખુશરૂ જે વખતે એ જંગલને બીજે છેડે શિકારમાં મશગુલ થઇ ગયો હતો, એ વખતે પિયારાબાનુ ત્હેની સખી અમીરા સાથે મુખ્ય સ્થાનથી કેટલેક દૂર એક નિર્જન ગિરિ ઝરણાંને તીરે એક વિશાળ શિલા ઉપર બેસી વાર્તાલાપ ચલાવતી હતી. તે પ્રદેશ સંપૂર્ણ નિર્જન હતો. ત્યાં કોઇ આવી ચડવાનો સંભવ ન હતો. પત્થરોની હારની બાજુમાં એક ન્હાનકડો પ્હાડી વહેળો કલકલ અવાજે વહી રહ્યો હતો. એ સાધારણ ઉંડાણવાળા જળપ્રવાહનું તળીઉં ન્હાના મ્હોટા શેવાળી ગયેલા પત્થરો અને કાંકરાઓથી છવાઇ ગયું હતું. આથી તે વહેળો સહજ પગે ચાલીને ઉતરી શકાય તેમ હતું. સીક્રીના શાહીમહેલની બાજુમાં થઇને જ આ ન્હાની નદી આગળ વધતી હતી. સખત બાદશાહી હુકમને લીધે કોઇ આ નદી પાર કરી આ બાજુએ આવવાનું સાહસ કરતું નહિ, એટલુંજ નહિ પરંતુ જંગલવાસી કઠિઆરાઓ પણ આ હુકમનું ઉલ્લંઘન કરતા નહિ.

યૌવનના તરંગોને વશ થઇ પિયારાબાનુએ કેટલાંક વન્ય પુષ્પો લઇ એક નાજુક ખલેચી ભરી લીધી હતી. જાણે તે માળા બનાવવાને અગાઉથી જ તૈયાર થઇઆવી હોય તેમ પોતાની સાથેની ખલેચીમાં સર્વ સાહિત્યો તે લાવી હતી. યત્નપૂર્વક ચુંટેલાં એ વનકુસુમો અતિ મધુર વાસથી ભરપુર હતાં. એટલું જ નહિ પણ કેટલાંકનું વર્ણ ગૌરવ પણ કંઇ જાય તેવું ન હતું. રૂપ, રસ, ગંધ, સ્પર્શ જે વડે ફૂલોની મહત્તા, તે સર્વ એ ફૂલોમાં હતું.

તે સર્વ ફૂલો એક શિલા ઉપર પાથરી ખલેચીમાંથી રંગીન સુતર કાઢી પિયારાએ માળા ગુંથવી શરૂ કરી.

અમીરા બોલી: "વનફૂલોની માળા બનાવવા માટે આટલી તકલીફ ઉઠાવવાની જરૂર શી શાહ-

જાદી બેગમ? એ ખુશબો વિનાની જંગલી ગુલોની માળા પર કોણ ફીદા થવાનું હતું?"

પિયારા હસીને બોલી: "હું મ્હારા દિલદાર ખાવિન્દ માટે આ માળા ગુંથું છું. મ્હારા એ ખાવિંદ એટલા માયાળુ. એટલા શાંત, છે કે ત્હેને જે કંઈ ભેટ કરીએ તે તે હસ્તે મ્હોંએ કબુલે છે."

અમીરા બોલી: "માયાળુ કેવા? દુનીઆની મજા તો જો? તે હિરણમીનાર ઉપર ચડી શિકાર ખેલે છે અને તું અહીં ત્હેને વાસ્તે માળા ગુંથે છે. મરદો ઓરતોને આમજ ઉવેખે છે. તોએ એ નાચીજ ઓરત જાતને કંઇ ચેતના પહોંચતી નથી."

પિયારા આંખ પસારી અમીરા તરફ જોઈ, કૃત્રિમ ક્રોધ દર્શાવતી બોલી: "બરાબર! ખરી સમજુડી? આ મરદો ન હોત તો ઓરતોથી એક પલ પણ ચલાવી લેવાત નહિ. મરદોની જરૂરીઆત ઓરતોથી વધારેજ છે. જોને, મરદો ઓરતોના સુખ ખાતર પોતાનું તમામ નિસાર કરી દે છે, ઓરતોના રૂપને ત્હેના ધ્યાનની વસ્તુ બનાવી, તેઓને દેવીઓની પેઠે પૂજે છે. તોએ તું મરદોના ગુણ જોઇ શકતી નથી? મરદ તો સ્પર્શમણિ! પરંતુ તે તું શી રીતે જાણે અમીરા? તું તો કમ્બખ્ત કોઇને ચાહતાં શીખીજ નથી. ત્હારા કાશગર મુલ્કમાં કદાચ એકે મહોબ્બતને લાયક મરદ નહિ હોય? નહિ તો ત્હારી આ હાલત હોય?"

અમીરા કંઈક બેદરકારીપૂર્વક બોલી: "ત્હારા દિલમાં આવે તેમ બોલ બેગમ સાહેબા! મને તો લાગે છે કે મરદ જાતિજ આખી મતલબી છે. તેઓ ઓરતોની કદર કરી શકે તેમ નથી."

અમીરા પિયારાની પ્યારી સખી, બચપણની હમશરીક અને આલાખાનદાનની હતી. તે ત્હેના બાબા તરફથી આવી હતી. તેથી બંનેની વચ્ચે કોઇ તરેહનો સંકોચ ન હતો. છુટથી ઠઠ્ઠા મશ્કરી ચાલતી.

એવામાં અમીરાની નજર નદીને સામે કિનારે પડી. અમીરાએ અજાયબી પામી જોયું તો ગેરૂઆ વસ્ત્રોવાળી એક અતિ સુંદર સ્ત્રી તેજ નદીને સામે કિનારે એક વૃક્ષ તળે ઉભી રહી, એકકી નજરે તે બંને જણીઓ તરફ જોઇ રહી હતી.

અમીરાએ પિયારાનો જમણો હાથ જરા દબાવી કહ્યું: "રાખ ત્હારી માળા ગુંથવી, નદીને સામે કીનારે એક ચમકતી વીજળી ઉભી છે. બરાબર જો. જોઇએ તે કોણ હશે?"

પિયારાએ જોયું, તો ખરેખર નદીને સામે કિનારે ઘટ છાયામાં એક અપૂર્વ સુંદરી ચારણી ઉભી છે. તેણે જાણે તેના રૂપ–અજવાળાથી તે સ્થાનનો અંધકાર દૂર કરી દીધો છે. આટલું રૂપ શું માનવીઓમાં હોઇ શકે?

પિયારા નવાઈ પામી બોલી: "તેમજ છે, પણ એ શી બાબત છે અમીરા?"

અમીરા માથું હલાવી બોલી: "કદાચ કોઇ હિંદુ ભૈરવી હશે. આ નદીની પેલી બાજુએ મહારાજ માનસિંહનો એક મઠ છે. જાણે છે કે? સાંભળ્યું છે, કે એ જગ્યાએ અનેક સાધુ સન્યાસી આવે છે; ભૈરવ, જોગણીઓ આવે છે, દિવાનાઓ પણ આવે છે. તેઓ હાથ જોઇને ભુત ભવિષ્યની વાત પણ કહી શકે છે. એટલુંજ નહિ પરંતુ કેટલીક મુશ્કેલ બિમારીઓ પણ એ લોકો મટાડી શકે છે."

પિયારા અમીરાના કહેવામાં ટાપસી પુરતાં બોલી: "ખરેખર, મેં પણ સાંભળ્યું છે. બાબા એક વાર કહેતા હતા કે એક હિંદુ સન્યાસીએ એક વાર તેનો હાથ જોઇ કહ્યું હતું કે તે દિલ્હીના બાદશાહના સિપાહસાલાર થશે. એ વાત અક્ષરે અક્ષર ખરી પડી છે, બ્હેન! નહિ તો તું એને એક વાર મ્હારૂં નામ દઇને અહીં બોલાવી લાવ ને કહેજે કે શાહજાદી બેગમ બોલાવે છે."

આ સાંભળી અમીરા ઉદાસીન ભાવે બોલી: "એમ તે આવે કે? એ તો વેરાગી લોક, ખુદાનાં વલીઓ; એને બાદશાહની થોડીજ પરવા છે? હરિદાસ સ્વામી અને આગરાના પેલા સાંઇબાવાને રાજમહેલમાં તેડી લાવવા ખુદ બાદશાહે કેટલી મહેનત કરી હતી? પરંતુ તે મહેનત કંઇ સફળ થઈ કે?"

પિયારાએ મનથી કંઇક વિચાર કર્યો. પછી ઉત્સુકતાપૂર્વક બોલી: "ચાલ બ્હેન ત્યારે આપણે જ એ કિનારે જઇએ. આ તો એક ન્હાનો સરખો વહેળો છે, એમાં શું?"

અમીરા વિસ્મય પામી બોલી. "ઓ આત્મા! વળી એ શું? તું તો બાદશાહ અકબરના બેટાની વહુ? કદાચ આ વાત કોઇના જાણવામાં આવે તો લોકોમાં શું કહેવાય? અથવા બાદશાહને કેવું લાગે? વળી આવતી વખતે તું શાહજાદાને કહેતી આવી છે, કે નદી તીરે અમે તમારી રાહ જોઇશું. આપણને શોધતાં શોધતાં કદાચ શાહજાદો ત્યાં આવી

પહોંચે તો, શી હાલત થાય એગમ? વચ્ચે હું બિચારી મારી જાઉં."

નસીબ હંમેશાં નવીન ચોકઠાં બેસાડયા કરે છે. અને ઠગારી વિધાતા એનો દોરીસંચો ચલાવે છે. વિધાતાજ લોભાવીને માણસોને સુમાર્ગે અથવા કુમાર્ગે ત્હેનાં ભાગ્ય પ્રમાણે ભોળવીને દોરી જાય છે. નદીને પેલેપાર ચારણીને મળવા જવું તે સુ–માર્ગ, કે કુ–માર્ગ તે અમે જાણતા નથી. તો પણ એટલું તો ખરૂં કે સર્વજ્ઞ વિધાતાએ ત્હેને તે રસ્તે દોરવી. હાય! સરળ હૃદયા પિયારા, જો ત્યાં જવાનો આગ્રહ ન ધરત! તો ઠીકજ હતું. પરંતુ તે મનોબળ ત્હેનામાં ન હતું. એટલું બુદ્ધિબળ એક સાધારણ સ્ત્રીમાં હોવું અસંભવિત છે. માટે તો તે ત્હેની ઇચ્છાને અટકાવી ન શકી.

પિયારા બોલી: "શાહજાદો હમણા શિકારની મજાહમાં મશગુલ હશે. તે ક્યારે પાછો આવશે ત્હેનું કંઇ ઠેકાણું નહિ. વળી ખરૂં જોતાં આપણે તો રાજમહેલની હદમાંજ છીએ. શાહજાદા જોડે એ વાત થઇ હતી, કે મરજી પડે તો અમે પાછાંએ ચાલ્યાં જઇશું. નદીને પેલેપાર જઇ આપણું કામ કાઢી લેતાં કેટલીક વાર લાગવાની હતી? એટલામાં જો શાહજાદો આવી પડે, અને આપણને ન જુએ, તો ધારશે કે મહેલ તરફ ગયાં હશે. હવે ત્હેને થાપ આપવાના મ્હારી પાસે એક નહિ પણ અનેક રસ્તા છે, અમીરા!"

અમીરા બોલી: "એમ છે, તો એક વાર બતાવ તો ખરી કે એ રસ્તા ક્યા છે?"

પિયારાએ મૃદુ હાથે અમીરાના ગાલ પર એક લપડાક લગાવતાં કહ્યું: "મર તું? વેત્તાબળી! બધુંએ જાણવા છતાં નહિ જાણવાના ઢોંગ કરે છે. આ મ્હારી ચળકતા સિતારા જેવી, સુરમાની સેરોથી શોભિતી ચશ્મોના સિર્ફ ઇશારાથી ત્હારો એ દિલેર શાહજાદો એક બાજુએ ઉભો રહી ધ્રુજે સમજી!! મ્હારી કોમળ આ બંને બાહુ–વેલીઓ એને ગળે નાગણોની પેઠે વીંટળાતાં, એ તો ગારૂડીનો સર્પજ થઇ જશે. કમ્બખ્ત, તું કાં ઓરત થઇ જન્મી? મરદોને ભોળવવાનો ઇલ્મ તો શીખી નથી!!"

અમીરા મધુરૂં હસતાં બોલી: "ઓ...મા, એમ કહેવું તો જોઇએ ના. હું તો બાંદી જાત, મને શું એ રંગઢંગની ખબર? લેકિન એ તો ઠીક પણ આ નદી ઉતરતાં ત્હમારી કીમતી સુરવાલ ભીંજાઇ બગડશે ત્હેનું કેમ?"

"બગડે તો બગડે. એમાં ત્હારૂં શું ગયું? તું તો અત્યારે મ્હારી બાંદી છે, મ્હારો હુકમ ઉઠાવવો એ ત્હારી ફરજ છે." એમ કહી પિયારા અમીરાના હાથ પકડી પાણી પાસે આવી પહોંચી. અમીરાએ પણ પિયારાનો મનોભાવ સમજી આનાકાની કરવાનું સાહસ વ્હોર્યું નહિ. બંનેને એ ન્હાનું ઝરણું ઉતરતાં કંઇ વધારે અડચણ પડી નહિ.

## ચૌદમો પરિચ્છેદ.

સ્હામે કિનારે ઉતરી બંને જણીઓ પેલાં વૃક્ષ તરફ ચાલવા લાગી. ચારણી હજુ તેજ વૃક્ષતળે પ્રભા પ્રસરાવતી ઉભી હતી. તે ચારણી અન્ય કોઇ નહિ પણ આપણી પૂર્વપરિચિત પૂર્ણિમા હતી. રાજા માનસિંહના ઉપદેશ મુજબ પિયારાબાનુરૂપી હરણીને ફાંદામાં ફસાવવા તેણે આ જાલ પાથરી હતી.

પિયારા અને અમીરાએ ત્હેની પાસે જઇ નમન કરી પૂછયું: "અમ્મા, આપ કોણ છો?"

ચારણીએ, એક શીલા ઉપર બેસવાનું તેઓને ઇંગિત કરતાં કહ્યું: "અહીંઆં બેસો. હું એક ચારણી છું, ત્હમારે પુછવાની શું મતલબ છે?"

પિયારા અમીરાના કાનમાં અસ્ફુટ સ્વરે બોલી: "ચારણી! ઠીક થયું ત્યારે. મેં શાહજાદાને મ્હોંએ સાંભળ્યું છે કે ચારણી ભૂત ભવિશ્યને જોઇ શકે છે."

ચારણીએ મંદમંદ હસતાં કહ્યું: "ત્હમે ક્યાં રહો છો? ત્હમારો પહેરવેશ અને મુખકાંતિ ઉપરથી જણાય છે, કે ત્હમે કોઇ રાજવંશી કુળની સ્ત્રીઓ છે."

પિયારા કંઇજ બોલી નહિ. અમીરાએ કહ્યું:

"આ બાદશાહ અકબરના બેટાની વહુ, શાહજાદા ખુશરૂની બેગમ છે."

ચારણી: ત્યારે તે અહીંઆં શા વાસ્તે આવી છે? મ્હારા જેવી સન્યાસીની આગળ ત્હેને આવવાની શી મતલબ?"

પિયારા આ યોગ્ય પ્રશ્ન સાંભળી બોલી: "અમ્મા, અમને યકીન છે, કે આપ ભૂત ભવિષ્ય પારખી જાણો છો. તો અમારા કિસ્મતમાં શું છે તે અમારા હાથ જોઈ કહી શકશો? તે જાણવાની અમને બહુજ આરજુ છે."

ચારણી પિયારા બેગમના મ્હોં સામે જોઇ, કંઈંક ગંભીર ભાવે બોલી: "આપનો હાથ બતાવો જોઈએ બેગમ?"

"પિયારાએ તરજજ પોતાનો વામહસ્ત લંબાવ્યો." ચારણીદેવી પિયારાના મુખ સામે જોઇ બોલી: "ત્હારૂં કિસ્મત વાંચવામાં મ્હને કંઇ અડચણ નથી. પરંતુ હું જે ભવિષ્ય કહું, તે જો ભયંકર હોય, શોકજનક હોય, તો તે સહન કરવાની શક્તિ ત્હારામાં છે કે? કંઇ ભયંકર હકીકત સાંભળી મ્હારાપર ગુસ્સે નહિ થાયને?"

આ વાત સાંભળી પિયારાને પોતે કંઇક ભૂલ કરતી હોય એમ લાગ્યું. ત્હેણે ધાર્યું કે કદાચ ચારણી કોઇ એવું ભાવિ સંભળાવે કે ત્હેના મનની શાંતિ હંમેશને માટે નાશ પામે! પરંતુ પિયારાના સ્વભાવની એક ખાસીયત હતી કે તે જે પકડે તે છોડે નહિ. ત્હેણે એક વાર મનથી કંઇ કરવાનો ઠરાવ કર્યો, તો ત્હેમાં ભયની મારી એ કદી પાછો પગ કરતી નહિ.

"પિયારાએ તરતજ પોતાનો વામહસ્ત લંબાવ્યો."

આથી પિયારા દૃઢ સ્વરે બોલી: "અમ્મા, જ્યારે કિસ્મત જાણુવાનીજ આરજુ છે, તો ભલા બુરાનો ડર રાખવો કેમ કામ લાગે? મ્હારી ચાલુ હાલત બહુજ ખુશી અને ચેનભરી છે. ખુદાની મહેરબાનીથી, સ્ત્રી—ભોગ્ય સર્વ સુખ મને મળ્યું છે. તો પણ મ્હારૂં હવે પછીનું સુખ દુઃખ મ્હારા ખાવિંદના ભવિષ્ય સાથે જોડાયલું છે. ત્હમે જે કહેશો, તે ભલે ગમે તેટલું ભયંકર હોય, તો પણ હું તલમાત્ર ડરવાની નથી."

ચારણી મ્હોં મલકાવી બોલી: "બુરીજ આગાહી કરવાની છે, એમ માનવાની જરૂર નથી. ત્હારી હસ્તરેખાઓ જોતાં, જે જણાય તે કદાચ માઠું હોય, તો તે પણ સાંભળવાને તું તૈયાર છે કે નહિ, તે જાણુવાને એમ કહેવું પડયું હતું."

વખત થોડો હતો, અને નકામી વાતોનું કશું ફળ નહિ, એમ જાણી પિયારાબાનુએ પોતાનો ડાબો હાથ ફરી લાંબો કર્યો. મોગલ રાજમહેલમાં વખતો વખત આવા અનેક

કિસ્મત જોનારાઓ આવતા. બેગમોના હાથ જોઈ, ત્હેનાં ભવિષ્ય કહેવાં અને બે પૈસાની કમાણી કુટી કાઢવી, એ તેઓનો એક રોજગારજ થઇ પડયો હતો. અને એવા કિસ્મત કહેનારાઓના આગમજ સમાચાર મળતાં રંગમહેલની રમણીઓમાં હલચલ મચી રહેતી.

ચારણીએ પિયારાનો હાથ ઉલટપાલટ કેટલીક વાર ધ્યાનપૂર્વક જોયા પછી, તે બોલી: "બેગમ સાહેબા! ત્હારા ઉજળા નસીબમાં રાજયોગ છે. તું રાજ રાજેશ્વરી થઇશ. આ હિંદનું તખ્તોતાજ ત્હારા નસીબમાં સરજાયલું છે!"

પિયારા એ સાંભળી ખડખડ હસી પડી. ચારણી અણગમાપૂર્વક બોલી: "હસે છે બીબી!"

પિયારા: "આપની વાત સાંભળી હસવું આવ્યું. પહેલાં મ્હારા સસરાજી સુલતાન સલીમ તો તખ્તોતાજ ઉપર બેસે. અને મ્હારાં સાસુજી શહેનશાહબાનુ થાય. ત્યાર પછી મ્હારો વારો!!"

ચારણી ગંભીર મુખ કરી બોલી: "નહિ, તેમ નથી. ત્હારી હસ્તરેખા જોતાં ત્હારો ખાવિંદજ હિંદનો ભાવિ—શહેનશાહ થશે. ત્હારા સસરાજીનું નસીબ ઘણું અંધકારમય છે. પરંતુ એટલું ખરૂં કે તખ્ત મેળવવાનો પ્રયત્ન કરવો એ સંપૂર્ણ ત્હારા ખાવિંદને આધીન છે. તેનો એ પ્રયત્ન જો પૂરેપૂરો ન થાય, તો પરિણામે ભયંકર મોત સામે ડોળા ધુરકાવે છે. ત્હારો ખાવિંદ શાહજાદો ખુશરૂ જો ત્હેનાં પિતાના હાથમાંથી રાજદંડ ખુંચવી ન શકે, તું ત્હારી સર્વ શક્તિથી જો ત્હારા ખાવિંદને એ કાર્યને માટે યોગ્ય ન બનાવી શકે, તો ત્હારે અકાલ વૈધવ્ય ભોગવવુંજ પડવાનું."

આ ભયાનક ભવિષ્ય સાંભળી પિયારાનું સદા હસતું મુખ લેવાઇ ગયું. ત્હેને મનમાં લાગ્યું "હાય! શા માટે સ્ત્રી સ્વભાવ સુલભ ચંચળતાને વશ થઇ, અહીં મરવા આવી? જે સાંભળ્યું તે કેટલું ભીષણ, કેટલું અનિષ્ટકર, આ ન સાંભળવું એજ લાયક હતું."

પિયારાએ સહસા અજાયબીથી દંગ થયલી ચક્ષુઓએ તે ચારણીને પૂછયું: "ત્હમે કોણ છો?"

"હું ચારણી, સન્યાસીની છું."

પિયારા: "ત્હમે ક્યાં રહો છો?"

ચારણી: "વૃક્ષ છાયા એ અમારૂં આશ્રયસ્થાન. ક્યારે ક્યાં હોઇએ ત્હેનું કંઇ નિશ્ચિત ઠેકાણું નહિ."

પિયારા: "ત્હમે મારા શાહી રંગમહેલમાં આવશો?"

ચારણી: "નહિ બાઇ, ત્યાં મને બીક લાગે."

પિયારા: "કેમ?"

ચારણી: "ત્યાં સદાએ વિલાસિતા વ્યાપી રહેલી, એટલે ઇશ્વર સ્મરણમાં અંતરાય પડે!"

પિયારા પોતાના કંઠમાંથી એક મૂલ્યવાન મોતીની માળા કહાડી ચારણીને આપવા લાગી. પરંતુ ચારણીએ તે ન સ્વીકારી, એટલુંજ નહિ પરંતુ કંઇક વિરક્તિપૂર્વક બોલી: "એવી તુચ્છ વસ્તુઓ અમારે શા કામની મા? બક્ષિસની લાલચે ચારણીઓ હાથ જોતી નથી. વળી કહું છું કે ત્હારૂં ભાવિ બહુજ અંધકારમય છે. પ્રબળ પ્રયત્ને ત્હારે એ અંધકાર દૂર કરવો જોઇશે. સ્ત્રી જાતિની શક્તિ અતુલનીય છે. પ્રબળ પરાક્રાંત શૂરવીરો પણ તે શક્તિને આધીન થઇ જાય છે. પ્રયત્ન કર, તો દિલ્હીનું તખ્ત ત્હારૂંજ છે. જો પ્રયત્નમાં પાછી પાની કરી તો સમૂળગો નાશ થશે. ત્હારા ખાવિંદનું અકાળ મોત થશે, અને તે ત્હારા સસરાજી જ કરાવશે."

પિયારા આ બધી ભયંકર વાતો સાંભળી ભયથી કંપી ઉઠી. ત્હેના હૃદયમાં કંઇ કંઇ થવા લાગ્યું. વામહસ્ત પર માથું ટેકવી, તે વિચારમાં પડી ગઇ. થોડી વારે મુખ ઉંચું કરી જુએ છે તો પેલી માયાવી ચારણી જાણે માયાને બળે કોણ જાણે ક્યાં અંતરધ્યાન થઇ ગઇ હતી.

અમીરા વિસ્મિત દૃષ્ટિએ શાહજાદી બેગમ તરફ જોઈ રહી હતી. ત્હેણે એ કંઈ ધ્યાન રાખ્યું ન હતું, કે ચારણી ક્યારે અને ક્યાં જતી રહી.

વખત થઇ ગયો હતો. પિયારા બોલી: "કેવી ગજબભરી વાત તે ચારણી સંભળાવી ગઇ. શું થશે અમીરા?"

અમીરા બોલી: "ચારણીઓની બધી વાતો શું સાચી પડે છે શાહજાદી? જો કહેતી હો, તો હમણાં તપાસ કરી આવું, એ સાધુડી ગઇ ક્યાં? હકીકત શું હશે, એ કંઇ સમજી શકાતું નથી."

પિયારા બોલી: "ના, ના, ત્હેની પાછળ જવાની કંઇ જરૂર નથી. એ હાહા શકની મારા

જીગરના ચેન–આરામ લઇ ગઇ. ચાલ, અમીરા! આપણે નદીને સામે કિનારે જતાં રહીએ. વખત થઇ ગયો છે." પછી બંને જણીઓ એ ગિરિ–ઝરણું ઓળંગી આ પાર આવતી રહી.

એટલામાં તે સ્થળે શાહજાદા ખુશરૂએ આવી કહ્યું: "ક્યાં ગયાં હતાં પિયારાબાનુ? હું ક્યારનો ત્હમને ચો તરફ શોધ્યા કરૂં છું."

પિયારા મનમાં મનમાં ગણગણી: "ક્યાં ગઇ હતી? ત્હેની મનેએ ખબર નથી. કદાચ કોઇ શયતાનની સલતનતમાં ગઇ હોઇશ." મોટેથી બોલી: "ત્હમને આવતાં વાર થઇ એટલે અમે પહાડની ઉપર ચડયાં હતાં. અને અમને શોધવા ચોતરફ આપને ભટકતા જોઇ ગમ્મત મેળવતાં હતાં."

ખુશરૂ કંઇક ઠપકાભર્યા અવાજે બોલ્યો: "આવુંજ ત્હમારૂં ઓરતોનું જીગર ના? ઠીક, ત્હેં જેમાં સુખ માન્યું ત્હેમાં મ્હારૂંએ સુખ, મ્હને હેરાન કરવામાં જો ત્હને મજાહ મળતી હોય, તો એ હેરાન થવામાંએ હું સુખ માનીશ. ચાલ હવે આપણે મહેલ તરફ જઇએ. આટલી બધી વાર મહેનત કરી, પરંતુ કંઇક નસીબજ એવું કે એકે હરણ શિકારનો ભોગ થયું નહિ."

પિયારા હસતાં હસતાં બોલી: "એ તો ઠીકજ થયું. કેમકે જે શિકારનો ભોગ નહિ થવાથી તમને મનમાં દુઃખ થાય છે, તે જ કારણે બિચારા હરણોને જીવતદાન મળ્યું. નિર્દોષ જાનવરો, ત્હેના પોતાના જંગલોમાં, મન-માન્યા આનંદમાં, કુદરતની ગોદમાં બેખોફ નિડર હરે ફરે, ત્હેને મારવામાં ત્હમારા જેવા દિલેર મરદોને જેટલી ખુશી, તેટલી ખુશી મ્હારા જેવી અબલાઓને ત્હેમાં નથી જણાતી. ત્હમે ત્હમારાં કામકાજોથી ઉઘાડા પડી જાઓ છો કે, ત્હમે મરદો ઘણા બેદર્દ છો!"

એ પ્રમાણે વ્યંગ વાર્તાલાપ કરતાં કરતાં ત્રણે જણ રાજપ્રાસાદ તરફ જવા નીકળ્યા. આ વનભૂમીથી રાજમહાલય માત્ર બે ચાર નાડાવા હતું.

આખા દિવસનો પરિશ્રમ ફોકટ ગયો હતો, એકે શિકાર નહિ મળવાથી શિકારપ્રિય ખુશરૂ આજ બહુજ ખિન્ન થઇ ગયો હતો. પિયારાના મનમાં પણ એક અન્ય તરેહની ખિન્નતા વ્યાપી રહી હતી. ભયંકર દુઃખદ ચિંતાનાં વાદળે તેઓના આનંદોજ્વલ હૃદયોને ક્રમેક્રમે અંધકારમય આવરણથી ઢાંકવા માંડયાં હતાં. ચારણીએ તેમને જે કંઇ કહ્યું હતું, તેની ત્હેના હૃદયપર ઉંડી અસર થઇ હતી. આથી પિયારા બહુજ ખિન્ન જણાતી હતી.

પિયારાને ખિન્ન મને ઉભેલી જોઇ ખુશરૂએ પુછ્યું: "આજ ત્હારૂં હસતું રમતું મુખ ગમગીન કેમ છે પિયારી?"

પિયારા, મલિન મુખપર મધુર હાંસી લાવી બોલી: "ત્હમારા એ બેકાર શિકારનાં બ્હેજાને લીધે આખો દિવસ જંગલમાં ઘુમવું થયું છે. આફતાબના તાપે તો નહિ, પરંતુ ત્હમારી જૂદાઇના ફિરાકનાં તાપે મ્હારૂં મુખ કરમાવી દીધું છે."

સમયને કોઇ રોકી શકતું નથી. દિવસ તો ક્યારનો ચાલ્યો ગયો હતો. સંધ્યાકાળ પણ વીતી ગયો. થાકેલા ખુશરૂએ બિછાનાનો આશ્રય લીધો. પિયારાએ પણ ત્હેની બાજુના અર્ધેક બિછાના ઉપરનો પોતાનો હક જતો કર્યો નહિ. થાકનો માર્યો ખુશરૂ નિદ્રાવશ થઇ ગયો; પરંતુ મખમલ મંડિત સુખશય્યામાં સુવા છતાંએ પિયારાને નિદ્રા આવી નહિ. બાજુમાં સુતેલો ખુશરૂ ગાઢ નિદ્રામાં ઘોરતો હતો; પરંતુ પિયારાને એ ઇસ્તંબુલી ગુલાબની સુવાસ ભરી કોમળ શય્યા, ધગધગતા અંગારા જેવી જણાવા લાગી. મધ્ય રાત્રે પિયારા બિછાનું છોડી ખુલ્લા વાતાયન પાસે આવી ઉભી. ત્યારે રાત્રીનો બીજો પ્હોર પૂરો થઇ ગયો હતો.

પિયારાએ જોયું કે પ્રકૃતિ ધીરે ધીરે રણ-દેવીની મૂર્તિ ધારણ કરતી જાય છે. જેમ ત્હેના નિર્મળ અંતઃકરણમાં ચિંતાના વાદળાં છવાયાં હતાં, ત્હેમ આકાશમાંએ જળભર્યાં કાળાં, વાદળાં છવાવા લાગ્યાં હતાં, સુનીલવર્ણી, તારલા જડીત આકાશ ઉપર કોઇ કોઇ સ્થળે કાળાં ભંમર જળભર્યાં વાદળો તાંડવ નૃત્ય કરી રહ્યાં હતાં. વળી તે વાદળ ઘેરા અંધકાર સાથે જોરથી પવન ફુંકાવા લાગ્યો. વૃષ્ટિ થવા લાગી.

મેઘથી છવાયલાં કાળાં આકાશ તરફ, તેમજ અંધકારમય કુદરત તરફ નજર નાંખી, પિયારા પોતાના મન સાથે બોલી ઉઠી: "ત્હેમ શું ન બને? ચારણી જે ભવિષ્ય ભાખી ગઇ, તે શું બની ન શકે? આ આલમમાં ન બની શકે તેવું કંઇજ નથી. મોગલ શાહી ખાનદાનમાં ન બની શકે તેવા બનાવો અનેક બન્યા કરે છે. ઇનસાન જેવાં ઇનસાનની કોશીશોથી શું અસાધ્ય વા અસંભવ છે? ખુદાએ જે મ્હારા મનમાં ઇંતેજારી અને

આરઝુભરી આશા જગાવી છે, તે શું પૂરી નહિ કરે? હું ઓરત જાત, સાધારણ મ્હારૂં કુવ્વત, એ સાધારણ કુવ્વતને ત્હારી અજબ શક્તિથી જગવી તુંજ અસાધારણ બનાવી શકે છે ખુદા!"

તે અંધારા આકાશ ઉપર સહસા વીજળી ચમકી ઉઠી. ભીમનાદે મેઘ ગર્જના થઇ રહી. કોમળ કરદ્વારા આંખો ઢાંકી દઇ પિયારાબેગમ ધડક દીલે, ચંચળ મને પોતાના ઓરડા તરફ પાછી આવી. તે ગડગડાટે, અંધકારમય આકાશે, પ્રદીપ્ત વિદ્યુત્ ચમકારે, ત્હેના અંતઃકરણમાં ભયંકર ભય ઉપજાવ્યો. ઉતાવળે પગલે બિછાના પાસે આવી પિયારાએ ખુશરૂને આલિંગન બદ્ધ કરી પોતાને થયેલા ભયનો પ્રખર વેગ ખાળ્યો. પછી અનેક તર્કવિતર્ક કરતી તે નિંદમાં પડી પરંતુ તે નિંદ ભયંકર ખ્વાબોથી ભરપુર હતી.

અને બરાબર આજ સમયે, ગડગડાટ અને ચમકારયુક્ત અંધારી રાત્રે, અંબરના રાજ મહેલના એક એકાંત ઓરડામાં મહારાજ માનસિંહ ઉંડી ચિંતામાં ડુબી ગયો છે. ત્હેની ચિંતાનો વિષય શો હશે, તે આપણે જોવા–જાણવો જોઇએ.

એવે સમયે અંબરેશ્વર મહારાજ માનસિંહ ચંચળ મને પોતાના ઓરડામાં આમથી તેમ આંટા મારી રહયો હતો. સંગેમરમરના ખુલ્લા ગોખમાંથી જળશિકરયુક્ત પ્રબળ પવનના ઝપાટા ધસી આવતા હતા. અને ત્હેના ધક્કાથી ઓરડામાંની દીપક શ્રેણી સ્ફટીકની દીવીઓ ઉપરથી કંપાયમાન થઇ રહી હતી.

તે ગડગડાટે, અંધકારમય આકાશે, પ્રદિપ્ત વિદ્યુત ચમકારે ત્હેના અંતઃકરણમાં ભયંકર ભય ઉપજાવ્યો.

કોઇ કોઇ દીપક હોલવાઇ પણ જતો હતો. માનસિંહે કંટાળીને ગોખ બંધ કરી દીધો. બહારનો અવાજ અંદર પહોંચી નહિ શકવાથી કેટલોક ઘોંઘાટ દૂર થયો. પરંતુ ત્હેના અંતઃકરણમાં જે પ્રબળ તોફાન જાગ્યું હતું તે તો કંઇ ઓછું થયું નહિ. કદાચ ઓછું થવાનો સંભવ કે ઇલાજ પણ ન હતો. કારણકે ત્હેની દૃષ્ટિ સામે એક રૂપેરી દીવી પાસે એક ખુલ્લો પત્ર પડેલો હતો. અને તે જ ખરિતાથી મહારાજના

## પંદરમો પરિચ્છેદ.

આ તરફ મૂશળધાર વરસાદ પડયા કરતો હતો. પવનના સુસવાટા લાગી રહ્યા હતા. કાળાં વાદળાંઓ ઉપર ચપળા વીજળીનું ભયંકર તાંડવ નૃત્ય ચાલી રહ્યું હતું.

મનનું આવું પરિવર્તન થયું હતું. હેના વાચનની સાથેજ બહારના તોફાન જેવું અંતરમાંએ તોફાન ઉઠયું હતું.

અંબરેશ્વરનું મુખમંડળ ગુસ્સાથી કઠોર જણાતું હતું. વિકસિત નેત્રો અંગારા જેવાં જવાળામયી જણાતાં હતાં. અને વખતો વખત આવેગમાં પોતાના કટિ પ્રદેશ ઉપર લટકતી સમશેરને મ્યાનમાંથી ખેંચી કાઢવાનો પ્રયત્ન કરતો હતો. વળી કોણ જાણે શાએ વિચારે તલવારને પાછી મ્યાનમાં ધકેલી દઇ ચંચળતાપૂર્વક આમથી તેમ વિચરણ કરતો હતો. વચ્ચે વચ્ચે પેલા પત્ર ઉપર નજર પડતાં, હેના મુખ ઉપર ક્રોધ, ઘૃણા અને અપરિમિત વિરક્તિના ભાવો ફુટી આવતા હતા.

એ ખરિતો અલાહાબાદથી આવ્યો હતો. સમ્રાટ પુત્ર સુલતાન સલીમ હેનો લેખક હતો. જોધબાઇ અંબરથી ગયા પછી સાતમે દહાડે તે જ દિવસે મધ્ય રાત્રે એક મોગલ સવાર આવી તે, રાજાને હાથોહાથ પહોંચાડી ગયો હતો.

પત્ર ઉપર જ્યારે નજર પડતી હતી, ત્યારે ત્યારે સમાન તિરસ્કારનાં ચિત્રો હેના મુખપર જણાતાં હતાં, જમણા હાથની મુઠી વળતી હતી, ગોખમાંથી આવતા વાયુથી કંપની દીપ શિખાઓ જાણે હેની ગુસ્સાભરી દૃષ્ટિથી વધારે કંપી ઉઠતી હતી!

પત્રમાં લખ્યું હતું:

"અંબરેશ્વર!

આપ મ્હારા નજદીકના સંબંધી છો. તે સંબંધને લીધે આપનો વ્યવહાર સાધારણ કામકાજનાં ઓથાં તળે જનાના પર્યંત પહોંચી શકે. પરંતુ જે કાર્યની સાથે હિંદના ભાવિ શહેનશાહનો સ્વાર્થ જોડાએલો હોય, તેવાં કાર્યોમાં આપનો સ્વતંત્ર વ્યવહાર કેટલો ધૃષ્ટતાજનક ગણાય, તેનો આપે વિચાર કરવો જોઇએ. મ્હારી બીબી અને બેટા મ્હને નાફરમાન થવા જેટલી હદે જાય છે. તેનું મૂળ કારણ આપજ છો. મોગલોની ગુલામી કરવી એ જેના નસીબમાં લખાએલું છે, હેને માટે હિંદના ભાવિ શહેનશાહની ઇચ્છાને માન આપવું, એ મુખ્ય કર્તવ્ય ગણાવું જોઇએ, તેવો માણસ કોઇ કોઇ વાર મુકરર કરેલી હદ ઓળંગી જાય, એ ગુનાહ કદાચ શહેનશાહની કરડી નજરને પાત્ર ન ગણાયો હોય, તો પણ તે અમારી નજરે માફીને યોગ્ય નથીજ. શાહજાદા ખુશરૂને એક બિનપાયાદાર કારણે અંબરમાં અટકાવી રાખવાનો આપને કંઈ અધિકાર નથી. આશા રાખું છું, કે આ પત્ર આપની આંખો ખોલશે. મ્હારા હુકમો તામીલ કરવામાં આપ તલમાત્ર પણ આનાકાની કરશો નહિ એવી આશા છે.

શાહજાદા સુલતાન નૂરમહંમદ સલીમ."

માનસિંહે ફરી તે પત્ર વાંચ્યો. હેણે પ્રથમ ધાર્યું હતું કે કદાચ તે પત્ર બનાવટી હોય. સુલતાન સલીમનો નહિ હોય; કદાચ હેના જોવામાંજ ભૂલ થઇ હોય; પરંતુ ત્રીજી વાર વાંચી રહ્યા પછી હેનો એ ભ્રમ ભાંગ્યો. હેણે જોયું, કે દસ્તખત ખુદ સુલતાનનાજ હતા. સીલ મ્હોર પણ હેનીજ હતી.

માનસિંહના દીલમાં ફરી હોળી ભડકી ઉઠી. એ પત્રની ભાષાદ્વારા કરેલું અપમાન હેને હલાહલ ઝેર સમાન જણાયું, તે ભયંકર ઝેરની જવાળાઓની કોઇ તુલનાજ થઇ શકે તેમ ન હતું. તેનાથી સમગ્ર શરીર–મન, જીવ અને હાડપિંજર સુદ્ધાં–જાણે સળગી ઉઠયું. જીંદગીભરમાં હેણે આવું અપમાન કદી સહન કર્યું ન હતું.

બહારનું તોફાન હવે ઘણુંજ શાંત થયું હતું. કુદરત પ્રચંડ કાળ સ્વરૂપ બદલી ક્રમે ક્રમે શાંત ભાવ ધારણ કરતી હતી. બહારના ઠંડા પવનથી ઉશ્કેરાયલા માનસિંહને કંઇક શીતળતા મળી. પરંતુ હેની આંતર જવાળાઓ પૂર્વે હતી તેવીજ રહી.

તેણે દર્પિત ભાવે આરસની લાદી ઉપર પગ અફાળી કહ્યું: "શું આટલી ખુમારી! આટલી મગરૂરી! શું માનસિંહ મોગલોનો ગુલામ? હા! શેખીખોર સલીમ! આ માનસિંહ ન હોત, તો મોગલો પઠાણોની પેઠે કયારનાએ કાળનો કોળીઓ થઇ ગયા હોત! મહા પરાક્રમી દીન અને દુનીઆનો માલેક શાહનશાહ અકબર પણ જે બોલવાની હિંમત કરતો નથી, તે તું મને સંભળાવે છે? એ બંગ-બિહાર અને ઓઢીઆના પઠાણ રાજ્યોનો સમૂળો નાશ થયો. તે કોણે કર્યો સલીમ? સિંહના જેવી શક્તિવાળા અફઘાનો, દુર્ગમ ડુંગરી–કિલ્લાઓથી વીંટળાયલી જેઓની માતૃભૂમિ છે, હેને છિન્ન ભિન્ન કરી, કાબુલની જીત કોણે મેળવી સલીમ? નિર્મળ આકાશના નિષ્કલંક ચંદ્રમા જેવા, ધરાધર જેવા દર્પે, ગૌરવભર્યું માથું ઉંચકનાર, રજપુત ગૌરવરાણા પ્રતાપે ચિતોડની ચોતરફ જે પ્રલયઅગ્નિ

સળગાવ્યો હતો, તેમાં મોગલ રાજ સમૂળ ભસ્મીભૂત થયું હોત સલીમ?

તે હિંદુ જાતિ અને હિંદ દેશના કીર્તિસ્તંભ જેવા, ટેક અને સ્વમાનના સાક્ષાત અવતાર, વીરકેસરી રાણા પ્રતાપનું માન મોડનાર કોણ સલીમ? ખરી વાત છે, કે તું અસંખ્ય મોગલ લશ્કર લઇ ચિતોડના સર્વનાશ વખતે રણ-ક્ષેત્રમાં હાજર હતો; પરંતુ ત્હેં શું ઘોળ્યું કે ઉકાળ્યું હતું સલીમ? તો પણ મનની મોટાઇ બતાવી પોતાનાં સ્વાર્થ, સ્વમાન, અને રાજની નવાજેશની પણ પરવા રાખ્યા વિના ચિતોડના વિજયનો યશ–મુકુટ પોતાના માથા ઉપરથી ઉતારી, ત્હારે માથે કોણે પહેરાવ્યો હતો સલીમ? હાય! આ રીતે શું તું આજ ત્હેનો બદલો વાળે છે? અરે! એટલોએ ખ્યાલ પણ તું ન કરી શક્યો કે કાબુલથી ઓરીસ્સા સુધીની સમગ્ર શહેનશાહત માનસિંહની મહેનતથીજ આજ મોગલોના હાથમાં છે. અને ત્હેના એક ઇસારાથીજ તે હતી ન હતી થઇ જશે? જે તારે, તે ડુબાડી પણ શકે. ત્હારા કઠોર વર્તનથી ત્હેં માન-સિંહના હૃદયમાં કેટલી ઇર્ષા, કેટલી ઘૃણા, કેટલી પ્રતિહિંસા જગાવેલી છે, ત્હેનો પુરાવો થોડાક સમયમાં ત્હને મળશે."

આ પ્રમાણે અસંત બડબડાટ કર્યા છતાં, ત્હેના મનનો ભાર કંઇજ ઓછો ન થયો, જેવો ને તેવોજ કાયમ રહ્યો. માનસિંહ વળી દઢ સ્વરે બોલ્યો: "કેટલી શરમની વાત છે! આ અપમાન અસહ્ય છે, અક્ષંતવ્ય છે. બ્હેનનું મ્હો આડે આવતું હોવાથી, ત્હારી ઘણી ઉપેક્ષા, અનાદર તોછડાઇ સહ્યાં. પરંતુ ત્હારા આ પત્રે સહનશક્તિની સીમા છિન્ન ભિન્ન કરી નાખી છે. હું એક વાર જરૂર ત્હને મારે સ્વાધીન કરીશ. આજથી ત્હને હલકો પાડવો, ત્હારા પિતા અકબરની દષ્ટિમાં ત્હારી નિર્મા-લ્યતા લાવવી, એ માનસિંહનું મુખ્ય કર્તવ્ય રહેશે. મ્હારી સ્નેહમયી બ્હેન જોધબાઇ, સમ્રાજ્ઞી નહિ થતાં સમ્રાટ જનની થવાનું માન મેળવે, એવા પ્રયત્નોજ આજથી હું માંડીશ. હિંદનું હીરાજડીત તાજ એક દિવસ મ્હારા ભાણેજ ખુશરૂના શીરની શોભા વધા-રશે. અને એ ખુશરૂ જીવન ભર મ્હારી ઇચ્છા-ને અધીન ચાલશે. અકબરશાહ, વૃદ્ધ, જરાગ્રસ્ત રોગ શોકથી પીડાતો ભગ્ન હૃદય છે. ત્હેના શક્તિમાન હાથો આજ શક્તિહીન છે. મ્લાન મન, વિકળ બુદ્ધિ, ડહાપણ હીન, અસ્ત પામતા શૌર્યવાળા અકબરશાહનો શો ભાર છે, કે મ્હારી કુટ નીતિનો પાર પામી શકે! અને તે સર્વ ઉપર માનસિંહની આ તીક્ષ્ણ તલવાર તો છેજ. જે શેહેનશાહે સ્વહસ્તે કાબુલની વિજયભેટ દાખલ આ કંમરે લટકાવી દીધી હતી, તે જ તલવાર જો સમય આવશે તો ત્હારૂં શોણિત ચૂસવાને ચુકશે નહિ!"

અસહ્ય આવેગમાં છેલ્લા શબ્દો ત્હેનાથી મોટેથી બોલાઇ ગયા. અને તે જ વખતે ત્હેણે બારણા પાસે કોઇનાં ધીમાં પગલાનો અવાજ સાંભળ્યો. તરતજ દ્વાર ખોલી જોતાં કોઇ જણાયું નહિ. ધાર્યું કે તે માત્ર ત્હેના હૃદય-ભ્રાંતિ શિવાય બીજું કશું ન હતું. ત્હેણે ફરી ઓરડામાં પ્રવેશ કરી બારણા બંધ કર્યાં.

વાતાયન ખોલી માનસિંહે જોયું તો વંટોળાનું જોર નરમ પડયું હોવા છતાં, હજુ સુસવાટા ફગી થયા ન હતા. કેટલીક વારે કંઇક વિચાર કર્યા પછી ત્હેની માનસિક ચંચળતા કંઇક ઓછી થઇ. ઓરડામાં ચો તરફ ફરી એક મખમલ આચ્છા-દિત આસન ઉપર તે બેઠો.

માનસિંહ અસ્ફુટ સ્વરે બોલ્યો: "મ્હારી આશા શું પૂર્ણ નહિ થાય? આ જગતમાં ઇશ્વિર પછી બીજો શક્તિમાન જો કોઇ હોય તો તે માણસ છે! માણસથી અસાધ્ય શું છે? સંસારનાં સંકુચિત કાર્યક્ષેત્રમાં માણસને કોઇ વાર કાર્ય પરત્વે દેવતા, અથવા કોઇ વાર દાનવ પણ બનવું પડે. સલીમનું સત્યાનાશ વાળવા હું દેવ મટી દાનવ થઇશ. આ શાંતિમય સૃષ્ટિમાં પ્રલય પેદાશ. મ્હારો આ શક્તિ સંપન્ન જમણો હાથ ખુશરૂને માથે રાજમુકુટ પહેરાવશે. તે બધી રીતે યોગ્યજ છે. મોગલનું શાપિત સિંહાસન ત્હેનુંજ છે! સલીમને ભગવાને જે શક્તિઓની ભેટ બક્ષી છે, ત્હેની તુલના કરતાં, ખુશરૂને મેં જ્યાં સુધી જાણ્યો છે, તે પ્રમાણે મને ખાત્રી છે કે ત્હેમાં રહેલી અનેક શક્તિઓને યોગ્ય રીતે કેળવ્યાથી સલીમની પડતી અવશ્ય થવીજ જોઇએ. હું બ્હેનને વિધવા બનાવવા ચાહતો નથી, ચાહું છું માત્ર ત્હેને રાજમાતા રૂપે જોવાને. મોગલના હાથમાં બ્હેનનો હાથ સોંપવાનું અંબરના રાજવંશે જે પાપ કર્યું છે, ત્હેનું આજ પ્રાયશ્ચિત્ત હોવું જોઇએ. અને એ ખુશરૂ જો કદી મ્હારા ઉપરવટ થાય, ત્હેની માતાની ઉલટી શિખામણથી

સામા પક્ષમાં મળે, તો ત્હેનેએ મારી મળશે નહિ ”

એ કથન પુરૂં થયું ન થયું એટલામાં જાણે કોઇ બારણાને અંતરાલથી બોલી ઉઠયું: “ના, ના, મહારાજજી, ખુદા આપનું રક્ષણ કરો. મને લાગે છે કે આપને એટલું આગળ પગલું નહિ ભરવું પડે.”

માનસિંહ ચમકી જઇ આસન છોડી ઉભો થઇ ગયો. કોણ—એ આગંતુક જે એવી રીતે વચ્ચે પુરાયો? માનસિંહની કમર પર એક રત્નજડીત છરો હતો. દ્રઢ હાથે તે છરો પકડી બારણા તરફ આવી માનસિંહ બોલ્યો: “તમે કોણ?”

એકાએક પગથી માથા સુધી હોડાથી ઢંકાયલો પ્રચંડ શરીરવાળો પુરુષ ત્હેની સામે આવી ઉભો રહ્યો. તે બોલ્યો: “અદબ! વ્હેવાઇ સાહેબ!”

માનસિંહે તરતજ ત્હેને ઓળખી લીધો. ત્હેને આદર સહિત ભેટી, તે જ સોફા ઉપર પોતાની બાજુએ બેસાડી તે બોલ્યો: “ખાનસાહેબ! આપેજ શું એ મ્હારાં ગુપ્ત કથનનો પ્રતિધ્વનિ કર્યો હતો?”

તે આવનાર હસીને બોલ્યો: “હા, મેંજ. પરંતુ આપ સરખા દિલેર અને શાણા મરદે આ માફક બેપરવાઇથી બોલવું ઠીક નહિં!”

માનસિંહ આ ખુલ્લી ભૂલથી શરમાઇ ગયો. પોતાની ભૂલ સમજાવાથી, દીવા નીચે પડેલો પત્ર, આવનારના હાથમાં આપી બળતા હૃદયે બોલ્યો: “આવેશનું આવું ઉઘાડું કારણ બનવાથી, ઉશ્કેરાઇ મેં જે ઉભરો બ્હાર કાઢયો તે શું અધીક ગુનાહને પાત્ર છે, ખાનસાહેબ?”

ખાનસાહેબ ઉત્કંઠાપૂર્વક આદિથી અંત સુધી તે પત્ર વાંચી, એક લાંબો નિસાસો નાંખતા બોલ્યા: “ખરેખર, આજકાલ સુલતાન આગમાં તેલ હોમે છે. આવો ખત લખતાં પહેલાં, તેણે પોતાના મનથી આટલો તો ખ્યાલ કરવો હતો, કે શહેનશાહ અકબર હજી હૈયાત છે. અને આપ ત્હેના જમણા હાથ રૂપ છો.”

પોતાનાં કર્મ રૂપે માનસિંહ સ્વયં સપડાઇ જવાથી, પોતાની ઇચ્છા નહિ હોવા છતાં પણ તેને તે પત્ર ખાનસાહેબના હાથમાં આપવો પડયો હતો. વાત દાબી દેવાની ખાતર તે ખાનસાહેબને કહેવા લાગ્યો: “શી ખબર છે, ખાન—ખાનાન? આ વંટોળીઓ! આવો વરસાદ! તેમાં આ અવસ્થામાં! આટલી રાતે કયાંથી?”

ખાનસાહેબ ગંભીર મ્હોંએ બોલ્યો: “સમાચાર બહુ જોખમભર્યા છે, મહારાજજી!”

માનસિંહ: “ત્યારે શું શહેનશાહની માંદગી વધી ગઇ છે?”

ખાનસાહેબ: “વધી હતી ખરી. તોએ જહાંપનાહે સમય સંભાળી લીધો છે. પરંતુ એક બીજા ભયાનક સમાચાર શહેનશાહ સુધી પહોંચ્યા છે. અતિશય શરાબપાનથી શાહજાદા દાનીયાલનું દખણમાં મરણ થયું છે. આપ જાણો છોજ, કે શહેનશાહ ત્હેને કેટલા ચ્હાય છે?”

દાનીયાલના મરણ સમાચાર સાંભળી, કંઇક ખિન્ન સ્વરે માનસિંહ બોલ્યો: “જુઓને, આ દુનીઆમાં જેઓ ભલાઇ, કંઇક મહત્ત્વ અને મનુષ્યત્યવાળા હોય છે ત્હેને તકદીર વ્હેલાજ ઉપાડી લે છે! આ અંહકારી સલીમની સરખામણીમાં એ ઉદાર શાહજાદો કેટલો ચઢીઆતો હતો, તે તો આપથી અજાણ્યું નથી ખાનસાહેબ!”

ખાનસાહેબ મલિન મુખે બોલ્યા: “એ તમામ વાતો હમણાં જવા દો. એનાથીએ વધારે ચિંતાજનક સમાચાર આપને આપવાના છે.”

માનસિંહ: “વળી બીજા શા સમાચાર ખાન સાહેબ?”

ખાનસાહેબ માનસિંહના કાન પાસે મ્હોં લઇ જઇ કંઇક ઘણું ધીમાશથી બોલ્યો. માનસિંહ કંપી ઉઠયો. ગંભીર ચહેરે બોલ્યો: “શી સત્યાનાશની પાટી? ખબર સત્ય છે કે?”

ખાનસાહેબ: “તેમ ન હોય તો આવી ભયંયર તોફાની રાતે, આટલી તકલીફ ઉઠાવી, વિના અંગરક્ષકે, ઘોડાપર ફત્તેપુર સીક્રીથી આટલે લાંબે આવવાની શી જરૂર?”

માનસિંહ: “શહેનશાહ હજુ ફત્તેપુરના શાહી મહેલમાં છે?”

ખાનસાહેબ: “ના, મ્હારા અહીં આવતાં પહેલાં તે આગરા તરફ નીકળી ચૂકયા હતા.”

માનસિંહ: “ખુશરૂ પણ ત્હેની સાથે આગરે ગયો છે?”

ખાનસાહેબ: “ના, ખુશરૂ હજુ ફત્તેપુરના શાહી મહેલમાંજ છે.”

માનસિંહ ખાનસાહેબને લઇ પાસેના ઓરડામાં ગયો. ચાકર વર્ગને જગાડી, ત્હેનાં કપડાં બદલવાની તેમજ ખાવાપીવાની વ્યવસ્થા

કરવાનું તેઓને ફરમાવ્યું. જ્યાંસુધી ખાનસાહેબ ખાવાપીવામાં રોકાયા હતા, ત્યાં સુધી માનસિંહે કંઇજ વાતચીત આગળ ચલાવી નહિ. ખાનસાહેબ પ્રથમ મૌનભંગ કરતા બોલ્યા: "હકીકત આમ છે, ત્યારે હવે શું કરવું જોઇએ મહારાજ?"

માનસિંહ: "રાત્રીનો ત્રીજો પ્હોર થઇ જવા આવ્યો છે. આપણે બંનેને આરામની જરૂર છે. માટે હવે તો કાલ સવારે ઘટતી ગોઠવણ કરીશું."

પિયારાબાનુનો પિતા અને એ સંબંધે માનસિંહનો વ્હેવાઇ થાય.

ઇતિહાસનાં પાનાં ઉપર તે ખાન અજીજ અથવા ખાનખાનાન અજીજ કોકલતસ કે અજીજ કોકાને નામે મશહુર છે. તે એક વાર અકબરના સમયમાં ગુજરાત જીતાયા પછી અહીં સુબા તરીકે પણ આવી ગયો હતો. તે યુદ્ધકુશળ, પાકો રાજનીતિજ્ઞ અને આગરાના બે ચાર આગેવાન ઉમરાવોમાંનો એક હતો.

## સોળમો પરિચ્છેદ.



ગુલાબની વાસથી ભરપુર રકતાંબુ શીરાજીનું જામ ત્હેણે સલીમને આપ્યુ.

અલ્લાહાબાદના કિલ્લાના એકાંત ઓરડામાં બેઠેલો સુલતાન સલીમ ચિંતા–સાગરમાં ડુબી ગયો હતો. કદાચ ત્હેને આ ચિંતા–સાગરમાં ક્યાંઇ કિનારો જણાતો નહિં હોય કેમકે જેમ જેમ સમય જતો હતો તેમ તેમ ત્હેની માનસિક ચંચળતા વધતી જતી હતી.

નીચેજ ગંગા જમનાનો સંગમ થતો હતો. બંનેના મિશ્ર તરંગોના ઘુઘવાટથી જાણે ત્હેને વિચાર પ્રવાહ વચ્ચે વચ્ચે ઉલટી દિશાએ વહેવા લાગતો હતો. અને તેથી ત્હેના મ્હોં ઉપર વખતો વખત વિરક્તિ છવાઇ રહેતી હતી.

આકાશમાં ચંદ્રમા શોભી રહ્યો હતો. વિમળચંદ્ર કિરણોમાં ગંગા જમના હસી રહ્યાં હતાં. કાળાં ધોળા પ્રવાહ ઉપર ચંચળ ચંદ્રકિરણો પડી, જાણે લાખો પહેલદાર હીરાઓ પથરાઇ રહ્યાનો ભાસ થતો હતો. આથી આજ નદી ઉપર અસાધારણું શોભા થઇ રહી હતી. ચંદ્રના અજવાળાંથી ધરા હસતી હતી. સ્હવાર પડી જવાના ભ્રમથી જાગી ઉઠેલાં પંખીઓના

ખાનસાહેબને એક શયનકક્ષમાં પહોંચાડી, ચાકર નફરનો બંદોબસ્ત કરી શિષ્ટાચાર પ્રમાણે માનસિંહે રજા લીધી.

આટલી વાર એ ખાનસાહેબનું કંઇ ઓળખાણ આપવામાં આવ્યું નથી. તે એક પાંચ હજારી મનસબદાર, સમ્રાટના સેનાપતિઓમાંનો એક, શાહજાદા ખુશરૂનો સસરો,

મધુર–કરૂણ સ્વરો શાંત સૃષ્ટિ ઉપર પથરાઇ જઇ, પંચમસુરે પ્રતિધ્વનિ કરતા હતા. તે રાત્રે સૃષ્ટિ સુંદરી આટલી નિસર્ગ ભરી હતી છતાં સુલતાન સલીમ ત્હેની ભુવન મોહીની છબીથીએ હૃદયમાં આનંદ અનુભવી શકતો ન હતો.

સલીમે કંટાળી આસન છોડી હાંક મારી "ગુલામ!"

તરતજ એક તાતારી ત્હેની સામે આવી કુર્નિસ કરી બોલી: "જી, સરકાર!"

સલીમે તેને કહ્યું: "ઈસ્કંદરી બીબીને સલામ કહી જણાવ કે ત્હેની સાથે સાકીને લઇને આવે."

થોડી વારમાં, સાકી સુવર્ણ–શીશીઓમાં સુવાસિત શીરાજી લાવ્યો. ત્હેની પછવાડે ઈસ્કંદરી બીબી પણ આવી પહોંચી. ઈસ્કંદરી, સુંદર ગાનારી, નર્તકી તેમજ ચતુર રસીક શિરોમણી હોવાથી, સલીમનું મન બહેલાવવાનું પ્રધાન સાધન થઇ પડી હતી. સુલતાનના દીલ બહેલાવવા માટે હમણાંજ ત્હેને આગરેથી અલાહાબાદ બોલાવી લેવામાં આવી હતી.

શાહજાદા સમીપ આવી, બંને હાથે તસલીમ કરી તે બોલી: "હુઝુરે, આ બાંદીને યાદ ફરમાવી હતી?"

મલિન હાસ્ય સહિત સલીમ બોલ્યો: "ખરેખર, આજ મ્હારો મિજાજ બહુજ બગડી ગયો છે. ત્હેની સારવાર માટેજ ત્હને બોલાવી છે."

ચતુર ઈસ્કંદરીએ તરતજ સાકી પાસેથી શીરાજીનું સુવર્ણ પાત્ર લઇ પ્યાલું ભર્યું. ગુલાબની વાસથી ભરપુર રક્તાંબુ શીરાજીનું જામ ત્હેણે સલીમને આપ્યું

પલકમાં જામ ખાલી કરી, સલીમ હસતાં હસતાં બોલ્યો: "પાસેના ઓરડામાં ત્હારૂં બીન રહે છે, તે પહેલાં લઇ આવ, મરે જીગર! એકાદી ચીજ સાંભળવાની બહુ તલબ છે."

હિંદના ભાવિ શહેનશાહનો હુકમ! તે પોતાનું બીન લઇ શાહજાદાની ઇચ્છા પ્રમાણે ત્હેની સામેની બેઠક પર બેઠી. તાંબુલ રંગથી રંગાયલા અધર પર હાંસીની છોળો ઉડાવતી તે બોલી: "કયું ગાયન ગાઉં? જનાબે આલી ફરમાસ કરો!"

હસીને સુલતાન બોલ્યો: "જે ત્હારી મરજીમાં આવે તે ગા. મ્હારા ધારવા પ્રમાણે ફરમાસ એ એક ગુલામીનુંજ રૂપ છે."

ઈસ્કંદરીએ વીણાની સાથે સુર મેળવી શરૂ કર્યું:

"ન છેડો હમે દિલ દુખાયે હુયે હૈ."

સંગીતની પ્રથમ પંક્તિ પુરી થતાં ન થતાં એક તાતારીએ અંદર આવી ખબર આપી કે શાહજાદી શાહી બેગમે જહાંપનાહને સલામ કહેવરાવી છે. જોધબાઇ રંગમહેલમાં એ નામથીજ જાણીતી હતી. એ નામ સુલતાને પોતેજ આદરથી ત્હેને આપ્યું હતું.

સલીમ તરત આસન છોડી, અસ્ફુટ સ્વરે બોલતાં ઉઠયો: "શાહી બેગમ? જોધબાઇ? આટલી રાત્રે અંબરથી આવી પહોંચી?"

સલીમે હાથના ઇશારાથી ઇસ્કંદરીને તે સ્થાન છોડી જવાનું જણાવ્યું. સંપૂર્ણ ગીતનાં આંદોલનો વાયુમાં મળી સ્વયં વિલુપ્ત થઇ ગયાં. ખિન્ન દીલે ઇસ્કંદરી હાથમાં બીન લઇ પોતાના ઓરડામાં ચાલી ગઇ.

તરતજ જોધબાઇ ઉર્ફે શાહી બેગમે તે ઓરડામાં આવી સન્માનપૂર્વક કુર્નિસ કરી કહ્યું:

"સુલતાન! આપનો મિજાઝ મુબારક!"

સલીમે જોધબાઇનો હાથ પકડી, પોતાની બાજુમાં બેસાડી, કંઇક મશ્કરીના રૂપમાં કહ્યું: "જેમ તું રાખી ગઇ છો, તેમજ છું. પરંતુ ઉમેદ ન્હોતી કે માનસિંહ મ્હારો બીજો ખત મળવા છતાંએ આટલી વારમાં ત્હને મોકલી આપશે."

જોધબાઇ: "તમે શું વળી બીજો પત્ર ત્હેને લખ્યો છે? ત્હેમાં શું લખ્યું છે?"

સલીમ: "ત્હેમાં શૌહર અને પેદરના હકની સખ્ત માગણી છે. તે ખત ત્હેં જોયો નથી કે?"

જોધબાઇ: "નહિ, મ્હારા નીકળવા પછી કદાચ તે ત્યાં પહોંચ્યો હશે."

સલીમ: "ઠીક, એક વાત પૂછું, આટલો જલદીથી ત્હારો રજપુતાણીનો ગુસ્સો દૂર થઇ ગયો."

જોધબાઇ: "તમે બોલ્યા, આટલા બધા રાજપુતો સાથે મલ્યા; તોએ સારી રીતે તેમને સ્હમજી શકયા નહિ, એજ મોટું દુઃખ છે. મહોબ્બત, માયા, મમતા, ફરજ અને ઓરતોના હક નામે કોઇ ચીજજ નહોત; મહોરદાર અને માદરની ફરજ જેવું આ દુનીઆમાં કંઇ ન હોત; તો કદાચ રાજપુતાણીનો ગુસ્સો આટલો જલદી ન જતો રહેત."

સલીમ: "ગઇ ગુજરી વાતો છોડી દે. શાહી! જે બોલી જવાયું હતું, તેથી ત્હારી

પાસે હું ગુનેહગાર ઠરતો હોઉં, ત્હને કંઇ દુ:ખ દેનાર ગણાયો હોઉં, તો તે સર્વ માફ કરી દે. મ્હારી હાલની હાલત બહુજ બુરી છે. ભવિષ્ય તેથીએ વધારે શિહા છે. ખયેર, પણ તું એકલી કેમ ? ખુશરૂ કયાં છે ?"

જોધબાઇ: "તે ફત્તેપુર સીક્રી ગયો છે."

સલીમ: "કોણે તેને ત્યાં મોકલ્યો ? નક્કી ત્હેને ત્યાં મોકલનાર માનસિંહ હોવો જોઇએ!"

જોધબાઇ: "ના, તેને શહેનશાહે બોલાવી લીધો હતો. એવી ગોઠવણ હતી કે ખુશરૂ સીધો આગરે જાય, અને ત્યાંથી અહિં અલાહાબાદ આવે એટલા માટે તો અમે જુદે જુદે રસ્તે નીકળ્યાં હતાં."

સલીમ: "એકાએક શહેનશાહને ત્હેને બોલાવી લેવાનો હેતુ શો ?"

જોધબાઇ: "આ ખત વાંચી જુઓ, એટલે બધી હકીકત રોશન થશે."

ફત્તેપુર સીક્રીથી ખુશરૂનો લખેલો એક પત્ર શાહી બેગમ પાસે હતો. એ પત્ર ત્હેણે પતિના હાથમા આપ્યો. સલીમ આતુરતાપૂર્વક તે પત્ર વાંચી બોલ્યો:

"ખુદા સલામત! આ વખતે પણ તેણે શહેનશાહને ભયંકર બિમારીમાંથી બચાવી લીધા. પરતું આ પછી ત્હેને ખુશરૂનો કોઇ પત્ર મળ્યો છે ?"

જોધબાઇ: "ના."

સલીમ: "માનસિંહ હમણાં કયાં છે ?"

જોધબાઇ: "ખૂબ સંભવ છે કે તે હજુ અંબરમાંજ છે"

સલીમ: "નહિ, ત્હારી ભૂલ થાય છે. માનસિંહ મતલબનો ગુલામ છે. અને હું એમ પણ જાણું છું કે રાજપુતોના ઘોડાઓ પણ પોતાના માલિકની મરજી સ્હમજી ખૂબ ઉતાવળા દોડી જાણે છે. હું ખચીત કહું છું કે હજારો કામો છોડીને પણ માનસિંહ શહેનશાહની મુલાકાતે ગયો હશે. જેમ તું અને હું અહીં ઉભાં છીએ એ સાચું છે એવુંજ એ પણ તદ્દન સાચું છે."

જોધબાઇ: "ત્હમે, મ્હારા ભાઇ ઉપર આટલા બધા શાથી ભરમાયા છો? મને લાગે છે કે ચોતરફથી આપ વહેમાવા લાગ્યા છો. આપની પહેલી ભૂલ માનસિંહ સંબંધે, બીજી ભૂલ ખુશરૂની ચાલચાલ સંબંધે, ત્રીજી ભૂલ શેરખાનની બીબી મહેરઉન્નિસા સંબંધે થઇ છે."

સલીમ: "જોધા, વળી એ જુના પુરાણા કિસ્સાના દફતર ખોલે છે? જ્યારે ત્હેં પૂછ્યું ત્યારે મ્હારે પણ કહેવુંજ જોઇશે. માનસિંહ ઉપર હું આટલો ગુસ્સે શાથી, તે સાંભળ. દાંભિક માનસિંહ મનમાં ધારે છે, કે તેણે બાહુબળે મોગલ સામ્રાજય સ્થાપ્યું છે. તે પોતે ચિરાગ અને મોગલો ત્હેનો પડછાયો. પરંતુ એ ત્હેની ગંભીર ભૂલ છે. ગુમાની મોગલ લશ્કરના સિપાહસાલાર તરીકેજ માનસિંહની એ શક્તિ છે, એ ફતેહની મગરૂરી છે. દુખની વાત તો એ છે કે, અંબરરાજ આ સત્ય સમજવા છતાં, નહિ ગણકારવાનો ડોળ કરે છે. એ મ્હારા ગુસ્સાનાં કારણોમાંનું એક છે. બીજું એ કુટનીતિજ્ઞ રાજા માનસિંહ, મ્હારા પ્યારા ફરજંદ ખુશરૂને આડે રસ્તે દોરવે છે. મ્હારા વાલિદ તરફ વફાદાર બેટાને બેવફા બનાવે છે. જે ખુશરૂ મ્હારી આંખોનો આરામ, મ્હારાં તખ્તનો વારસ, જેને મેં બાળપણમાં ન્હાની અવસ્થામાં બેહદ મહોબ્બતથી પાળ્યો પોષ્યો છે, જે બાળકનો અફરાક ચેહેરો જોઇ આ દુનીઆની જંજાળો ભૂલી આરામ અને ચેન અનુભવ્યાં છે, જેની મહોબ્બતમાં બંધાવાથી શાહજાદા ખુર્રમને વિસાર્યો છે, જગતબાઇનાં દુ:ખનું કારણ બન્યો છું, તે મ્હારા ખુશરૂને ત્હારો ભાઇ માનસિંહ દિવસે દિવસે જાળ પાંથરી મ્હારી મહોબ્બતી ગોદમાંથી દૂર સરકાવતો જાય છે! શા માટે, તે સમજી શકી છે કે? તે સંબંધે વધારે કહેતાં તને દુ:ખ થાય, એમ જાણી હું આટલા દિવસો ચૂપ રહ્યો હતો. મ્હારી તું અઝીઝબીબી છે, કાલ આ હિંદની હાકમી મ્હારા હાથમાં આવશે, તું શહેનશાહબાનુ થઇશ. તેથી ત્હને કહું છું કે એ રાજા માનસિંહનો ઉંડો આશય ફરી હિંદમાં રાજપુત શક્તિની સ્થાપના કરવાનો છે. ખુશરૂને આગળ ધરીને તે પરદા પાછળ રહી તમામ હિંદની હકુમત એક હાથ કરવા ચાહે છે. જે મોગલો બાહુબળે આ જર્રીન-જમીન કબજે કરી બેઠા છે, ત્હેને ઉખેડી નાખવા ચ્હાય છે! તેમાં ત્હેને ખુશરૂની આટલી જરૂર છે. તેથીજ તે ત્હેના મનમાં એવી અસંભવ આશા પોષી રહ્યો છે. એવો એક ખુશખ્વાબ તે પોતાની નજર આગળ બાંધી બેઠો છે, કે હમણુંની ત્હેની કારરવાઇ બેદરકારીમાં કાઢી નાખવાથી, ત્હેનો આફતભર્યો અંજામ ભોગવવો પડે. નહિ બહાર

પાડવાનો મજબુત મનસુબો છતાં, કહી દઉં છું કે માનસિંહના એ ભયંકર હેતુની ખુલ્લી સાબેતી એ કે મને બંગાળનો સુબો બનાવવાની ગુપ્ત સલાહ તેણે બાદશાહને આપી હતી. અને મને બેવફા બની બંગાળા, બીહાર અને ઓઢીઆનો ખુદ મુખત્યાર થવાની સૂચના કરી હતી. એવો એ કુટનીતિજ્ઞ છે. પોતાની મતલબની ખાતર ખુશરૂને આડે રસ્તે ન ચડાવે તેની સાબેતી શું? અને એ બધાં કાર્યોમાં માનસિંહનો મુખ્ય મદદગાર હતો. ત્હારો વ્હેવાઇ પેલો શયતાનનો સરદાર ખાન અજીજ! હું માનસિંહને તમામ અધીન અને તાબેદાર રહેતો જોવા ઇચ્છું છું, હું માનસિંહની બ્હાનાં વિનાની વફાદારી ઇચ્છું છું, હું ત્હેના હાથમાંથી ખુશરૂનો છુટકારો ઇચ્છું છું. એ માટે જે કંઇ સખ્ત પગલાં ભરવાં પડે, તે તમામ ભરવાને હું તૈયાર છું. શાહી બેગમ!"

જોધબાઇએ ધીરજથી ત્હેના શૌહરની તમામ હકીકત સાંભળી. સાંભળીને વિચાર્યું કે સુલતાન જે કહેતો હતો, ત્હેમાં તલમાત્ર પણ અતિશયોક્તિ ન હતી. અને સાથે સાથે એમ પણ સમજાયું કે ખરેખર તે પોતે પણ એક મહાન સંકટમાં સપડાઇ ગઇ હતી. એક બાજુએ સ્વામીનો સ્વાર્થ, બીજી બાજુએ પુત્ર અને ભાઇનો સ્વાર્થ, એ ગુંચનો ઉકેલ લાવવાની કોઇ યુક્તિ ન હતી. તો પણ સ્વાર્થના શ્રેય અને હેય એવા બે ભેદ હતા. જે બાબતમાં ત્હેનો શ્રેય સ્વાર્થ હતો, ત્હેનું અવલંબન કરવું એજ ત્હેને માટે યોગ્ય હતું.

પતિરાજની વાતનો વિરોધ કરવાથી, તે વધારે નારાજ થશે જાણી જોધબાઇ મહા મુશ્કેલીમાં પડી. કેટલીક વારે વિચાર કરી બોલી: "ઠીક, એ ખુશરૂને જો હું માનસિંહના પાશમાંથી છોડવી લાવી આપના હાથોમાં સોંપું તો આપ પહેલાંની પેઠે ત્હેને સ્નેહ મહોબ્બતથી સંભાળશો? જે ખુશરૂ તમારીજ ખાતર ત્હેના મામાનો જાન લેવાને તૈયાર થયો હતો, ત્હેના સામેની તમારી તમામ ઇતરાજી શું દૂર થઇ શકશે?"

જોધબાઇની વાત સાંભળી, શાહજાદો સલીમ વિસ્મય પામી બોલ્યો: "શી અસંભવિત વાત તું કરે છે જોધા! ખુશરૂએ માનસિંહને મારવાની કોશેશ કરી હતી? શા માટે—કોની ખાતર?"

જોધબાઇ: "કેમ, શા માટે? એ પણ પૂછવું પડે છે, ખાવિંદ? ખુશરૂ સલતનતનો લોભી નથી. હિંદના શાપિત તખ્તનો લાલચુ નથી. તે માતૃભક્ત છોરૂ ફક્ત માબાપની મહોબ્બત ચાહે છે. ફક્ત માબાપના માયાભર્યા કલામો ચાહે છે. માદરની મહોબ્બત તે હદથી જયાદા મેળવી શકયો છે. પરંતુ ત્હેનાં મોટા કમનસીબ કે તે બિચારો બાબાના પ્યારથી બેનસિબ છે! તમે હજુએ તે ભોલા દિલના, લાગરજુ, તમારી મહોબ્બતના તલબદાર કમનસીબ બેટાના જીગરને સમજી શકયા નથી, એજ મ્હારે મોટામાં મોટું દુઃખ છે. કદાચ ત્હેણે ધાર્યું હશે, કે મામાની સફાઇ કર્યા સિવાય ત્હમારી મહોબ્બતી ગોદમાં જગ્યા મેળવવાનો બીજો કંઇ ઇલાજ નથી, પણ મ્હારા માનવા પ્રમાણે એવો ખૂની ખ્યાલ મનમાં પોષવો એ પણ ગુનાહે કબીરા—માહ પાપ છે! બેટાને પાપ કરવા કદમ લંબાવતો જોઇ કઇ અમ્મા ત્હેને વાર્યા વિના રહી શકે? માટેજ મેં તેનો વિચાર નિષ્ફળ કરી દીધો હતો. એ નીચ ઇરાદા માટે ત્હેનો એટલો તિરસ્કાર કર્યો હતો કે તે મામાનો સાથ છોડી પસ્તાતે દીલે ત્હમારે શરણે આવવા તૈયાર થયો હતો." એમ કહી શાહી બેગમ જોધબાઇએ માનસિંહ અને દુર્જય સાથે બનેલી સર્વ હકીકત પોતાના સ્વામીને જણાવી.

અંદરખાનેની હકીકત જાણ્યાથી, સલીમના હૃદયમાં પાછો મહોબ્બતનો જોશ ઉછળી આવ્યો. જોધબાઇને આલિંગન કરી તે બોલ્યો: "ખુશરૂની હકીકત જણાવી તે ત્હેં ઠીકજ કર્યું છે. ખરૂં છે કે એકજ ચીજ મતલબ માટે મ્હારી અને માનસિંહની વચ્ચે જબરદસ્ત જંગ ઉભું થયું છે. કદાચ તેમ પણ હોય કે અમે બંને ભૂલતા હોઇએ! વ્હેમના માર્યા અમ્હેં કોઇ કોઇ વાર એવું કામ કરી બેસીએ છીએ, કે જેથી જીંદગીભર ગમી ભોગવવી પડે. શાહી! મ્હારી એ આરજુ એવી નથી, કે માનસિંહનો નાશ કરી, અકબરશાહનો જમણો હાથ કાપું! ખુશરૂને આડે રસ્તે ન દોરવે, મ્હારી સામે કાવતરાં ન કરે, તો માનસિંહને હું પણ કોઇ વાર અપમાનિત નહિ કરૂં. ત્હેના સેંકડો ગુનાહો માફ કરીશ."

પતિરાજની આ વાતથી જોધબાઇના અંતઃકરણ ઉપરથી જાણે એક ઘણો ભારી બોજો ઉતરી ગયો. સુલતાન એટલી સહેલાઇથી ખુશરૂને માફી બક્ષશે તે ત્હેણે સ્વપ્નેએ ધાર્યું ન હતું. આથી તે બોલી: "ત્યારે આપ એમને એક પત્ર શા માટે નથી લખતા? જેથી ફત્તેપુરથી તે ચાલ્યો આવે."

**સલીમ** બોલ્યો: "કાલ સવારેજ હું ફત્તેપુર **સીક્રી** સવાર રવાના કરીશ. કેટલા **દિવસોથી મ્હેં** ખુશરૂને નથી જોયો, **શાહી**! કેટલા **દિવસોથી** હું ત્હેને છાતીમાં ચાંપી ભેટયો નથી! કયારે એ મુલાકાત થશે તે ખુદા જાણે!"

તે દિવસે વધારે વાત થઇ નહિ. પછી જે કંઇ બન્યું તે આગળ ઉપર જણાશે.

## સત્તરમો પરિચ્છેદ.

**ગુપ્તચર** દ્વારા કાંઇ ગૂઢ રાજદ્વારી સંદેશો મળવાથી **અકબરશાહ** ફત્તેહપુરથી **આગરા** ચાલ્યો ગયો છે. એ વાત પાઠક **અજીજખાન અને માનસિંહની** વાતચીતથી **જાણી શકયાં છે. અજીજખાનના ખરા સમાચાર** શા હશે, ત્હેનો આભાસ ત્હેમને થયો છે. અનુમાને એમ પણ જણાયું છે કે તે કંઇક ગંભીર ગોલમાલ છે. નહિ તો, શરીરની એવી હાલતમાં શહેનશાહ ત્હેના પ્રિય રહેઠાણ ફત્તેપુર **સીક્રી** છોડીને કદાપિ **આગરે** જાત નહિ. જતી વેળાએ શાહીમહેલના સંરક્ષકનો ભાર તે શાહજાદા **ખુશરૂની** ઉપર રાખતો ગયો હતો. એ વાત પણ **અજીજ** જાણતો હતો. ખુશરૂને પોતાના પાશમાં લેવાનો—પાઠ પઢાવવાનો આવો સુયોગ બીજો નહિ મળે, એમ ધારી **માનસિંહે** બીજે દિવસે **ખાનસાહેબને** કહ્યું કે: "તેમ છે, તો **આપણે** શહેનશાહ પાસે **આગરે** જવાનું કંઇ પ્રયોજન નથી. તેમણે મને આની પહેલાંજ ફત્તેપુર **સીક્રી** જવાનો પરવાનો મોકલ્યો હતો. હું ત્હેનો તે હુકમજ બજાવીશ. **આગરાથી** ત્હેનો હુકમ કદી આવે, તો તે પ્રમાણે પછીથી થઇ રહેશે. હમણાં ચાલો **ખાનસાહેબ સીક્રીજ** જઇએ."

ખુશરૂના સસરા **ખાન અજીજને** મહારાજની આ સૂચના બહુજ સુઘટિત લાગી. **સલીમની** પાસે ગોઠવેલા ત્હેના ગુપ્તચરોએ એક એવી ખબર આપી હતી કે જે હજુ **માનસિંહને** પણ ત્હેણે જણાવી ન હતી.

"સાપને ત્યાં સાપ પરોણા" જેવો ઘાટ હતો. કાર્ય પ્રસંગે બંનેનો સ્વાર્થ એકજ બાજુએ હોવાથી, બંનેનો મેળ ઠીક જામ્યો હતો. **માનસિંહ** જેમ ધારતો હતો કે **ખુશરૂને** ગાદી મળતાં ત્હેની સત્તા અબાધિત રહેશે; તેમ બીજી બાજુએ **ખાન અજીજ** ધારતો કે "આ મૂર્ખ **રાજપુત** વીરની મદદની મને જરૂર છે. બાહુબળ, ધનબળ, રણશૂરતા ત્હેનામાં શાની ખોટ છે? મ્હારો સ્વાર્થ **સેદ્ધી** રહેતાં, રસ્તામાંથી ત્હેને સેરવી પાડવાને શી વાર લાગવાની હતી?"

ઉભયની આ બંધુતામાં બીજો અવિશ્વાસ ન હતો. ખરો, પરંતુ પોતપોતાના હેતુ તરફ બંને દાવ રમવાનું લક્ષમાં રાખતા. જે જણાવવાથી પોતાની નબળાઇ બહાર આવે, ત્હેને ગુપ્ત રાખવામાં બન્ને ચતુર હતા.

**સલીમ માનસિંહની** મનથી પ્રશંસા કરતો. ત્હેનાં સાહસ, શક્તિ, અને બુદ્ધિબળ માટે ત્હેને બહુ માન હતું. પરંતુ ખુશરૂ તરફ **માનસિંહનો** અગાધ પ્રેમ, દિવસે દિવસે ત્હેનો વ્હેમ વધાર્યાં જતો હતો.

**ખાનસાહેબને સલીમ** મનથી ધિક્કારતો, **ખાનસાહેબથી** એક વધારે પદવીધર ઉમરાવની કન્યા સાથે ખુશરૂનું લગ્ન કરવાને તે ઉત્સુક હતો. પરંતુ **ખાનસાહેબે** ખુદ બાદશાહને હાથમાં લેવાથી ત્હેની પુત્રી **પિયારાબાનુજ** શાહી રંગમહેલમાં, શહેનશાહની પુત્રવધૂ રૂપે માન મેળવવા પામી હતી, પરંતુ સુલતાન **સલીમ** ત્હેને વ્હેવાઇને યોગ્ય સન્માન આપતો નહિ. ઉલટો ઘૃણા અને ઉપેક્ષાની નજરે જોતો. ઉપરાંત મહારાજ **માનસિંહ** સાથેની **ખાનની** દોસ્તી ત્હેની આંખે બહુજ ખુંચતી. ભૂતકાળના બનાવો, અનુમાન, સિદ્ધાંત અને વિચારથી ત્હેને ઘણી વાર લાગતું કે પોતાના જેવા શક્તિવાળા શાહજાદા સામે ઉભા રહેવામાં આ દુનીઆમાં **અજીજ** અને **માનસિંહ** સિવાય કોઇ શક્તિમાન નથી. બંને શાહી સેનાપતિઓ હતા. **માનસિંહના** તાબામાંના સાત હજાર **રાજપુત** સૈનિકો, અને એ **અજીજખાનના** તાબાના પાંચ હજાર કસાયલા **મોગલો** એકત્રિત થતાં, કોઇ દિવસ ત્હેની ભાગ્યદેવીને પરાસ્ત કરી શકે એવો ત્હેને હંમેશ ભય રહેતો.

**ખાન અજીજ** યોગ્ય સમયે **માનસિંહ સહિત** ફત્તેપુર પહોંચ્યો. જરૂર પુરતી વિશ્રાંતી પછી તે પોતાની બેટીની પાસે ગયો.

**ખાનસાહેબે** લક્ષપૂર્વક જોયું કે તે દિવસે **પિયારાનું** મ્હોં મલિન હતું. જાણે કોઇ અટપટી ચિંતાએ, વર્ષાનાં કાળાં વાદળાં પેઠે ત્હેના સદૈવ સુંદર મુખને એવું મલિન બનાવી દીધું હતું, કે જેવું કદી થયું ન હતું.

લાડકવાઇ વ્હાલી પુત્રી **પિયારાને** પાસે બેસાડી, **ખાનસાહેબ** મહોબ્બતભર્યા અવાજે બોલ્યા: "ત્હારૂં મ્હોં આટલું નિસ્તેજ કેમ

પિયારાબાનુ ? ત્હારી તબીયત કેમ છે બેટી ? શું હમણા ત્હારે શરીરે ઠીક રહેતું નથી ? ”

ચારણી સાથેના મેળાપ પછી પિયારા છેક બદલાઇજ ગઇ હતી. પ્રબળ વાયુથી છિન્ન ભિન્ન થયેલી વાસી પુષ્પપાંખડીની પેઠે ત્હેના સદા ઉલ્લાસભર્યા મ્હોં ઉપરથી ઉલ્લાસ ઉડી ગયો હતો. ત્હેનું સદાય હસતું મ્હોં જાણે કોઇ ગુપ્ત દુ:ખનાં કાળાં વાદળાંથી ઘેરાઇ ગયું હોય એવું લાગતું હતું.

ખરૂં જોતાં પિયારા સંસારી કાર્યક્ષેત્રની સંકટમય સરહદ પર આવી પહોંચી હતી. ત્હેણે અત્યારસુધી પોતાના સ્વામી પાસે ચારણીવાળી કંઇ પણ વાત કહાડી ન હતી. કેમકે તે વાત કહાડવાનું સાહસ થતું નહતું. અમીરાને પણ તેણે ખાસ સમજાવી દીધું હતું, કે એ સંબંધી કંઇ પણ વાત શાહજાદાને કાને ન જાય. જ્યારે પિયારાનું મલિન મુખ જોઇ ખુશરૂ શંકાવિહ્વલ થઇ પૂછતો: “ત્હારો સદાનો હસતો મુખડો આમ રંજભર્યો કેમ પિયારા?” પિયારા તરતજ જવાબ આપતી: “ગમ અને બિમારીથી : શહેનશાહની તબીયત દહાડે દહાડે નરમ થતી જાય છે. એ આલમ પરવર શહેનશાહની હાલત હમણા મ્હારી ચિંતાનું કારણ છે. તે જતાં આપણું શું થશે શાહજાદા? ચોતરફ વેર અને વ્હેમની કઠોર વાડ બંધાઇ ગઇ છે. ચારે દિશાએ અનાદર અને તિરસ્કાર નજરે આવે છે. કોની માયા મહોબ્બતભરી છાયા તળે રહી આ દુનીઆના રંજ સહીશું શાહજાદા?”

પિયારાના આ બંધબેસતા અને યુક્તિપૂર્ણ ઉત્તરથી ખુશરૂને બીજો કશો શકજ રહેતો નહિ. તે પણ પિયારાના કથનમાં ટેર પુરી કહેતો: “ખરેખર તેમજ છે! મ્હારી પણ એજ ચિંતા છે પિયારા! શાહી ખાનદાનમાં જન્મેલો મ્હારા જેવો કમબખ્ત બીજો કોણ હશે? આ દુનીઆમાં મ્હારૂં કોઇ નથી. આ હક વાત છે કે આપણું સાહસ, કુવ્વત, ઉમેદ, જોશ તમામ જે કંઇ કહીયે એ શહેનશાહ અકબર છે! બાબા તો ત્હેને કે મ્હને મીઠી નજરે જોતા નથી. એટલુંજ નહિ પણ ત્હારા બાબાને સુદ્ધાં તે ધિક્કારની નજરે જુએ છે. શહેનશાહને જો કંઇ સારૂં માઠું થાય તો આપણી શી હાલત પિયારા?”

આથી વધારે ખુશરૂ કંઇ બોલી શકતો નહિ. એટલું બોલતાં બોલતાં તો ત્હેના સખ્ત હૃદયના બંધો તુટી જતા. ભાવિ અમંગળની શંકાઓથી તે રડી પડતો. પિયારા ત્હેનાં આંસુ લુછતાં કહેતી: “આપને કોનો ડર છે જીગર? માણસોની નજરે આપણે ગુનેહગાર ગણાતાં હોઇએ; પરંતુ ખુદાની પાસે તો બેગુનાહજ છીએ દિલદાર! ખુદા રહેમાન દયાવંત છે! તે આપણને કદી દુ:ખના દરિઆમાં ધકેલી નહિ દે.”

ખાવિંદ સાથે ચારણીવાળો સંબંધ કાઢવામાં આવા અંતરાયો આવતા. પિતા પાસે તે પ્રસંગ જણાવવામાં તો કંઇ અડચણ જ ન હતી. ચારણીની ભવિષ્ય વાણીની વાત સાંભળી ખુશરૂ કદાચ ત્હેની મૂર્ખાઇ માટે પિયારાને ઠપકો આપત, પરંતુ પિતા પાસે તો તેટલોએ ભય ન હતો.

આથી ચોતરફથી જોઇ વિચારી ત્હેણે ખાનસાહેબ પાસે બિતાગના મઠ પાસે મળેલી ચારણીની ભવિષ્ય વાણી સંબંધી સર્વ હકીકત જાહેર કરી.

વાત સાંભળી ખાનસાહેબ ચમકી ગયો. કેટલીક વાર મૌન રહી, મનમાં તે બાબત ઉપર કેટલોક વિચાર કરતાં ત્હેણે જાણે ગાઢ અંધકારમાં એક પ્રકાશનું ઉજવળ કિરણ જોયું.

ચારણી અને દિવાનાઓની ભવિષ્ય પારખવાની શક્તિ વિષે, ખાનસાહેબનો ઘણા દિવસો આગમચથીજ શુભ મત બંધાઇ ચૂક્યો હતો. ત્હેનું કારણ કે, કોઇ એક હિંદુ સામુદ્રિક જાણનારે ત્હેના ભવિષ્યની જે ગણતરી કરી હતી તે અક્ષરે અક્ષર સત્ય નીવડી હતી. સાધારણ સો સવારી મનસબદારીથી તે પાંચ હજારી પદપર પહોંચ્યો હતો. દુનીઆમાં અતિ બળવાન, આત્મશ્રદ્ધાવાળા, ઉદ્યમી લોકોમાં આવી ભવિષ્યગણના ઉપર વિશ્વાસ મૂકવાની નબળાઇ હોય છે. માટે અજીજખાને એકલાને એ માટે દોષ દઇ શકાતો નથી. પાઠકો એ દોષના ભાગીદાર તમે નથી?

ખાનસાહેબે ધાર્યું કે એક અતિ ઉજળું ભવિષ્ય ખુશરૂની માર્ગ પ્રતિક્ષા કરે છે. તે બાબત ઉપર વિચાર કરતાં, ત્હેને એ સંબંધી દ્રઢ ખાતરી થઇ, કે શહેનશાહ ખુશરૂ ઉપર હદથી જાદે મમતાળુ છે, તેથી ઉલટું સુલતાન સલીમ ઉપર હદથી જાદે નારાજ છે, આ વસ્તુસ્થિતિ જોતાં એમ થવું બહુ અસંભવિત નથી. કદાચ શહેનશાહ સલીમને બાજુએ મૂકી ખુશરૂને પોતાનો ઉત્તરાધિકારી ઠરાવી પણ જાય!

દુરાશા જેવી બીજી કોઇ કેફી ચીજ નહિ હોય. માણસના મગજને એ દુરાશા જલદી બગાડી શકે છે.

ત્હેનું પહેલું ઉદાહરણ પિયારાબાનુ, બીજું ત્હેનો પિતા ખાનસાહેબ. પિયારાએ જેમ એક

વખત ધાર્યું હતું કે "શું આ બનવું અશક્ય છે?" પિયારાના પિતા ખાન અજીજે પણ ચારણીની ભવિષ્ય વાર્તા સાંભળી મનમાં મનમાં વિચાર્યું કે: "આ દુનીઆમાં અસંભવિત શું છે? પ્રયત્નથી શું નથી થતું? આ મોગલ મહારાજ્યનો માલિક શહેનશાહ અકબર, રાજા માનસિંહ અને ત્રીજો હું, અમે ત્રણે જણ ખુશરૂના પક્ષમાં છીએ. જો વિધાતાના એજ અક્ષર હોય, કે આગરાના તખ્ત પર ખુશરૂ શહેનશાહ રૂપે બિરાજે તો કોની મગદુર છે કે તેનો અટકાવ કરે?"

એક પછી એક બનતા બનાવો સ્પષ્ટ જણાવી દે છે, કે 'પ્રયત્ન કરો, યત્નથી શું નથી સંધાતુ? રાજ્યમાં સૌથી પ્રબળ તમેજ છો. ત્હમારી મહેનતથી બધુંએ થઇ શકે, અસંભવિ એ સંભવિત થાય,' ખાનસાહેબ પોતાની જાતનું ભાન ભૂલી એ ને એ બાબતનો વિચાર કરવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં એકાએક ત્હેણે બૂમ પાડી: "પિયારાબાનુ!"

પિયારાબાનુ ખાનસાહેબની બોલવાની ઢબ જોઇને તથા ફેરવાયલો અવાજ જોઇને ચમકી ઉઠી બોલી: "શું બાબા?"

ખાનસાહેબ: "મહેનતથી શું નથી બનતું પિયારા?"

પિયારા: "શું કહેવા ધારો છો બાબા?"

ખાનસાહેબ: "મને લાગે છે, કે ત્હારી સામે ઘણું ઉજળું ભવિષ્ય પડ્યું છે. મને તો ખાતરી છે કે હિંદુ ચારણીઓની ભવિષ્યવાણી કદિ અફળ થતી નથી. ત્હારી વાત સાંભળ્યા પછી મ્હારા મનમાં કોઇ જાણે કહ્યા કરે છે, કે તુંજ હિંદની ભાવિ શહેનશાહબાનુ થઇશ. અતિ નજદીકના ભવિષ્યમાં આ સઘળું હિંદ ત્હારા પગોમાં પડશે. અને હું શહેનશાહના સસરા રૂપે મ્હારાં મનની અધુરી આશાઓ પૂર્ણ કરીશ."

પિયારા વિસ્મિત ચિત્તે બાપ તરફ કેટલીક વાર જોઇ રહી. એક લાંબો નિશ્વાસ નાખી બોલી: "શું આપ બોલો છો બાબા? એ કેવળ ઉન્માદનો ઉભરો છે."

ખાનસાહેબ દૃઢતાપૂર્વક બોલ્યો: "નહિ, પિયારાબાનુ, એ ઉન્માદનો ઉભરો નથી. આજુબાજુની હાલત પર ખ્યાલ કરતાં જે મને જણાય છે, એટલુંજ નહિ પણ અતિ અક્કલમંદ મહારાજ માનસિંહને પણ જણાય છે તે કદી ઉન્માદનો ઉભરો હોઇ શકે નહિ. ત્હેં સાંભળ્યું છે કે ત્હારો સસરો સુલતાન સલીમ જલદીજ આગરા પર આક્રમણ કરવાનો છે?"

પિયારા તે ખબર સાંભળી ધ્રુજી ઉઠી. પિતાના મુખ સામે જોતાં જણાયું, કે તે કાંઇ કાઢી નાખવા જેવી વાત ન હતી. જે વાત ખાનસાહેબે માનસિંહને જણાવવામાં ગલ્લા તલ્લા કર્યા હતા, તે વાત આમ એકાએક કોણ જાણે કયા કારણે ત્હેણે બેટી આગળ કહી નાખી.

પિયારા એ સાંભળી બોલી: "કેવા સત્યાનાશના સમાચાર! એમ તે બને?"

ખાનસાહેબ બોલ્યા: "હિંદના એ શાપિત તાજોતખ્ત માટે એમ પણ બને. અકબરશાહના બિમારીથી નાતવાન થયેલા હાથોમાંથી રાજદંડ ખુંચવી લેવા સુલતાન સલીમ બહુજ ઉતાવળો થઇ રહ્યો છે. અને તેથીજ બધી બળવાની હીલચાલ થઇ રહી છે. એ બળવાનું પરિણામ સલીમ માટે ભયંકર આવવાનું, પરંતુ ખુશરૂને માટે તે ખુશ કિસ્મતની નિશાની રૂપ છે."

ચતુર રાજા માનસિંહે જે મહાયજ્ઞને માટે સર્વ ઈંધન સામગ્રી એકઠી કરવાનો સંકલ્પ કર્યો હતો, ત્હેનાં અરણી કાષ્ટોમાં ચારણી પૂર્ણિમાએ અગ્નિ લગાડ્યો, અને એ ધુંધવાતા અગ્નિને ખાનસાહેબે ફુંકી સળગાવ્યો. એટલે ભડકો થઇ ઉઠયો.

હાય નસીબ! હાય કમબખ્ત ખુશરૂ! હાય બદબખ્ત પિયારા! આજ જે અગ્નિ ત્હમારાં અંતઃકરણમાં સળગ્યો છે તે જ ત્હમારી સર્વ આશા, વિશ્વાસ, સુખસ્વપ્નનો સમૂળો નાશ કરી નાખશે ત્હેનો ત્હમને એક વાર પણ ખ્યાલ ન આવ્યો?

માણસ માત્ર ભાવિના પારને પામતાં નથી. અને ખાસ કરીને આવતી આફતની કોઇનેજ ખબર પડતી નથી. જો સર્વે માણસો એ સત્ય સમજતાં હોત, તો અનેક માઠા બનાવો કલ્પનામાંથીજ કરમાઇ ગયા હોત.

ખાનસાહેબની વાતથી પિયારાના જાનમાં કોઇ અપૂર્વ ઉત્સાહ રેડાયો. તે બોલી: "અગર તેમજ બને, કિસ્મત મ્હારા શૌહરના શિરપર તખ્તોતાજ નિસાર કરે, તો ત્હેના રસ્તાની સરળતા કરવામાં હું કંઇજ સંકોચ નહિં રાખું. શાહજાદાના જીગરમાં નવા ભાવોની ભરતી કરવી પડશે. અને તેમ કરવાં જતાં કદિ ત્હેનો તિરસ્કાર સહન કરવો પડે, તો તેએ મુગે મ્હોંએ સહન કરવા તૈયાર છું. કદિ એની ખાતર મ્હારે અજલના મ્હોંમાં સર નાખવું પડે, મોતને મલવાનુંએ હોય, તોએ હું તૈયાર છું. બોલો બાબા! મ્હારે શું કરવું જોઇશે?"

ખાનસાહેબ બોલ્યા : "હારે કંઇ વધારે કરવાનું નથી. તું ખુશરૂની સુસ્ત શક્તિઓને એવી રીતે જગાડી દે કે જેથી તે પોતાની હાલની કફોડી હાલત સમજી શકે. સલીમને તખ્ત મળ્યે, ખુશરૂનો છુટકારો થવો મુશ્કેલ છે. અકબરશાહની જે દિવસે આંખ મીચાણી તે દિવસથીજ ખુશરૂની પડતીની શરૂઆત થઇ ચૂકી સમજજે; અને તે જ દિવસથી હું અને માનસિંહ જીંદગીભરને માટે આગરામાં આવી શકવાના નથી. પિયારા! જો એ ભયંકર આફતમાંથી હારા શૌહરને બચાવવા ચાહતી હો, ગ્વાલીઅરના કિલ્લાનાં અંધારા ઓરડાવાળા કેદખાનામાં, ઝેરથી થતા અકાળ મોતમાંથી ઉગારી લેવા ચાહતી હો, તો આજથી હેને સ્હમજાવવાની કોશિશ કરજે. તે ચોતરફથી આફતમાં સપડાયો છે. અને એ આફત પણ જેવી તેવી નથી!"

એટલું કહી ખાનસાહેબ ઉશ્કેરાયલી હાલતમાં એ ઓરડામાંથી ચાલ્યા ગયા. પિયારા હેના પિતાને એ સંબંધી વધારે પૂછવાનો તે વખત મેળવવા પામી નહિ. તે મંત્રમુગ્ધ થઇ ત્યાંજ બેઠી બેઠી ખ્યાલોમાં મશગુલ થઇ ગઇ. હેના આ ખ્યાલોના દરિયાવને કોઈ કિનારો ન હતો. અને તે માર્મિક ચિંતાની જવાળા વીંછીની વેદનાથીએ વધારે દુઃખદ હતી.

## અઢારમો પરિચ્છેદ.

**વિષવાર્તાની** ઝહેરી જવાળાથી બળતી પિયારાબાનું હેના શૌહરની શોધમાં ચાલી. ઘણા સ્થળોએ તપાસ કરતાંએ શાહજાદાનો મેળાપ થયો નહિ. તેથી હેણે પોતાની વિશ્વાસુ બાંદી અમીરાને બોલાવી. અમીરાને હેણે કહ્યું: "શાહજાદાને અબઘડીએ બોલાવી લાવ. કહેજે કે ખાસ કામ છે." પરંતુ અમીરા થોડી વાર ઢુંઢી ઉતરેલ મ્હોંએ પાછી ફરી.

મહેલમાં એક ગુલબાગ હતો. હેમાં ખુશરૂએ પોતાની રૂચી પ્રમાણે, યત્નપૂર્વક એક ચમેલીકુંજ તૈયાર કરાવ્યો હતો. ઘણી વાર વિચાર-વમળમાં પડેલો ખુશરૂ એ કુંજમાં એકાંતે આવી બેસતો તે પિયારાથી અજાણ્યું ન હતું.

પિયારા, એ તરફ વળી. કુંજના પ્રવેશદ્વાર આગળ આવતાંજ પિયારાએ જોયું, તો ખુશરૂ એ ચમેલીથી મધમધતા કુંજમાં આરસપ્હાણના આસન ઉપર ચિંતાતુર ભાવે બેસી રહ્યો હતો. હેના હાથમાં એક પત્ર હતો.

પિયારાએ જાણ્યું કે પત્રથીજ હેના સ્વામીના સરળ હૃદયમાં ચિંતાનો અગ્નિ સળગી રહ્યો હતો. પોતે નિસ્તબ્ધ અવસ્થામાં, શ્વાસને પણ રોકીને કુંજને ઓથે ઉભી રહી. ખુશરૂ શું કહે છે, શું લવે છે? એ જાણી લેવું એજ હેનો ઇરાદો હતો.

ખુશરૂ સ્વતઃ બબડતો હતો: "રસ્તો બતાવ રહીમ ખુદાતાલા! ચોતરફથી ભયંકર અંધકારમાં હું ઘેરાઇ ગયો છું. કંઇ સુઝતું નથી, આશાનું ઉજેડુંએ જણાતું નથી. એક બાજુએ રહમજીગર દાદાનું ફરમાન, બીજી બાજુએ ખુદ બાબાનું! કયો રસ્તો લેવો? અમ્મા કહે છે, બાબાજ બેહસ્ત, બાબાજ દીન દુનીયાનો એક માત્ર આધાર! બાબાથી બેવફા બાળક જહન્નમનો ભાગીદાર થાય છે. અહીં દાદા ફરમાવી ગયા છે, "ખાસ રાજદ્વારી કામની ખાતર હું આગરે જાઉં છું. આ સીક્રીના શાહી મહેલની હિફાઝતનો ભાર હને સોંપું છું. મ્હારૂં બીજું ફરમાન મળતાં સુધી કોઇપણ કારણસર આ સ્થાન છોડીશ નહિ."

ફરી હેણે તે પત્ર વાંચ્યો. વાંચ્યા પછી હેના મુખપર આશાનું ઉજેડું જણાયું. તે બબડયો: "અલાહબાદ બાબાની પાસે જવામાં શાનો ડર? ત્યાં તો અઝીઝદીલ અમ્માનો આશરો છેજ. જે આટલા દિવસો ખુદાઇ ફિરસ્તાની પેઠે મ્હને સંભાળતી આવી છે, બાબાના ગુસ્સામાંથી પોતાની ગોદમાં લઇ બચાવતી આવી છે, તેજ જ્યારે ત્યાં છે, ત્યારે મ્હને કોનો ડર છે?"

એ વખતે કોઇ કુંજના ઓથા આડેથી બોલ્યું: "ના—ના શાહજાદા! અલાહબાદ જતા નહિ. ત્યાં જવાથી મહાન આફત ગુજરશે."

ખુશરૂ ચમકીને કુંજ બહાર આવ્યો, તો મલીન મુખે પિયારા ત્યાં ઉભી હતી:

ખુશરૂ અધીરાઇથી બોલ્યો: "પિયારા! તુંજ હમણાં બોલી હતી?"

પિયારા: "બાંદીની એ ગુસ્તાખી માફ કરો શાહજાદા! આપની ચિંતા દૂર કરવાની ખાતર હુંજ એ બોલી હતી. આપના હાથમાંનો ખત કયાંથી આવ્યો છે? મ્હને કહેશો?"

ખુશરૂ: "અલાહબાદથી."

પિયારા: "વિના જોએજ હું ધારૂં છું કે સસરાજી તરફનો કંઇ જરૂરી પેગામ હશે."

ખુશરૂ: "ખરેખર તેમજ છે."

પિયારા: "અને તેમાં આપને અલાહબાદ તેમની પાસે બોલાવ્યા હશે."

ખુશરૂ: "હારૂં અનુમાન બરાબર છે પિયારા!"

પિયારા: "આપે શો નિશ્ચય કર્યો? જશો કે?"

ખુશરૂ: "યકીનન—જરૂર જઇશ. બાબાના પ્યારપૂર્વક થયેલા ફરમાનને માન નહિ આપવાથી કદાચ આફત આવી પડે."

પિયારા: "નહિ, તમે જશો નહિ. આ વખતે અલ્લાહાબાદ જવાથી કદાચ જરૂર આફતમાં આવી પડશો."

ખુશરૂ: "શાથી જાણ્યું?"

પિયારા: "આપ મ્હારી જીંદગીનું જવાહીર છો. આપ સિવાય પિયારા કહેના મુખ સામે જુએ એમ છે? આ જીગર વિનાનાં શાહી ખાનદાનમાં અન્ય કોઇ મ્હારૂં નથી! મ્હારૂં મન એમ કહે છે કે નક્કી કોઇ આફત આવવાની."

-ખુશરૂ: "જો, એવો મનપર બહુ ભરૂસો મૂકવો વાજબી નથી. ઇનસાનના દીલની આજુબાજુ અનેક મીથ્યા વહેમનાં ઝાળાં વિંટળાયા કરે છે, તે તું નથી જાણતી પિયારા!"

પિયારા: "ખરૂં હશે. પરંતુ જો આપ જવાનેજ ચાહતા હો, તો મ્હને પણ સાથે લેતા જાઓ. વળી એ પણ ધ્યાનમાં રાખજો, કે ખુદ શહેનશાહ, અહીંજ રહેવાનું ફરમાવી ગયા છે, તો હેના ફરમાન વિના આ સ્થળ છોડવું સલાહકારક નથી. ફત્તેપુરથી આગરા તો કંઇ બહુ દૂર નથી. કાલ ફજરમાંજ સવાર મારફતે સર્વ ખુલાસો લખી શહેનશાહની મંજુરી શા માટે ન મંગાવવી?"

ખુશરૂએ શાંતિપૂર્વક વિચાર કરી જોયો, તો પિયારાનું કહેવું હેને બરહક જણાયું. એમ કરવાથી ચોતરફથી સલામતી જળવાશે એમ હેને લાગ્યું.

ખુશરૂ પિયારાને પ્યારથી ભેટી બોલ્યો: "દુશ્મનોભર્યા એ શાહી મહેલમાં હારા સિવાય મ્હારૂં કોણ છે પિયારા? જો બાબાના વડા બેટા તરીકે મોગલોની મસનદ પર મ્હારો હક થાય, તો તુંજ ખરી શહેનશાહબાનુ, તખ્તોતાજની ખરી ભાગીદાર છે પિયારા! તે હારા દરેક કામથી પુરવાર થાય છે. અને તેથીજ ખુદા મહેરબાને હને રૂપ, ગુણ અને બુદ્ધિ આપી આ દુનીયામાં મોકલાવી છે."

શાહજાદાની વાત સાંભળી દુરાશાથી ડોલતી પિયારા કંઇક ધ્રુજી ઉઠી. ગંભીર મ્હોં કરી તે બોલી: "જોજો, શાહજાદા! ખુદાની મહેરબાનીથી આપનાં એ સખુનો થોડા સમયમાં સફળ થયેલાં આપ જોશો."

ખુશરૂ પિયારાના કહેવાનો મર્મ નહિ સમજી શકવાથી બોલ્યો: "તેં શું કહ્યું પિયારા?"

પિયારા, હવે અનુકુળતા મળી, એમ જાણી બોલી: "હમે જાણતા નથી કે? હમારા બાબા આગરા સર કરવાના છે? શહેનશાહના બુઢાપાથી, અને શોકદુઃખથી કમજોર થયેલા હાથમાંથી તે રાજદંડ ખુંચવી લેવા ઇચ્છે છે. મ્હારા બાબા ભરૂસાદાર ઠેકાણેથી જાણી શક્યા છે, કે અલ્લાહબાદથી બિહાર સુધીની રાજસત્તા તો અત્યાર આગમચથી હેના હાથમાં આવી ચુકી છે. હવે અસંખ્ય લશકર લઇ તે આગરાનું તોષાખાનું લુટવા આવે છે. આ ઝઘડાનો શો નતીજો નીકળશે? તે આપ જાણો છો કે?"

ખુશરૂ, પિયારાની આ વાત સાંભળી બહુજ ડઘાઇ ગયો. અસ્ફુટ સ્વરે તે બોલ્યો: "વારસાના હકથી આગરાના તાજોતખ્તના જે માલિક છે, તે બેવફાઇની એવી ભૂલ કરે શા માટે? નહિ, પિયારા! હારા સાંભળવામાં આવેલી હકીકત તદ્દન બીનપાયાદાર છે!"

પિયારા બોલી: "આપણા માથા પર જેમ આ અપાર આસ્માન આવી રહેલું છે, જેવી આ ચમેલીની બ્હેક ફોરી રહી છે, હેના બાબમાં ભૂલ થવી સંભવિત નથી; તેમ મ્હારા સાંભળવામાં એ ભૂલ થવી સંભવિત નથી. હજુ સાંભળો શાહજાદા! જે આપે કદી કલ્પનામાંએ ધાર્યું નહિ, ધારવાનો સબબ પણ નહિ હોય, એવી વાત હું આજે આપને સંભળાવવા ધારૂં છું. શહેનશાહ આપને બેહદ ચહાય છે, આપને જોયા વિના હેને આરામ વળતો નથી, એ માટે હમારા બાબા હમારા ઉપર ઘણાજ નારાજ છે. તેઓ યુક્તિથી તમને હાથ કરવા માગે છે. અને માટેજ હેણે બનાવટી પ્યાર દેખાડી પત્ર લખ્યો છે. શહેનશાહ પચાશ વર્ષથી રાજ ચલાવે છે, હજુ કયાં સુધી ચલાવશે તેનો પણ કાંઇ અંદાજ નથી. એથી હમારા બાબા હવે રાહ જોઇ જોઇ કંટાળી ગયા છે. તાજોતખ્ત હાથ કરવાના હેના રસ્તામાં હમે મુખ્ય કાંટા રૂપ છો, માટે એ કાંટાને તે સર્વ પહેલાં ઉખેડી નાખવા માગે છે. પરંતુ જોજો! હિંદનું તખ્ત આપનેજ મળશે. એમની મહેનત બરબાદ જશે. ભુતભવિષ્યને નજરો નજર જોનાર ચારણીની ભવિષ્ય વાણી કદી ખોટી પડશે નહિ!"

ખુશરૂએ આભા બની પ્રશ્ન કર્યો: "હિંદુ ચારણી? કયાં ત્હને ત્હેનો મેળાપ થયો હતો? ત્હેણે ત્હને મ્હારે માટે શું ભવિષ્ય કહ્યું છે પિયારા?"

હવે સંપૂર્ણ યોગ્ય સમય સમજી પિયારાએ ચારણી સંબંધી બધી વાર્ત માંડીને ત્હેને કહી.

આંખનો પલકારો પણ માર્યા વિના ધીરજથી ત્હેણે પિયારાની સઘળી હકીકત સાંભળી. કોઇ શયતાની આવેશથી ઉશ્કેરાઇ ત્હેની વ્હાલી પિયારા એ વાત કરતી હતી, એ પણ ત્હેના જાણવામાં આવ્યું. અને સાથે સાથે ત્હેને લાગ્યું કે અત્યાર પહેલાં જે ઇંદ્રજાળમાં તે સપડાયો હતો, ત્હેનો આ એક નવો ફણગો હતો.

ખુશરૂને વિચારમાં પડેલો જોઇ પિયારા બોલી: "શું વિચારો છો વ્હાલા?"

ખુશરૂ બોલ્યો: "નસીબની તાસીરનો વિચાર કરૂં છું, ત્હારા અને મ્હારા ભવિષ્યમાં શું મંડાએલું હશે, ત્હેનો કોયડો ઉકેલું છું."

પિયારા: "આ બધું જાણ્યા બુન્યા પછી પણ શું આપને અલ્હાબાદ જવાની ઇચ્છા થાય છે?"

ખુશરૂ: "તે તો હમણા ચોકસ કહી શકતો નથી."

પિયારા: "ધારો કે જો ન જઇ શકાય, તો સુલતાનના પત્રનો જવાબ તો વાળવોજ જોઇએ."

ખુશરૂ: "શહેનશાહ તરફથી કંઇ ફરમાન આવ્યા પહેલાં ઉત્તર વાળવો પણ અશકય છે. મ્હને એટલી તો ખાતરજમા છે કે મ્હારાં કામોથી, વર્તનથી, નસીબની બલીહારીથી હું બાબાની 'આંખનું કણું' થઇ ચૂકયો છું, જોરાવર પૂરમાં સપડાયલાં તણખલાંની પેઠે કીસ્મત્ મ્હને દુનીયાની જંજાળોમાં ખેંચી જાય છે. મ્હારા જેવા નબળા મનના માણસમાં એ પૂરના વ્હો સામે થવાનું જોશ નથી. એ કપટી કિસ્મત જે રસ્તે ખેંચી જવા માગે છે, તે જ રસ્તે જવાને હું પણ તૈયારજ છું. મ્હોત પણ જો રાહમાં મ્હને ભેટવા માગતું હોય, તોએ ત્હેને અટકાવવાની કોઇ શક્તિ મ્હારામાં નથી."

પિયારા કેટલીક વાર કંઇ સોચી, રાજહંસીની પેઠે પોતાની બંકિમગ્રિવા હલાવી આવેશથી બોલી: "ત્યારે શું મર્દાનગીનું કંઇ મૂલ્યજ નથી? તકદીરની તાસીર શું મર્દાનગીની મોટાઇથી વધી જવાની? 'તકદીર પાસે તદબીર લાચાર છે' શાહજાદા? 'પાણી પહેલાં પાળ' બાંધવી જોઇએ. નહિ તો એ પાણીનું પૂર કયાં ઘસડી જશે ત્હેનું કંઇ ઠેકાણું નથી. આપના બાબાના ફરમાનથી અંધારી કોટડી કે જલ્લાદની છુરીને શરણ થવા કરતાં, તો મરદાનગીનો સહારો લઇ પોતાને હાથે પોતાનું ભાવી ઘડવું શું ખોટું છે શાહજાદા? હું આપને બાબાને બેવફા થવાને કહેતી નથી, બાબાને નાફરમાન થવા ફૂસલાવતી નથી, કેવળ આપની જીંદગીની સલામતી ચાહું છું. વિચારો શાહજાદા! પળે પળે બનતા અવનવા બનાવોથી આપના મનમાં ચિંતાની આગ ઉઠે છે. ક્ષણે ક્ષણે ફીકરની જીકરથી આપના લોહીનું પાણી થાય છે. ખાણામાં લેજ્જત નથી, નિંદમાં આરામ નથી, ગાનમાં તાન નથી, કોઇ ચીજમાં આપનું દીલ બહેલતું નથી. આજ કાલ આપની આ હાલત છે, શાહજાદા!"

એક ભેદી નિશ્વાસ નાખતાં ખુશરૂ બોલ્યો: "ખબર ન હતી પિયારા, કે શાહીખાનદાનમાં જન્મ હાંસલ કરવો, એ આટલું ખોફનાક હશે! ખબર ન હતી, કે મોગલતાજના વારસ થવામાં આવું દોજખી દુ:ખ હશે! પળે પળે આતશી ચિંતા બાળ્યા કરે છે, શાથી તે જાણતો નથી. મ્હારાં દીલમાં શા માટે આ ગડમથલ? ત્હેની મ્હને ખબર નથી. પરંતુ મ્હને લાગે છે કે આમજ ફીકરની ફાળમાં કોઇ વાર મ્હારી અક્કલ બ્હેર મારી જશે. ફકત આતશી જલનમાં આરામ આપનારી એક તુંજ છે. પરંતુ અફસોસ! ખુદાએ ત્હારા દીલમાં ભયંકર દુરાશાની આગ પેટાવી મુકી છે. ત્હેનો પહેલો પુરાવો એ! ચારણી તે કોણ હતી? કયાં રહે છે? તું તેને જાણ્યા વિના ગુપ્ત રીતે ત્હેનો મેળાપ કરી ત્હેં જે ઝહરનું જામ ભર્યું હતું, તે વગર વિચારે મ્હારા મગજમાં ખાલી કર્યું. પિયારા! આ તેં શું કર્યું?"

ખુશરૂ વધારે બોલી શકયો નહિ. ત્હેની આંખો આંસુથી ભરાઇ ગઇ.

શૌહરની આંખમાં આંસુ જોઇ પિયારાના જીગરમાં પસ્તાવાનો અગ્નિ ભડકી ઉઠયો. ત્હેની બધી દુરાશા, ભવિષ્યનાં સુખદ સ્વપ્નો સૌ એ આગની આહુતી થઇ ગયાં.

ખુશરૂનાં આંસુ લોહતાં આવેગથી આલિંગન કરી તે બોલી: "મોજ શોખ, એશઆરામ, માન મરતબો, તખ્તોતાજ પણ જહન્નમમાં જાઓ.

ચાલો આપણે આ શાહી આશરો છોડી કોઇ નિર્જન, એકાંત, સ્વાર્થની મારામારી વિનાના આરામદાયક ઠેકાણે જઇ આશરો લઇએ. આગરા સાથેનો આપણો બધો સંબંધ છોડી દઇએ. જ્યાં જરનું આટલું જોર, જ્યાં પ્યાર અને જીગરની પરવા નહિ, જ્યાં પારકાં પોતાનાની પરખ થવી પણ મૂશ્કેલ, જ્યાં આટલો સ્વાર્થ, વ્હેમ, આટલો અવિશ્વાસ તે સ્થાન છોડી જવામાંજ સલામતી છે. જ્યાં જીગરને આરામ તે જ બેહસ્ત. ચાલો એવા બેહસ્તની શોધમાં નીકળી પડીએ. ચાલો એવે સ્થળે જઇએ કે જ્યાં આપણી બેની વચ્ચે ત્રીજાની દખલ ન હોય. તેવે સ્થળે ઝુપડીમાં વસવું એ આ મહેલ કરતાં સુખદ લાગશે. ત્યાં માત્ર ત્હમે ને હું, બે મલી કોઇ સુખમય દુનીયાં સરજીશું. જ્યાં દુશ્મનીની આગ પેટશે નહિ. સ્વાર્થની મારામારી થશે નહિ. ત્યાં કેવળ ખુદાઇ નૂરનું તેજ ઝળકી રહેશે."

ખુશરૂ પિયારાની એ દર્દભરી દલીલ સાંભળી કંઇક શાંતિ પામ્યો. મનમાં મનમાં બબડયો: "ખચીત એ જાદુગરણી પિયારા ધારે તો નવું બેહસ્ત પણ બનાવી શકે!"

આકાશમાં હજુ ચંદ્રમા હસ્તો હતો. ખુશરૂએ તે તેજોમય ભણી જોયું. ત્હેને લાગ્યું કે તે જાણે ત્હેની મશ્કરી કરતો હતો. તે એક વાર દેખા દેતો હતો. વળી વાદળાઓમાં છુપાઇ જતો હતો. એ આસ્માની મુસાફર જાણે કહેતો જતો હતો "હાય! કમબખ્ત શાહજાદા! એ દુનીયામાં ત્હને શું કદી આરામ મળશે કે? સ્ત્રીની મોહક વાણીમાં લોભાઇ, મ્હોટી મ્હોટી આશાઓથી ત્હારી અત્યંત દુરદશા થશે." માલતીની સુગંધથી બ્હેકી રહેલો પવન જાણે ગુપ્ત રીતે ત્હેના કાને સ્પર્શ કરી કહી ગયો "ત્હારી આ પિયારા તો જાદુગરણી છે. ત્હેનાથી ભોળવાતો ના. હિંદના તખ્તની આશા ત્હારે માટે માત્ર દુઃખદ સ્વપ્ન રૂપજ છે. માટે ફોકટ એ સ્વપ્ન જોઇ દુઃખ ભોગવતો નહિ." વૃક્ષ અંતરાલે રહેલો એક પપૈયો તે જ વખતે પુકારી ઉઠયો. તે જાણે ખરા પ્રેમનો પુકાર! તેએ જાણે ત્હેને સંભળાવતો ન હોય! તેમ બોલ્યો "કાળી નાગણ નારીની વાતોથી ભૂલતો નહિ. ત્હેના ઉપર એટલો ભરૂસો મુકતો ના. જેની આંખોમાં એટલાં કામણ, જબાનમાં એટલું વશીકરણ, દિલમાં એટલો દગો ત્હેના ઉરનો ભરૂસો અતિ ભયંકર!"

ખુશરૂએ જોયું કે જાણે સઘળી કુદરત આજ ત્હેની સામે ત્હેને દુઃખ દેવા તૈયાર છે. પિયારા જ્યારે ત્હેને ચારણીની ભવિષ્ય વાણી કહેતી હતી, ત્યારે ત્હેના દીલમાં એક એવો તરંગ ઉઠયો હતો કે પ્રયત્ન કર્યે શું નથી થતું? પ્રયત્નથી શત્રુ મિત્ર સૌ વશ થાય છે. જે રસ્તો અત્યારે એટલો કાંટાળો છે, તે પ્રયત્ને સાફ ન થઇ શકે? પરંતુ કુદરતની એ અણબોલ વાણી સાંભળી તે મનમાં બબડયો. "નહિ, નહિ, તે તખ્તનું મ્હારે કામ નથી. તે મેળવવાની માથાકુટ શા માટે? જેમાં છું તે હાલતમાંજ રહું તોએ બહુ છે. જેમ સહું છું તેમ સહીશ. અંતે છેલ્લી આરામગાહે સઘળી આગ આપેજ બુઝાઇ જશે. આ પિયારા ખરેખર શયતાનજાદી છે, ખરેખર ઠગારી છે, ત્હેણે મ્હારા દીલમાં આજ એક એવી આગ લગાડવાનો પ્રયત્ન કર્યો છે કે જેને પરિણામે કાળો દાઘ અને કમોત બંને મળે."

શાહજાદાને વિચારમાં ગરક થઇ ગયેલે જોઇ પિયારા વીણાના ઝંકાર જેવા મધુર સ્વરે બોલી: "શાહજાદા! રાત ઘણી ગઇ છે. ચાલો આપણે મહેલમાં જઇએ."

આ બોલાવાથી ખુશરૂ જાણે સ્વપ્નની સૃષ્ટિમાંથી પાછો પોતાની હંમેશની દુનિઆમાં ઉત્તરી આવ્યો. તે બધી જંજાળો ભૂલી પિયારાને કંઠે આલિંગન કરી બોલ્યો: "ચાલ પિયારી! પણ શું મહેલમાં જવાથી પહેલાની શાંતિ પાછી મળશે?"

બંને જણાં ચમેલીકુંજ છોડી ધીમે પગલે મહેલ તરફ વળ્યાં. મહેલના પ્રવેશદ્વારમાં આવતાંજ એક ઠીંગણી તાતારીએ શાહજાદાના હાથમાં એક પત્ર આપ્યો. ખુશરૂ પત્ર લઇ પોતાના ખાસ ઓરડામાં ચાલ્યો ગયો. પિયારા અનેક તરંગો કરતી કરતી પોતાના વિશ્રામભવનમાં ચાલી ગઇ.

મહેલના ઓરડાઓ પ્રકાશપૂર્ણ હતા. ખુશરૂએ આતુરતાથી એ પત્ર વાંચ્યો. ત્હેના મામા માનસિંહે રાત્રીના બે પ્હોર વિત્યા પછી એકાંતમાં મળવાનું જણાવ્યું હતું.

શાહજાદો મનમાં મનમાં બબડયો: "કોણ જાણે મહારાજ માનસિંહના મેળાપથી વળી શી જંજાળ જાગશે? ખુદા! મહેરબાન! મને મ્હારા ખયરખ્વાહ—હિતસ્વીથી બચાવી લ્યો. મુકત કરી દ્યો. તેમ થાય તો મ્હારી ઘણી જંજાળ ઓછી થઇ જશે."

## ઓગણીસમો પરિચ્છેદ.

ફતેપુર સીક્રીના શાહી મહેલાતમાં રાજપરોણાઓ વાસ્તે એક ખાસ મહેલ હતો. જે મુખ્ય મુખ્ય અમીર ઉમરાવો, સેનાપતિઓ, મનસબદારો, જેઓ રાજના સ્થંભ રૂપ હતા, તેઓ સર્વે એ મહેલમાં આવી ઉતરી શકતા. પરંતુ મહારાજ માનસિંહને વાસ્તે એક એવોજ પ્રકારનો ઇલાયદો મહેલ હતો. એટલુંજ નહિ પરંતુ ત્હેના હાથ તળેના લશકરને વાસ્તે એક સેના-નિવાસ હતો. આથી મહારાજ માનસિંહના પરિજનો ગમે તેટલાં હોય તો પણ સર્વનો સમાવેશ સહેલાઇથી ત્યાં થઇ શકતો.

એ મહેલના એક શણગારેલા દિવાનખાનામાં બે પ્રહર રાત્રી ગુજરતા મહારાજ માનસિંહ ઉત્કંઠિત ચિત્તે શાહજાદા ખુશરૂની રાહ જોઇ રહ્યા હતા.

એવામાં એક જણે ધીમે પગલે તે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તે ખુદ શાહજાદો ખુશરૂ હતો.

માનસિંહને ખાન અજીજ તરફથી ચારણી સંબંધી સઘળી હકીકત મળી હતી. અને તે કારણે પિયારાના મનની ગડભાંગ જાણી પોતે મનમાં મનમાં કંઇક હસ્યો પણ ખરો. કારણ કે એ ચારણીની યોજના કરનાર તે સ્વયં હતો. વળી ખાન અજીજ પોતાની દીકરીને તે ઉપરથી મોટી આશાને હીંડોળે ચડાવી આવ્યો હતો, તે પણ જણાવવાને તે ચૂક્યો ન હતો.

ખુશરૂના હાથોમાં જોમ હતું. લશકરને દોરવવાનું સામર્થ્ય પણ હતું. પરંતુ માત્ર તેમ કરવાની મહત્વકાંક્ષા ત્હેના હૃદયમાં ન્હોતી. પિતાની સામે દ્રોહી થવાની દુરાશા માત્ર ત્હેના દીલમાં જાગી ન હતી. માનસિંહ અને ખાન અજીજનો દૃઢ સંકલ્પ હતો, કે કોઇ પણ ઉપાયે ખુશરૂને રાજસિંહાસને બેસાડવોજ. ત્હેના એ સંકલ્પમાં આડે આવનાર મુખ્ય અડચણ તે ખુશરૂની પિતૃભક્તિ હતી. અને એ પિતૃભક્તિનું સિંચન કરનારી ત્હેની માતા શાહી બેગમ અથવા જોધબાઇ પોતેજ હતી.

અજીજખાન ધારતો હતો, કે ત્હેણે પોતાની પુત્રીના કાનોમાં જે વિષ રેડયું હતું, ત્હેની અસર ખુશરૂને લાગ્યા વિના રહેનાર નથી. એ વિષજવાળાને થોડીક ફુંકી આપવી જોઇએ. અને તેથી તેણે માનસિંહની જોડે મસલત કરી આજ મધ્ય રાત્રીએ શાહજાદાને મળવા બોલાવ્યો હતો. માનસિંહ જો ધારત તો મહેલમાં જઇ પોતાને જે કંઇ કહેવાનું હતું તે શાહજાદાને કહી શકતે, પરંતુ તેણે ખાસ ગુપ્ત વિચારણા કરવાનેજ તેમ ન્હોતું કર્યું.

સલીમનો જે પત્ર તેણે તે દહાડે ખાન અજીજને બતાવ્યો હતો, તે પત્રને લીધે ત્હેના મનમાંથી સુલતાન સલીમ પરની સઘળી સારી ભાવનાઓ ચાલી ગઇ હતી. તે પત્ર ખુશરૂને ખાતર માનસિંહે યત્નપૂર્વક સંભાળી રાખ્યો હતો.

ખુશરૂ ઓરડામાં પેઠો, એવોજ માનસિંહ ત્હેને સ્નેહપૂર્વક ભેટયો. ખબર અંતર પૂછયા પછી, તેણે ખુશરૂને કહ્યું: "ત્હારા દાદાને આમ એકાએક આગરે જતા રહેવાનું કારણ શું શાહજાદા?"

ખુશરૂ માનસિંહના એ અણધાર્યા પ્રશ્નથી હબકી ગયો. પરંતુ મનનો ગભરાટ દબાવી રાખી તે બોલ્યો: "શું કારણ, તે બરાબર કહી શકતો નથી. તે એટલી ઉતાવળથી ચાલ્યા ગયા કે ત્હેના પાસેથી કંઇ ખુલાસોએ મેળવી શકાયો નહિ. માત્ર જતી વખતે એટલુ મને કહેતા ગયા છે "કે આ શાહી મહેલમાં આગરાના શાહીતોષાખાનાની ચાવી રાખવામાં આવી છે. અને ત્હેના રક્ષણની ફરજ ત્હારી ઉપર છે. માટે જીવને જોખમે પણ ત્હેનું રક્ષણ કરજે. મ્હારો બીજો હુકમ મળતાં સુધી, આ સ્થળ છોડીશ નહિ."

માનસિંહે ખુશરૂના વાંસાપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "શાહજાદા! ત્હને શહેનશાહના જવાનું કારણ ન જણાયું હોય તોપણ અમને જણાઇ ગયું છે. તું કદાચ નહિ જાણતો હો, કે ત્હારો પિતા સુલતાન સલીમ આગરા સર કરવાને લશ્કર લઇ ચઢી આવે છે. સિત્તેર હજાર લશ્કર ત્હેના તાબામાં છે. અલાહબાદનો શાહીખજાનો ત્હેના હાથમાં છે. સઘળું બીહાર અને ઓરિસા ત્હેને આધીન છે. સુલતાન સલીમ જો આગરા સર કરી શાહીખજાનો હાથ કરી લે, તો મહાન આફત સમજવી. તે આફતના વ્હોમાં તું ક્યાં ઘસડાઇ જશે ત્હેનું કંઇ ઠેકાણું નથી. અને સાથે મ્હારા અને ત્હારા સસરા અજીજખાંના શા હાલ થશે, તેની કલ્પના થતાંજ જીવ કંપી ઉઠે છે."

પોતાના બાબાના બળવાની વાત આ પહેલાં ત્હેણે પિયારાના મ્હોથી સાંભળી હતી. પરંતુ ત્યારે ત્હેણે ત્હેના ઉપર એટલું ધ્યાન આપ્યું ન હતું. માનસિંહના વાતચિત વખતના ભાવ ઉપરથી ત્હેની ખાત્રી થઇ હતી, કે ડર દેખા-

ડવાને જોડી કાઢેલી વાત માત્ર ન હતી. આથી ખુશરૂ બોખરે અવાજે બોલ્યો: "તેમ તે બની શકે? હજુ દુનીઆના માલિક શહેનશાહ અકબર હૈયાત છે, મહારાજ!"

માનસિંહે કહ્યું: "એ ખરૂં, પરંતુ શહેનશાહ દુઃખ ને શોકથી દબાઇ ગયા છે. ખરૂં જોતાં અકબરશાહનો તે જુસ્સો ચાલ્યો ગયો છે. હમણાં જે છે તે કેવળ હેની માત્ર છાયા છે. જે મહાનશક્તિએ ચિતોડને શ્મશાન જેવું બનાવી દીધું, માળવા અને બંગાળમાંથી પઠાણોને જડમૂળથી ઉખેડી નાખ્યા. તે શક્તિ હમણાં ક્યાં છે? ક્યાં છે એ જહેમત? ક્યાં છે એ લશ્કરી દમામ? વળી એમ પણ હારે ધારવું કે અકબરશાહની જીંદગીનો સુરજ આથમવા બેઠો છે. પુત્રની સાથે તખ્તની ખાતર તે તકરારમાં ઉતરે એ સંભવતું નથી. જે રાજપુત્ર, ન્યાય અને ધર્મ પ્રમાણે હેનો ખરો વારસ છે, તે આ ખટપટમાં ન પડતે તોએ તેને તે મળતે. હેની સાથે તે જ વસ્તુ માટે તાણાતાણી થવાનો પ્રસંગ? લોકો શું કહેશે? આખી દુનિયા અજાયબી પામી જંગબહાદુર શહેનશાહની સામે તાકી રહી છે, ખુશરૂ!"

ખુશરૂ દૃઢ અવાજે બોલ્યો: "મ્હારા લાભની ખાતર આપને આટલી તકલીફ શા માટે મહારાજ? તુચ્છ તખ્તની ખાતર કદી હું વાલીદની બેવફાઇ વ્હોરીશ નહિ. આપ મ્હને જીંદગી ભરને વાસ્તે વિદાય આપી દો. હું બાબાનાં કદમોમાં જાન કુરબાન કરી દઇશ. આથી મ્હારા બળતા જીગરનો પસ્તાવો દુર થશે. વળી અમ્માને અપાયલો કોલ પણ પળશે. આપ પણ બાબાની રહમ નજર તળે આવી પાછા ઉંચી પદવીએ ચઢી શકશો. હિંદના જે ભાવ્હી શહેનશાહ છે, જેનાં ફરમાનો ઉઠાવવાને અસંખ્ય સિપાઇઓ આરજુમંદ છે, લશકરી કુનેહ જેને જન્મથીજ જાણીતી છે, આગરા સર થતાં મોગલોનો શાહી ખજાનો જેના હાથમાં જવાનો છે, વળી હું મારા જન્મસિદ્ધ હકથી જેનો વારસ છું, હેની સાથે રાજની ખાતર દુશ્મનાઇ! મહારાજ! મ્હને ફસાવો નહિ, બાંધો નહિ, મ્હને સદાને વાસ્તે છુટો કરી દો. હું બાબા પાસે જઇ, હેનાં કદમોમાં પડી માફી ચાહીશ. હેના પ્યારભર્યા જીગરમાં જગ્યા મેળવી, આ ચિંતાની આગમાંથી છુટી જઇશ. મ્હને સુવામાં, બેસવામાં, હરવામાં, ફરવામાં, આરામમાં કે ઉંઘમાં શાંતિ નથી. નિંદમાં મીઠું ખ્વાબ પણ મળતું નથી. હું શહેનશાહ અકબરનો પૌત્ર છતાં મ્હારી આ દશા શાથી થઇ મહારાજ?"

એ વખતે કોઇ એ ઓરડામાં દાખલ થઇ બોલ્યું: "ભોલા જવાન? બાબાના કામોમાં જાનફેસાનીનો શો અંજામ આવશે હેનો એક વાર ખ્યાલ કર્યો હતો કે? એ જાનફેસાનીથી કેવળ હાંસલ થશે, જલ્લાદની તીક્ષ્ણ છુરીથી અથવા ભયંકર ઝહરથી જીંદગીનો અંત? જો એક મામુલી મહેનતથી જીંદગીના બદ અંજામમાંથી બચાતું હોય તો એમાં ખોટું શું છે? શાહજાદા!" એ બોલનાર બીજો કોઇ નહિ પણ હેનો સસરો અમીરઉલ ઉમરાવ ખાન અજીજ કોકા બાદશાહનો વિશ્વાસુ વઝીર અને શાણો સલાહકાર!

ખુશરૂ ખાનસાહેબના ઉશ્કેરાયલા મ્હોં સામે આશ્ચર્ય પામી જોઇ રહ્યો. પછી બોલ્યો: "આપ લોકો શું આમ ઘડી ઘડી ઉશ્કેરી મને ગુંચવી મારવા ધારો છો? તમને ખુદાની દુહાઇ છે! જે કહેવાનું હોય તે ખુલ્લે ખુલ્લું એકી વખતેજ કહી દો. ઘડી ઘડી હેરાન કરો નહિ."

ખાનસાહેબે કહ્યું: "સાંભળો ત્યારે શાહજાદા! આજ તમને બધુંએ સાફ સાફ કહું છું. મ્હારૂં કહેવાનું—આપના રાજનીતિકુશળ મામા અને હું એક વિચારના થઇ જે ફેસલા પર આવ્યા છીએ, તે જણાવું છું. વીસ હજાર જંગ બહાદુર મોગલ સિપાઇઓ મ્હારા ફરમાનને તાબે છે; પચ્ચીશ હજાર શૂરા રાજપુતો મહારાજ માનસિંહની અંગુલીને ઇસારે જાન સદકે કરવા તૈયાર છે. મોગલ શહેનશાહતના શાહીખજાનાની ચાવી આજ મહેલના એક ઓરડામાં છે! પછી શું જોઇએ? તમારા બાબા સુલતાન સલીમ આગરાનો શાહીખજાનો હાથ કરે તે પહેલાં, તમે કોઇ રીતે તે હાથ કરી શકો, તો સમજજો કે આ સોનેરી હિંદ ત્હમારૂં છે? દાનાઓ હંમેશ કહેતા આવ્યા છે કે "હિંમ્મતે મરદાં, મદદે ખુદા" ખુદાએ આપને સાહસ આપ્યું છે, શક્તિ આપી છે, અમારા જેવા પીઠબળ આપનારાઓ પણ છે. ખુલ્લું છે કે ત્હમારા દાદા શાહ અકબરના જીગરમાં ત્હમારે માટે પૂર્ણ પ્યાર છે; વળી ત્હમારા બાબા તરફ તે વ્હેમાયા છે; એટલુંજ નહિ પણ ગુસ્સે થયા છે; અને તમને એ ચશ્મોથી દૂર કરવા ચહાતા નથી; આ બધું જોતાં છતાં પણ સમજતા નથી શું શાહજાદા? નસીબ, સમય

અને સુયોગ સઘળુંજ ત્હમારી તરફેણમાં છે. ત્હમારૂં ભવિષ્ય અતિ ઉજળું છે.''

ખુશરૂં ત્હેના સસરાનું બોલવું સાંભળી, ત્હેનો આંતરિક ઇરાદો જાણી ધ્રૂજી ઉઠ્યો. તે ધ્રુજતે શબ્દે બોલ્યો: ''જનાબ! ખાનસાહેબ! શાહજાદા સલીમના બેટા તરીકે જન્મવાથી તો બાદશાહના પ્યારનો ભાગીદાર બન્યો છું. ત્હેના ફરમાન વિનાજ ત્હેના બેટા સામે બાંહે ચડાવવાથી બાદશાહ શું ધારશે?''

ખાનસાહેબ બોલ્યો: ''અને કદાચ શહેનશાહની તકલીફના સમયમાં ત્હમે હાથપગ જોડી બેસી રહેશો તો તેઓ શું ધારશે? ચિતોડ, કાબુલ અને દખ્ખણને જેર કરનાર શહેનશાહના હાથોમાં આજ એ જોસ નથી. ત્હેના વિશ્વાસુ સલાહકાર અને જાની દોસ્ત અબુલ ફ્રજલ પણ અત્યારે હાજર નથી. તે ઘણે દૂર દખ્ખણમાં છે. શાહી લશ્કરના ઘણા સિપાહસાલાર આજ ત્હમારા બાબાનાં જર અને નજરથી ખરીદાયલા ગુલામો છે. આટલું ચોકસ માનજો કે ખુદ શાહ વિના બીજા કોઈ સુલતાન સામે લડવા જશે નહિ. અને શાહ હમણાં અશક્ત છે, તો લાજમ છે કે આપેજ અગ્રસર થવું જોઇએ. જો આપ આપના બાબાને આગરા સર કરતાં અટકાવી શકો, અને વળી શાહી ફરમાનની રાહ જોયા વિનાજ તે પાર પાડી નાખો, તો બાદશાહ દેખાવમાં ત્હમારા ઉપર ગુસ્સો કરશે. પરંતુ એ અણધાર્યા તોફાનને ખાળનાર તરીકે ત્હમારી કદર કર્યા વિના રહેશે નહિ.

''ત્હમારા નસીબનો સિતારો ચડતો છે. મોગલોની દવલતે–ખુદાદાદ –રાજ્યલક્ષ્મી હસતે મ્હોએ ત્હમને બોલાવે છે. ખુશરૂ! કોશીશ કર, ઉઠ, બ્હાદુરને છાજતા જુસ્સાથી દિલેરને લાયક નામના મેળવ. જેની આતુર દીલે રાહ જોવામાં આવે છે, તે સોનેરી પળ ત્હારી નઝદીક છે શાહજાદા! મોગલોની હીલાલવાળી અર્ધચંદ્રાકાર પતાકા ત્હારા મહેલનાં શિખર ઉપર ફરકશે. રાજવંશમાં પણ જેનું તકદીર અતિ જોરાવર હોય તે જ શાહી તખ્તનો માલિક બની પોતાનો માનવ જન્મ સાર્થક કરી શકે છે. ત્હેની ખૂલ્લી સાબેતી દાદા શહેનશાહ અકબર પોતેજ છે.

''મરૂભૂમિમાં બેહદ દુઃખો અને રંજ વચ્ચે ત્હેમણે જન્મ ધારણ કર્યો હતો. અકાળ મોતે એક દિવસ ત્હેની સામે પોતાનો ભયંકર હાથ લંબાવ્યો હતો, તે જ શાહ અકબર આજ નસીબને બળે, જાત બહાદુરીથી દિલ્હીના ખુદ મુખત્યાર બાદશાહ ગણાઇ હિંદુસ્તાનમાં ઘરોઘર પૂજાય છે.

''એક વાર ત્હમારી આંખો ખોલી જુઓ. હિમાલયથી સમુદ્ર પર્યંત તમામ જમીન ત્હમારાં કદમોમાં નમવાને તૈયાર છે! એ જો, શાહજાદા! મોગલોની બાદશાહત પોતાનો દામન પસારી ત્હને અરજ કરી રહી છે. ત્હને પોતાનો માલેક થવાને બોલાવે છે. આ જો સાંભળ ત્હારી ફતેહના રણશીંગડાંના ધીમા સરોદ સાથે તમામ હિંદુસ્તાન ફુલમાળા લઇ ત્હને પોતાનો શહેનશાહ સ્થાપવાને ટમટમી રહ્યું છે. ચુધતાઇ વંશનો પરંપરાનો રિવાજ ત્હારે છોડવો જોઇતો નથી. માયા, મમતા, વફાદારી તમામને દરિયામાં ડુબાવી, હાથમાં સમશેર લઇ મેદાને પડ, મોગલાઇ દિલેર મર્દીને શોભાવ.''

ખુશરૂએ મંત્રમુગ્ધ થઇ ખાનસાહેબનું એ લાંબુ સંબોધન સાંભળ્યું. ત્હેની નસેનસે લોહી ઉછળી રહ્યું. એ વખતે ત્હેને પોતાની અમ્મા જોધબાઇની સલાહ સાંભરી આવી. બાળપણની એ મીઠી યાદ, વાલીદનું પ્યારભર્યું બોલાવવું, ખુરમને અવગણી પોતાને ચુંબન કરવું, એ સૌ એક પછી એક સિનેમાની ફિલ્મ પેઠે ત્હેની સામેથી સરી ગયું. ત્હેના મનમાં વિચાર થવા લાગ્યો કે ''એવા મહોબ્બતી વાલિદ સામે તખ્તની તકરારમાં ઉતરવું? હાય! કેવી દશા? અકબરશાહના માયાળુ રહેમ દિલ જીગરમાં સુલતાન સલીમનો કેટલો અધિકાર છે તે મ્હારી જાણમાં છે. એકાદી ભૂલથી, એકાદા અવિચારથી, એકાદા ઉતાવળીયાપણાથી, એકાદી નિરાધાર ઉશ્કેરણીથી બાપબેટા વચ્ચે એ ઝહેરી જુસ્સો ઉભો થયો છે. પરંતુ જ્યારે બેવકુફ બેટો આંસુ ભરી આંખે, પસ્તાતે દીલે શહેનશાહની હજુરમાં હાજર થશે, ત્યારે રહેમદિલ શહેનશાહ ત્હેના તમામ ગુનાહો પલવારમાં ભૂલી જશે, માફી બક્ષશે. સુલતાનના સઘળા ગુનાહો ભૂલી જઇ ત્હેને પોતાની ગોદમાં આરામ આપશે. અને મ્હારી બેવફાઇનો કાળો ડાઘ કદી ભુસાશે નહિ. બાબા કોઇ ભૂલાવામાં પડી બેવફાઇ કરે છે તેથી હું શા માટે કાળું કલંક માથે લેવા તૈયાર થાઉં?''

ખુશરૂને બહુ વારથી અબોલ ઉભેલો જોઇ માનસિંહ બોલ્યો: ''જીગરજાન ખુશરૂ! વિચારવાનો અને દેર કરવાનો હવે વખત નથી. નકામો વખત ગાળ્યે ત્હારા હકમાં ગેરલાભ

થશે. ત્હારા ભલાની ખાતર અમે બંને બેવફાઇનું કાળું કલંક સુદ્ધાં વ્હોરવાને તૈયાર છીએ, એટલુંજ નહિ પરંતુ આ જીંદગીનો ભોગ આપવાનેએ તૈયાર છીએ. છતાં ત્હને શાની શંકા થાય છે? શાનો વ્હેમ આવે છે? સાંભળ! ત્હારી પાસેથી એક વસ્તુ અમારે હમણાંજ જોઇએ છીએ, તે આપવાને તું તૈયાર છે કે?"

ખુશરૂ અચંબાભર્યો પોતાના મામા સામે જોઇ રહ્યો "મ્હારી પાસે એવું શું છે? કે જે આપને આપવાને યોગ્ય ગણાય? બોલો મહારાજ, આપ શું ચાહો છો?"

**માનસિંહ**: "ત્હમારી પાસે બાદશાહ **આગ**રાના શાહીખજાનાની જે ચાવી રાખી ગયા છે, તે હમણાજ મને આપ."

**ખુશરૂ** ગુસ્સાભરી નજરે, ભ્રકુટી ચડાવી **માનસિંહ** તરફ દૃઢ અવાજે બોલ્યો: "બધું કરી શકીશ. પરંતુ દુનીઆના માલિક શહેનશાહ તરફ વિશ્વાસઘાતી નહિ થઇ શકીશ. લ્યાનત એ **હિંદ**ના તાજને મહારાજ! મ્હારા પ્યારા દાદાને બેવફા થવાનું કલંક **હિંદ**નાં સેંકડો સિંહાસનથી પણ ભુસાશે નહિ. અને **ખાન**સાહેબ! આપને બીજું શું કહું? સાધારણ હાલતમાંથી આજ ત્હમે શહેનશાહના વઝીર, વિશ્વાસુ પાસબાન, અને અમીર—ઉલ—ઉમરાવ બન્યા છો, તે અહેસાન શું એટલામાંજ ભૂલી ગયા? જે મતલબની ખાતર આપ અને મ્હારા મામુ મહારાજ **માનસિંહ** મને બેવફા, વિશ્વાસઘાતી બનાવા ઉશ્કેરો છો, તે સ્વાર્થ મ્હારી નજરે અતિ તુચ્છ છે!

"આપનું હથીયાર બની વિશ્વાસઘાતકતા અને બેવફાઇની બુરાઇ ખરીદવા **ખુશરૂ** તૈયાર નથી. જાયદાદાના કાયદા પ્રમાણે જે રાજ એક દહાડો મને વિના વિરોધે મળવાનું છે ત્હેની ખાતર એ સૌ શું કરવા કરવું મહારાજ? આ દુનીયામાં જો કદિ કોઇનો નિશ્વાર્થ પ્યાર મેળવવા પામ્યો હોઉં, જો કોઇને પણ ખુદાથી નીચે ઇજ્જત આપતો હોઉં તો તે શહેનશાહ **અકબર** છે. પરંતુ જો ખુદ એ બાદશાહ પોતે પણ મને ફરમાન કરે કે "મ્હારો વડો બેટો સુલતાન **સલીમ** બેવફા બન્યો છે, તે મને અને તખ્તને હાથ કરવા ચાહે છે, આ મ્હારૂં શાહી લશ્કર લઇ એ ત્હારા બાબા સામે જા બેટા" તો પણ ત્હેમનું ફરમાન ઉઠાવવાને પણ હું તૈયાર નથી. એટલુંજ નહિ પરંતુ મ્હારી પાસેનું લશકર, જર દોલત જે કંઇ છે, તે શહેનશાહની પરવાનગી ન હોય છતાં એ બાબાના પાક કદમો પર ભેટ કરીશ.

"મહારાજ! આપ પણ બેટાના બાપ છો. આપનો બેટો જો બેવફા બની જાય તો આપના દીલમાં શું થાય **અંબરેશ્વર**? પાપને પણ કોઇ હદ હોય છે. બેવફાઇનીએ સીમા હોય છે. મને લાગે છે કે આપ એ સૌ હદ ઓળંગી મને પણ ઘસડી જવા માગો છો. ધિક્કાર છે! આપને!! તેથીએ વધારે સેંકડો ફિટકાર છે આપના આ દોસ્ત **ખાન અઝીજ**ને? લ્યાનત છે એ હલકટ સ્વાર્થને! **ખુશરૂ** હવે વધારે વાર આપ ધોકોથી ભોળવાઇ જવાનો નથી. **ખુદા**ની મહેરબાનીથી ત્હેમાં અક્કલનો ચિરાગ રોશન થયો છે."

ઉશ્કેરાટમાં આટલું બોલી **ખુશરૂ** **માનસિંહ**ના ઓરડામાંથી ચાલ્યો ગયો. અને **ખાન અઝીજ** તથા **માનસિંહ**ના તરંગો તુટી પડવાથી હતાશ થઇ એક બીજાની સામું જોતા બેસી રહ્યા. એ જોવાનો અર્થ એવો હતો કે જાણે આપણે બંને **ખુશરૂ**ને ખરા રૂપમાં અત્યાર સુધી પિછાણી ન શકયા. ત્હેનાં માતાપિતા તરફની અડગ વફાદારી માટે ભૂલભરેલાં અનુમાન કર્યાં હતાં.

જીગરમાં હજારો વીંછીની વેદના લઇ **ખુશ**રૂએ પોતાના જનાનામાં પ્રવેશ કર્યો. ત્હેના દરદની દવા, ઉકળાટની શાંતિ કેવળ **પિયારા** હતી! રેતાળ રણના તરસ્યા મુસાફર પેઠે **ખુશરૂ** શાંતિ રૂપી શીતળ પાણીની આશામાં **પિયારા**ના ઓરડા તરફ ગયો. પરંતુ ત્હેના દીલની જવાળાઓ હોલવાઇ નહિ. ઉલટો "ઓલામાંથી નીકળી ચૂલામાં પડયો."

## વીશમો પરિચ્છેદ.

'**મધુવર્ષી**' ચાંદ! ત્હારાં અમીમય કિરણો સઘળાં મ્હારા બળતાં જીગર પર ઢોળી દે. આવ, શીતળ સુવાસમય મલયાનિલ! તું શાંતિદાતા છે, શીતળતાનો ભંડાર છે, તો ત્હારાં શીતળ સમીરણો મ્હારાં આતશી અંતઃકરણમાં ઉતારી દે. આવ, દુઃખતાપ શમાવનારી શાંતિ! મ્હારાં જલતાં જીગરની ગુફામાં ત્હારૂં આરામદાયક આસન લગાવી દે. જાણે કોઇ વીજળીની ચીણગારી મ્હારા જીગરને ચોતરફથી બાળી રહી છે, ત્હારા કોમળ સ્પર્શથી તે અગન બુજાવી દે, જીગરમાં આરામ આણી દે.

આવ, મ્હારા જીગરજાન ફિરસ્તા, દીલારામ શાહજાદા! હું આતુર દીલે ત્હારી રાહ નીહાળું છું. સંજોગ જોઇ શયતાન મ્હારી

છાતી પર ચઢી બેઠો છે. ત્હારા સરખા ફિરસ્તાની બાંદી હું શયતાનની મુરીદ શી રીતે બની શકીશ? આવ પ્યારા! જીગરના આરામ આવ! મને આગની જવાળાઓમાંથી બચાવ. દીન દુનિયાના સરજનહાર ખુદા! જોઇ લે, ત્હારી બાંદીની બાંદી પિયારા બેગમ દોલત, મોજશોખ અને મોટાઇના ખાડામાં પડી આજ કેટલી દુ:ખી છે. મ્હને બચાવી લે ખુદા!"

ફત્તેપુર–સીક્રીના શાહી મહેલમાંના હવાખાનાના એક ઓરડામાં, શાહજાદા ખુશરૂની પ્રિયતમા બેગમ પિયારાબાનુ ઉપર પ્રમાણે અસ્ફુટ સ્વરે ત્હેના મનની વેદનાનો ઉભરો ખાલી કરતી હતી. ઓરડો સંપૂર્ણ પ્રકાશિત હતો.

પાસે સુનેરી હરફે લખેલું એક હાફેજ પડયું હતું. થોડેક છેટે સુર મેળવેલું બીન બેદરકારીમાં જમીન ઉપર પડી રહ્યું હતું. ઓરડામાં ચોતરફ સુવર્ણ ગુલદાનમાં તરેહવાર પુષ્પો બ્હેકી રહ્યાં હતાં. ત્હેની સુગંધથી ઓરડાની ખુશબો ખીલી નીકળી હતી.

ઉપર વાદળાં વગરના ખુલ્લાં આકાશમાં સોળે કળાએ ખીલેલો ચાંદ જાણે પિયારાના દુ:ખની મશ્કરી કરતો હતો. પીગળેલી ચાંદીના રસ જેવાં ચંદ્ર કિરણો, થોડે દૂર આવેલા ડુંગરોના શિખરો ઉપર તેમજ પહાડી ઝરણોના રૂપેરી પ્રવાહપર પડી રાત્રીની શોભામાં ઓર વધારો કરતાં હતાં. પરંતુ પિયારાના દીલમાં ભડકતી આગ એથી હોલવાય તેમ ન હતું.

પિયારાએ જોયું કે શીતળ પવને, મધુર સુગંધે, શુભ્ર ચાંદનીનાં રમ્ય કિરણે કશાથીએ ત્હેના દીલની આગ હોલવાતી નથી. આથી ત્હેણે એક વાર પોતાનાં વ્હાલાં હાફેજને હાથમાં લીધું. પૃષ્ટો આમથી તેમ ફેરવી મનપસંદ ભાગ કાઢી આગ્રહપૂર્વક વાંચવું શરૂ કર્યું. પરંતુ ત્હેમાંએ મન ચોંટયું નહિ.

હાફેઝને બાજુએ મૂકી ત્હેણે બીન ઉપાડ્યું. ત્હેના સુરને છેડયા. પરંતુ ત્હેની ચંપાની કળીઓ જેવી કોમળ આંગળીઓને હદથી જાદે તકલીફ આપ્યા છતાં એ બીન બેસુરે અવાજે વાગવા લાગ્યું.

બીનને દૂર સેરવી મૂકી પિયારા અસ્ફુટ સ્વરે મનમાં મનમાં ગણગણવા લાગી "હાય! શા માટે એવું કામ કર્યું? શા માટે એક હિંદુ ચારણીની ભવિષ્ય વાણીપર ભરોસો રાખી, દૂરાશાના ઉંડા કુવામાં ડુબી, શાહજાદાના દીલમાં અશાંતિની આગ પેટાવી? જેને મ્હારા સિવાય એક ક્ષણ પણ ચાલતું નહિ, તે શાહજાદો આજ મ્હારાથી દૂર રહેવામાંજ શાંતિ અનુભવે છે. હાય! શા માટે એ કાળ–જીભી ચારણીને મળવાની મતિ સુજી? તખ્ત ને તાજ જહાનમમાં જાઓ. મને શાહજાદાના શાંત દીલનું સુખ જોઇએ છે. વગર માગ્યે ખુદાએ મ્હને મનગમતું આપ્યું હતું. જે ન્હોતું આપ્યું ત્હેની લાલચ શા માટે લાગી? લાગી તો લાગી પરંતુ તેથી આટલું દુ:ખ કાં?"

પિયારાએ થોડીવાર પહેલાં ત્હેની બાંદી અમીરાને ખુશરૂના ભાળ વાસ્તે મોકલી હતી. પરંતુ અમીરાને સારો મહેલ ઢુંઢતાંએ ખુશરૂનો પત્તો લાગ્યો નહિં. હતું પણ તેમજ. કારણ ખુશરૂ તે વખતે માનસિંહ અને અજીજખાંનના પંજામાં હતો. પિયારાએ અમીરાને ફરી શાહજાદાની શોધમાં મોકલી. અમીરાએ ઓરડામાંથી બહાર નીકળતાંજ જોયું તો તેજ ઓટલાને દૂરને છેડે કોઇ એક જણ સ્થંભને અઢેલી, ખુલ્લા આકાશ તરફ દૃષ્ટિ કરી ઉભું છે, કંઇ વિચારે છે.

જરાક આગળ જતાં અમીરાએ અચંબો પામી જોયું કે ખુદ શાહજાદો ચાંદનીમાં આકાશ તરફ નિશ્ચય નજરે જોતો વિચારનાં વમળમાં પડી ગયો છે.

અમીરાએ પછવાડેથી આવી કહ્યું: "શાહજાદા! બાંદી તસલીમ કરે છે."

ખુશરૂની ચમક ભાંગી, ત્હેણે પાછળ ફરીને જોયું તો અમીરાને દીઠી. તે એક દીર્ઘ નિશ્વાસ નાંખી બોલ્યો: "શા ઇરાદાથી આટલી રાતે આવવું થયું અમીરા?"

અમીરા: "શાહજાદી બેગમે આપને સલામ કહાવી છે."

ખુશરૂ: "રાત્રી અરધી તો વીતી ગઇ છે. હજી ત્હારી બેગમ જાગે છે શું? શા માટે?"

અમીરા: "શા માટે? તે તો આ બાંદી જાણતી નથી. પરંતુ આપ હજુ શા માટે ઉંઘ્યા નથી જનાબેઆલી!"

ખુશરૂ પિયારાના ઓરડા ભણીજ આવતો હતો. પરંતુ વરંડાની મધ્યમાં પહોંચતાં, કંઇક વિચાર આવવાથી તે અટકી પડયો હતો. ત્હેના દીલમાં જાણે કોઈએ અવાજ આપ્યો "જતો ના ખુશરૂ! એ મોહિની પિયારા પાસે જતો ના. એ પિયારાએ તો તારા શાંત દીલમાં ચિંતાની આગ સળગાવી છે. તે હવે આગલી શાંતી ભરી સોનેરી પુતળી નથી. તે પોતાના ઝહરથી પોતે જલે છે, ત્હનેએ જલાવશે."

તેથી ખુશરૂ થાંભલાને ટેકે ઉભો રહિ ભુતકાળની યાદો તાજી કરી જતો હતો. અને વિચારતો કે સુખ-ખરૂં સુખ એકાંતમાંજ છે. સુખ-માણુસ જાતથી દૂર રહેવામાંજ છે. સુખ-સુખપૂર્ણ કુદરતના ખોળામાંજ સાંપડે તેમ છે. સુખ-ચંદ્રની ચાંદનીમાં, પંખીનાં ગાનમાં, ઝરણાનાં કલતાનમાં, સુખ-આશા અને તૃષ્ણાને દબાવવામાં કર્તવ્યના પાલનમાંજ છે. બરાબર તે જ સમયે અમીરાએ આવી હ્હેની વિચારદોરી પર કાપ મૂકયો.

વિલસી રહેતા. હ્હેના દીલનો બ્હેલાવ-બેગમ પિયારા જે ઓરડામાં વસતી તે ઓરડો હ્હેના મનથી બેહસ્તથીએ બેમૂલ હતો. છતાં હાય! આજ તે બેહસ્તનું સઘળું નુર સરી પડયું હતું. આજ આરામબાગ સ્મશાન જેવો સુનો હતો. કોણ જાણે શાથી આજ સઘળું ઉલટાઇ ગયું હતું.

આ બધી વાતનો વિચાર કરતો કરતો ખુશરૂ પિયારા બેગમના ઓરડાના બારણા પાસે આવી પહોંચ્યો. હ્હેણે બૂમ પાડી:

"પિયારાબાનુ!"

પિયારા સાંભળતાંજ ઝપાટાબંધ આવી શાહજાદાના પગોમાં પડી ગઇ. આંખમાં આંસુ લાવી મ્લાન મુખે બોલી: "મ્હને માફ કરો ખાવિંદ! હું આતશમાં ભુંજાઉં છું! આપના ચહેરા પર હાંસી નથી. દીલમાં આનંદ નથી, બોલવામાં પ્યારભરી મમતા નથી. હ્હમારાં ચશ્મોની ચોગરદમ કાળાં કુંડાળાં પડી ગયાં છે. ઓહ! આ બધું હવે મ્હારાથી સહન નથી થઇ શકતું. મને માફ કરો. પાછી જીગરમાં ભીડી લ્યો. ફરી



દર રોજ મંદિરે ભવાની સમક્ષ બેસી પુષ્પિમાં અશ્રુપુર્ણ નેત્રે કહેતી: "હજુ માતા કેટલી યંત્રણા બાકી છે?" જુઓ પૃષ્ઠ: ૬૮.

પાછા તેવાજ પ્યારભર્યા શબ્દોએ 'મારી પિયારા' કહી મને ભેટી લ્યો. જેનું રાજ્ય છે, જેનું તખ્ત છે, તે જ ભલે ભોગવો. હ્હેના પર લાલસા શાની. આપજ મ્હારે સેંકડો સલ્તનતના તાજતખ્ત જેવા છો. આપને મેળવવા ભાગ્યશાળી થઇ છું, પછી મને શાની ગરજ છે? ચાલો આપણે બંને શહેનશાહ દાદા પાસે જઇ એક નાનકડી જાગીર

શાહજાદો ચિંતાતુર મને અમીરાની પછવાડે પછવાડે જવા લાગ્યો. નદીયોનાં સંગમ સ્થળ આગળ વરસાદનાં પૂર વખતે વમળમાં સપડાયલા લાકડાંનાં ટુકડાની જે દશા થાય, તેવીજ દશા શાહજાદાના મનની અત્યારે હતી,

શાહજાદાને પિયારાનો ઓરડો વસંતના બ્હાર સમાન હતો. ત્યાં કેટલા સુંદર સરોદો! મઘમઘતી સુંગધીઓ! હાવભાવભર્યા વિલાસો

માગી લઇએ. દૂર દક્ષણ કે બંગાળમાં ચાલ્યાં જઇએ. તો કદાચ પહેલાંની શાંતિ પાછી સાંપડશે."

પિયારા શૌહરના મ્હોં સામે જોઇ રહી પસ્તાતે દીલે બોલી: "ખરૂં કહું છું કે ચારણીને જે દિવસે મળા તે દિવસથી શયતાનના પાસમાં હું ફસી ગઇ છું. એમ મને લાગ્યા કરતું હતું. શયતાનની શક્તિ સામે દિવસોથી લડતાં આજ હું ત્હેના પાસમાંથી છુટી છું. આજ ત્હેની ઈંદ્રજાળની અસર ઓછી થઇ છે. શાહજાદા! શું આ ગુનાહની માફી નહી મળશે?"

ખુશરૂએ હસીને પસ્તાવાના તાપથી બળતી પિયારાનું મુખ પકડી ચુંબન કરતાં કહ્યું: "લે આ ત્હારા ગુનાહની માફી પિયારી! તું મ્હારી પાસે ગુનેહગાર બને એ સંભવિત છે! મ્હેં ઘણી વાર વિચારી એક ઠરાવ કર્યો છે. જો તે પાર પાડી શકું તો મને લાગે છે કે માનસિંહ અને અજીજની જાળમાંથી છટકી શકું. તેમણે જાણે મને મંત્રમુગ્ધ બનાવી દીધો છે. મ્હારી ઇચ્છા છે કે આજ કે કાલ લાગ જોઇ ચાલો આપણે દાદા પાસે આગરા જતાં રહીએ. ત્યાં પહોંચ્યાં એટલે આપણને કશો ડર રહેવાનો નથી."

પિયારા મલકાઇને બોલી: "વારૂ! તેમજ કરીએ. હું પણ થોડી વાર પહેલાં એજ ઠરાવ પર આવી હતી. ખુદા ખેર કરે!"

ખુશરૂની આ વાતથી પિયારાના દીલપરથી જાણે એક મ્હોટો પત્થર સરી ગયો. દુનીઆં પાછી ત્હેને દીલારામ જણાવા લાગી. માનસિંહ અને ખાન અજીજે એટલી મહેનતે જે ઘડયું હતું તે વેળુના મહેલની પેઠે પિયારાની આંગળીના ટકોરા માત્રથી ભોંય ભેગું થઇ ગયું.

## એકવીશમો પરિચ્છેદ.

હવે આપણે નવલકથાને બાજુએ મૂકી દઇ ઇતિહાસની કથા કરીએ. તેમાંથી વાંચકો કેટલીક અપ્રસિદ્ધ ઐતિહાસિક ઘટનાઓથી વાકેફ થશે. અને હવે પછીની બીના સમજવાની પણ સરળતા થશે.

શહેનશાહ અકબર બાળપણમાં કે બુઢાપામાં સરખી રીતે વિધાતાની લીલાને અધીન હતો. ત્હેના બાળપણનાં સંકટો કરતાં બુઢાપાનાં સંકટો કંઇ ઓછાં મૂશ્કેલ ન હતાં. તે બહુજ દુ:ખદ, લાગણી ઉશ્કેરનારાં અને મર્મસ્પર્શી હતાં.

હિંદુશાસ્ત્ર કહે છે કે યૌવન, ધન સંપત્તિ, સત્તા અને અવિવેક એ ચાર એકઠાં થાય તો મહા ઉત્પાત મચાવે. અકબરશાહના વારસ સુલતાન સલીમને એ ચારે બાબતો સંપૂર્ણ રીતે આવી મળી હતી. પિતાનો હદથી વધારે લાડકવાયો, જીંદગીભર ભોગવિલાસ, હદ બહાર નિશો અને તે ઉપરાંત ખરાબ સોબત. એ સર્વે કારણોથી ત્હેનું માથું ભમી ગયું હતું.

રાજદરબારમાંના ચાર જણને સલીમ પોતાના શત્રુ તરીકે સમજતો. ત્હેમાં એ મુખ્ય માનસિંહ અને અબુલફજલ. તે બંને પણ સલીમ તરફ બેદરકારી દાખવતા. પ્રસંગ મળ્યે તે અકબરને સમજાવવાને ચૂકતા નહિ, કે સલીમનું વર્તન હિંદના ભાવી શહેનશાહને યોગ્ય નથી. સમ્રાટ બધું સમજતો. છતાં પોતાના વ્હાલા બેટાને કોઇ પણ પ્રકારની સજા કરવાને ત્હેમનું મન માનતું નહિ.

માનસિંહે ઘણીવાર બાદશાહને સલાહ આપી હતી કે "સુલતાન સલીમને ઓરીસ્સા અને બંગાળના સુબેદારની બહુ જોખમભરી પદવી આપી મોકલી દેવો. જેથી અટપટી ગુચવણોમાં પડવાથી ત્હેનું મન બંધાઇ રહે અને કદાચ તે સુધરી જાય." કહેવાની જરૂર નથી કે માનસિંહની આ મોંઘી સલાહનો અર્થ બાદશાહે ભળતોજ કર્યો હતો. ત્હેના મનમાં કંઇ વ્હેમ પડયો કે માનસિંહ, અબુલફજલ અને ખાન અજીજ સુલતાન ઉપર નાખુશ છે. એટલુંજ નહિ પરંતુ શાહજાદા ખુશરૂ તરફ પક્ષપાતી છે. સલીમ વિરૂદ્ધ કંઇપણ કહેતી વખતે તેઓ ખુશરૂના બાહોશીનાં વખાણજ મોટે ભાગે શહેનશાહના કાનપર નાખતા. આથી વ્હેમાયલો શહેનશાહ સલીમને એટલે દૂર બંગાળમાં મોકલવાને ઇચ્છતો ન હતો. સમય જતાં માનસિંહ અને અબુલફજલની એ વાત સુલતાન સલીમને કાને પહોંચી.

માનસિંહની મોટાઇ અકબરના આશ્રયથી હતી. તેમ અકબરની શહેનશાહત માનસિંહને આભારી હતી. માનસિંહની શક્તિ, સાહસ અને સામર્થ્ય સર્વ તેના જાણવામાં હતાં. માન-

સિંહ સુલતાન સલીમનો નિકટનો સંબંધી અને રાજ્યનો એક મુખ્ય સેનાપતિ હતો. છતાં સલીમ અને માનસિંહ વચ્ચે જબરી મતફેરી હતી. તે પણ ત્હેની જાણ બહાર ન હતું. આથી બંગાળમાં પઠાણોનો બળવો થતાં શહેનશાહે માનસિંહનેજ ત્યાં મોકલાવી આપ્યો. જ્યારે પોતે દક્ષિણમાં ચઢાઇ કરી ત્યારે સલીમને અજમેરની સુબેદારી સોંપી રાજપુતાના ઉપર દેખરેખનું કામ સોંપ્યું અને તેમ કરીને ત્હેણે માનસિંહની ચતુરાઇ ધૂળમાં મેળવી.

'માણસ માત્ર ભુલને પાત્ર' પછી શહેનશાહ હો કે સાધારણ હો. શહેનશાહે સલીમને બંગાળમાં નહિ મોકલતાં અજમેરની સુબેદારી આપી એક મહાન ભૂલ કરી. ત્હેણે ધાર્યું હતું કે મ્હારાણા પ્રતાપના ઉતરાધિકારી રાણા અમરસિંહને વશ કર્યેથી સલીમની રણ કુશળતા, કષ્ટસહિષ્ણુતા, કસોટીએ ચઢશે. તેમજ સમયના અભાવે વિલાસિતા પણ ઓછી થશે. અને વિજયથી ત્હેની કીર્તિમાં વધારો થશે. એ રણકુશળ દૂર્જય રાજપુતોને ઝેર કરવામાં જે ગૌરવ હતું, તે મેળવવાનો પુત્રને પ્રસંગ આપવાની ખાતર અકબરશાહે એ ગોઠવણ કરી હતી. પરંતુ તે ત્હેની ભૂલભરેલી ધારણા તદ્દન ધૂળ મળી હતી.

પિતાની આજ્ઞા નહિ ઓળંગી શકવાથી કમને સલીમે અજમેરની સુબેદારી સ્વીકારી. અરવલ્લીના પ્રિય પુત્રો રણશુર રાજપુતો માટે યુદ્ધ કરવું એ અગ્નિ સાથે ખેલ કરવા સમાન હતું. એ અગ્નિ હોલવાઇ જવાનો સંભવ બહુ દૂર હતો. રાજપુતાના ચિર વિગ્રહનો અંત લાવવાને લાંબા સમયની, અખુટ ધીરજની, અત્યંત ધનની, અને અસંખ્ય સૈન્યની જરૂર હતી. એમ જણાવી સલીમે બાપ પાસે બહાનાં કાઢવા માંડયાં. વધારે પૈસા માગવા લાગ્યો. વધારે લશકરની જરૂરીયાત જણાવવા લાગ્યો. શહેનશાહે ત્હેની સર્વે માગણી પૂર્ણ કરી. આથી સલીમ ધન અને સૈન્ય બંનેથી બળવાન બન્યો. આમ સલીમને સમજવામાં અકબરે બીજી ભૂલ કરી હતી.

ખટપટીઆ હજુરીઆઓએ આ વખતે સલીમના મનમાં બાપ સામે બળવો કરવાનાં બીજ રોપ્યાં. તેઓએ સલીમને સમજાવ્યું કે શહેનશાહતનું મુખ્ય લશ્કર હમણા બંગાળ અને દક્ષિણ જેટલે દૂર છે. એટલે સાધારણ મહેનતથીજ તે ત્હેના પિતાના હાથમાંથી ઉત્તર હિંદની અર્ધી સત્તા છીનવી લઇ શકે તેમ છે. ત્હેની આ વાત સલીમના મનમાંએ ઠસી. અને એ અશુભ મુહૂર્તે વિષવૃક્ષનાં બીજ રોપાયાં. ત્યારે શહેનશાહ બહુ દૂર દખણના યુદ્ધમાં દપટાયો હતો.

વખત નહિ ગુમાવતાં સુલતાન સલીમ અજમેરથી આગરા તરફ જવા લાગ્યો. બાદશાહની ગેરહાજરીનો લાભ લઇ આગરાનો શાહી ખજાનો હાથ કરવાની ત્હેની આંતરિક ઇચ્છા હતી. પરંતુ ત્હેની એ ઇચ્છા સફળ થઇ નહિ. આગરાના કિલ્લાના રક્ષણ માટે પાછળ જોઇતું લશ્કર હતું. અકબરે એક યોગ્ય અધિકારીના હાથમાં શહેરને ખજાનાના રક્ષણનું કાર્ય સોંપ્યું હતું. તે જાણવા છતાં સુલતાન લશ્કર સહિત જમના નદી ઉતર્યો.

સુલતાન લશ્કર લઇ આવે છે જાણી કિલ્લેદાર કુલિજખાને કિલ્લામાંથી બહાર આવી સલીમને સનમાન આપ્યું. ત્હેણે સુલતાનને સમજાવ્યું કે આગરાના શાહીખજાનામાં એવું કંઇ નથી કે જેની ખાતર સુલતાન પોતાના લશ્કરનો ભોગ આપે. જો શક્તિ અને જરતું જોર મેળવવાનીજ ત્હેની ઇચ્છા હોય તો ત્હેણે અલાહાબાદનો કિલ્લો હાથ કરવો. વળી બિહાર અને અયોધ્યાના પ્રાંતો રક્ષણ વિનાના છે. તેથી તે પણ સહજ હસ્તગત થઇ શકશે. વળી શહેનશાહે કહાવ્યું છે કે દખણની જીત કરી અસંખ્ય લશ્કર લઇ તે પાછા આગરા તરફ ફર્યા છે. એવે વખતે દુશ્મન રૂપે આગરામાં રહેવું એ સુલતાનને માટે ભય રહિત અને બંધબેસતું થઇ પડશે નહિ.

કિલ્લેદાર કુલિજખાનને સલીમ સારી રીતે પિછાણતો હતો. તેના બાહુબળથી એ અજાણ્યો ન હતો. વળી તે ત્હેને મિત્ર પક્ષનો સમજતો. આથી તેની ઉપલી સલાહ યોગ્ય સમજી ત્હેણે અલાહાબાદનો રસ્તો લીધો. અયોધ્યા અને બિહારનો ઘણો ભાગ પણ ત્હેને હાથ આવ્યો. અલાહાબાદના કિલ્લા ઉપર ત્હેના નામની ધ્વજાપતાકા ઉડવા લાગી. અને ત્હેણે પોતાના નામના સિક્કા પડાવી, આડી સલાહથી તે ત્હેણે શહેનશાહને ભેટ મોકલ્યા.

આ વખતે દખણ જીતીને શહેનશાહના વિજયી લશ્કરે આગરાનો રસ્તો લીધો હતો. સલીમના નામના સિક્કાઓ ત્હેને રસ્તામાંજ હાથ આવ્યા, કે જે ત્હેના વિશ્વાસઘાતી પુત્રની બેવફાઇના ઉઘાડા પુરાવા હતા.

સમ્રાટ ગુસ્સાથી બળી ઉઠ્યો. એક હિંદમાં બે શહેનશાહો હોઇ શકે નહિ. એક મ્યાનમાં બે તલવારો કદી કોઇએ જોઇ છે? બળવાખોર બેટાને સજા કરવા બાપે લશ્કર સહિત અલાહાબાદ જવાનો વિચાર કર્યો ખરો. પરંતુ ત્હેના જીગરમાં પાછો પુત્ર સ્નેહ ઉભરાઇ આવ્યો. ત્હેણે પુત્રને તિરસ્કારયુક્ત પત્ર લખ્યો:

"સલીમ! ત્હારી કેટલી શક્તિ? કે તું હિંદના માલિક ત્હારા વાલીદ શહેનશાહ અકબરની સામે થવાને હિંમત કરે છે? તેં જે કર્યું છે, તે માત્ર બાળકની બાલીશતા સિવાય કંઇ નથી. ત્હારા મહોબ્બતી બાબાની નજરે તે માફીને લાયક છે. ત્હારા બદ સલાહકારોને આ પત્ર વાંચી અલગ કરી દે. હજીએ ત્હારી શુદ્ધિ બુદ્ધિને ઠેકાણે લાવ. હવે કેટલા દિવસો હું કાઢવાનો છું સલીમ! તખ્ત તો પછી ત્હારૂંજ છે. છતાં આવી કુબુદ્ધિ કેમ? હજીએ મ્હારૂં પ્યારભર્યું દીલ ત્હને માફ કરી ભેટવાને તલસે છે. મ્હારા મ્યાનમાંની સમશેર કદી ત્હારી સામે ખેંચાશે નહિ. જો ત્હારાં આવાં બેવફાઇનાં નીચ કાર્યથી ત્હને ભૂલ સમજાતી હોય, તો આ પત્ર મળતાંજ આગરા ચાલ્યો આવજે."

પિતાનો આવો પત્ર મળતાંજ સલીમ બહુજ પસ્તાયો. ત્હેના મનમાં પણ ઘણી હિંમત આવી. ત્હેણે વિચાર્યું કે ઉદાર દીલ બાબા રહમ લાવી મને માફ કરશેજ. વળી બાબા આ દુનીયામાં ક્યાં સદાએ રહેવાના છે? તેની કજા પછી તો તખ્ત મ્હારૂંજ છે. હું કમનસીબ છોરૂ છું. મોગલ ખાનદાનની એબ છું, નહિ તો આવા દિલાવર રહમ જીગર બાબા સામે બેવફાઇ કરત?

સલીમના કમબખ્ત બદ સલાહકારોને કાને સલીમની વફાદારીની વાત પહોંચી. જ્યાં સુધી શાહજાદો ત્હેની બદ સલાહનું હથીયાર બની રહે ત્યાં સુધી બાદશાહી તેઓના બાપનીજ હતી. આથી તે બદ સલાહકારોએ સુલતાનને સમજાવ્યું કે "એ કામ કરવા જેવું નથી હજુર! કોઇપણ બેવફાઇ કરનારને અકબરશાહે કદી માફી આપી નથી. આપ પણ જો તેમને મળવા જશો તો જરૂર બંદીવાન થશો. તખ્ત આપના બેટા ખુશરૂનેજ મળશે. તોપણ જો આપની તાબે થવાનીજ મરજી હોય તો, સાથે બળવાન લશ્કર વિના જવું સહીસલામત નથી. અમે તો આપના ગુલામના ગુલામ છીએ, આપને સલાહ આપવા જેટલી અક્કલ અમારામાં નથી. તો પણ જાણી બુજી નિમકહરામ અમે નહિ થઇએ."

અસ્થિર મનનો, ખુશામદ પ્રિય, ભ્રમમાં પડેલો સુલતાન સલીમ એ સલાહ પણ માની ગયો. અલાહાબાદથી સંખ્યાબંધ લશ્કર લઇ તે ઇટાવા સુધી આવી પહોંચ્યો. શહેનશાહને સમાચાર મળ્યા, કે અસંખ્ય લશ્કર લઇ સલીમ ત્હેની ભેટ લેવા આવે છે. તેણે વખત નહિ ખોતાં સલીમને લખી જણાવ્યું કે "ચુઘતાઇ ખાનદાનનો કોઇ પણ શાહજાદો હજી સુધી એટલા લશ્કર સાથે શહેનશાહની મુલાકાતે આવ્યો નથી. તો સાધારણ અંગ રક્ષકો અને બે ચાર હજુરીઆજ માત્ર સાથે લઇ તેણે આગરા આવવું. એ રીતે ત્હને આવતાં ગડભાંગ થતી હોય તો હમણાં અલાહાબાદ છોડી આ તરફ આવવાની કાંઈ જરૂર નથી."

આ પત્ર વાંચી સુલતાને અંતીમ સહીસલામતીનો રસ્તોજ પસંદ કર્યો અને સાથે સાથે ત્હેની બાળકબુદ્ધિને માટે દીલગીરી દર્શાવી માફી ચાહતો પત્ર પણ લખી દીધો.

પસ્તાવો અને તાબેદારીના સ્વીકારનાં સુફળ ફળ્યાં, શહેનશાહે ત્હેના ઉત્તરમાં ત્હેને બંગાળ અને ઓરીસ્સાની સુબેદારીની સનદ મોકલાવી દીધી. ગુનાહની માફી, અને અંધારી કોટડીને બદલે બે દેશોની સુબેદારીનો લાભ મેળવી સલીમે બાબાના ઉદાર દીલની ખાત્રી મેળવી. થોડા દિવસોને માટે પિતા પુત્ર વચ્ચે પાછો પ્યાર પ્રસર્યો.

પરંતુ સલીમના સલાહકારો કંઇ હાથ પગ જોડી બેસી ન્હોતા રહ્યા. તેમાંનો એક અબુલફજલને હાથે ભયંકર સજા પામી સલીમની છાયા તળે છુપાયો હતો. કમનસીબે તે બદમાશની સલાહ ઉપર સલીમને સૌથી વધારે વિશ્વાસ હતો. ત્હેણે ત્હેને સમજાવ્યું કે માનસિંહ બહુ દૂર બંગાળમાં બળવો સમાવવા ગયો છે. ને તે હમણાં પાછો ફરવાનો સંભવ નથી. વળી તે કંઇ શહેનશાહનો વિશ્વાસુ મિત્ર નથી. એ તો માત્ર ત્હેના ફરમાનનો તાબેદાર માત્ર છે. હવે માત્ર રહ્યો અબુલફજલ, પરંતુ એજ ખરો બાદશાહને દોરવનારો છે. જો આ વખતે અબુલફજલનું કાસળ દુનીયામાંથી કાઢી નંખાય તો આપણું અરધું કામ તો ફતેહ થયુંજ ગણાય. આપણને હમણાંજ ખબર મળી છે, કે શહેનશાહે ત્હેને દક્ષિણમાં બોલાવ્યો છે. કદાચ આગરાનું તખ્ત કોને આપવુ

એ નિર્ણય માટેજ ત્હેને બોલાવ્યો હોય. ગમે તે રીતે પણ ત્હેનો ઘાટ ઘડી નાખવો જોઇએ. આ વખતે રસ્તામાંજ 'ત્હેનો ઘડો લાડવો' કરી નાખ્યો હોય તો લોકો જાણશે કે કોઇ દુશ્મનોએ તે કામ કર્યું હશે.

આ સલાહ સલીમને પણ ઠીક ગમી ગઇ. ત્હેના મનમાં પહેલેથીજ એ વિશ્વાસ જડ થઇ બેઠો હતો કે શહેનશાહનો એ માનીતો મિત્ર પોતાનો મોટો શત્રુ છે. અને ખુશરૂને તખ્ત અપાવવાના કાવતરાંનો તે પણ એક પ્રધાન નેતા છે. એટલુંજ નહિ પણ મહારાજ માનસિંહના જમણા હાથ જેવો છે. માટે ત્હેનું કાસળ કાઢવાથી એક મોટી સરળતા થઇ જાય. પરંતુ અબુલફજલ અકબરનો ખાસ મિત્ર, મુખ્ય સેનાપતિઓમાંનો એક અને પ્રસિદ્ધ ઉમરાવો પૈકીનો હતો એટલે ત્હેનું ખૂન કરતાં ખૂબ સંભાળ લેવી જોઇએ.

શયતાને સલીમના દીલમાં રાક્ષસી શક્તિ ઉમેરી આપી. અદબ, કાયદો, ફરજ, ઇન્સાફ સર્વ કંઇ ભૂલી ત્હેણે પોતાના ભાઇબંધ બુંદેલરાજ વીર-સિંહ મારફતે અબુલફજલનો ઘાટ ઘડાવી નાંખ્યો. અને વખતસર ત્હેનું કાપેલું સર અલાહાબાદ આવી પહોંચ્યું.

આગરાના શાહીદરબારમાં અબુલફજલના મરણના સમાચાર પહોંચતાંજ અમીર ઉમરાવો જડભરત જેવા બની ગયા. કોઇ મોગલ સમ્રાટને તે ખબર આપવાનું સાહસ કરી શકયા નહિ.

મુખ્ય મુખ્ય ઉમરાવોએ બાદશાહને કાને તે વાત પહોંચાડવાને એક નવોજ રસ્તો લીધો. મોગલ ખાનદાનના કોઇ શાહજાદાના મરણ સમાચાર શહેનશાહને જણાવવાની જરૂર પડે ત્યારે મરણ પામેલાના વકીલને જમણે હાથે મણિબંધ ઉપર એક રેશમી રૂમાલ બાંધી ત્હેને સમ્રાટ સમક્ષ રજુ કરવામાં આવતો. આ વખતે અબુલફજલના મરણ સમાચાર જણાવવાને પણ એજ રસ્તાનું અવલંબન કરવામાં આવ્યું. અબુલફજલના વકીલને એ હાલતમાં હાજર થયેલો જોઇ શહેનશાહના સમજવામાં સર્વ હકીકત આવી ગઇ.

કેટલાક દિવસો સુધી પોતાના પ્યારા દોસ્તની ગમીમાં અકબરશાહ બહાવરો બની ગયો. શોક અને દુઃખમાં સમાન રહેનાર શહેનશાહની આંખોમાં કોઇએ કદી આંસુઓ જોયાં નહતાં. આ વખતે માત્ર તે અપવાદ સૌના જોવામાં આવ્યો. જયારે રાજદુત અસદખાન અબુલફજલનો મરણ હેવાલ તેજસ્વી વાણીમાં બાદશાહને જાહેર કરતો હતો, ત્યારે અકબરશાહે એક મોટી હાય મારતાં કહ્યું કે: "હાય સલીમ! તખ્તને માટે ત્હને આટલી બધી તલબ હતી, તો ત્હેં મ્હને શા માટે ન મારી નાખ્યો? તેમ કરત તો સહજે ત્હારો માર્ગ મોકળો થાત."

અબુલફજલના અકાળ મોતથી બાદશાહ સલીમપર અતિશય ગુસ્સે થયો. અને ગુસ્સાના આવેશમાં કંઇ ભયંકર બનાવ બની જશે, એમ જાણી મહેલની એક અતિ માનનીય બેગમ પિતાપુત્રના કલહમાં વચ્ચે પુરાઇ. તે સુલતાના સલીમા બેગમ પોતેજ. અકબરશાહની માનીતી બીબીઓમાંની એક સુલતાન સલીમની અંમાના મોત પછી ત્હેણેજ એ જગા સંભાળી લીધી હતી.

સુલતાનાની સમજાવટથી બાપ બેટા વચ્ચે પાછો મેળ થયો. અકબર પુત્ર પ્રત્યે એટલી બધી મમતાથી પાછો વરતવા લાગ્યો, કે કોઇને પણ અનુમાન સુદ્ધાં કરવાનું કારણ ન મળે કે થોડા વખત પહેલાં બાપ બેટા વચ્ચે એટલી ખટપટ જાગી હશે.

લડાઇના કામમાં રોકાયલો રાખવાથી પુત્ર બદ સલાહકારોના ફાંસામાંથી છુટશે એમ જાણી અકબરે ફરી સલીમને ઉદેપુરના રાણા સામેની લડાઇમાં જોડાવાને ફરમાવ્યું. એશઆરામમાં પડેલા શાહજાદાએ પહેલાંની પેઠેજ આ વખતે પણ અનેક બ્હાનાં કાઢયાં. અકબરે કંટાળીને ત્હેને પાછા અલાહાબાદ આવવાની છુટ આપી. સલીમ અલાહાબાદ આવી પાછો સંપૂર્ણ સ્વતંત્ર બન્યો. બદ સલાહકારો પાછા તેની ચોતરફ વીંટળાઇ વળ્યા. ઉપરાંત સીરાજી અને અફીણનો વ્યવહાર પણ હદબહાર વધી પડયો. દિવસે દિવસે સલીમ બદીના ગારમાં ગબડતોજ ચાલ્યો. ત્હેની સઘળી બાતમી ગુપ્તચરો મારફત શહેનશાહને મળવા લાગી.

બુઢાપાથી જર્જરીત, શોક દુઃખ પીડિત સમ્રાટે જોયું કે કેવળ ઠપકાથી સલીમની શુદ્ધ ઠેકાણે આવવાની નથી. પ્યારના પડતળે ગુસ્સાને દબાવી રાખવાથી ત્હેનો વારસ વધારેજ બગડતો જાય છે. એવામાં ગુપ્તચરે આવી કોઇ એવી બાતમી આપી કે હવે લશ્કર લઇ એ ઉદ્ધત પુત્રને સજા કરવા સિવાય અકબરને છુટકો ન રહ્યો.

બીજો કંઇ ઉપાય નહિ હોવાથી સમ્રાટે બેવફા બેટાને સજા કરવા અલાહબાદનો રસ્તો

લીધો. અસંખ્ય લશ્કર લઇ જમના ઉતરી કેટલેક આગળ જતાં, શહેનશાહને પાછળથી સમાચાર મળ્યા કે હેની અંમા હુમીદાબેગમ મરણ પથારીએ છે.

અકબરશાહ મોટો માતૃભક્ત હતો. જેનું ધાવણ ધાવીને આજ તે સત્તાધારી સમ્રાટ બન્યો છે, તે જ માતાની અંતિમ ઘડીઓ ગણાતી હતી. અકબર તરતજ અલાહાબાદ જવાનું માંડી વાળી આગરા તરફ પાછો ફર્યો. પરંતુ કોઇપણ ઉપાયે તે પોતાની અંમાને આરામ કરી શકયો નહિ. ન્હાના બાળકની પેઠે આંસું પાડતાં પાડતાં માતાના પવિત્ર શબની અવલમંજલમાં ઉઘાડે પગે, ખુલ્લે માથે તેને પોતાને ખાંધે લઇ કબરસ્તાન તરફ કુચ કરી. અસંખ્ય અમીર ઉમરાવોએ એજ હાલતમાં પાછળ પાછળ જવા માંડયું. કીડીઓની હારોની પેઠે અસંખ્ય લશ્કરીઓએ આગરાના રસ્તાની બંને બાજુએ ઉભા રહી હથીયાર નમાવી મૃત શબને માન આપ્યું. પછીથી તે સઘળાએ દિલ્હીમાં હુમાયુની કબરનો રસ્તો લીધો. યોગ્ય સમયમાં સમ્રાટ માતાના દેહની છેલ્લી વ્યવસ્થા કરી આગરે પાછો આવ્યો. સઘળા દરબારીઓએ શોકનાં ચિન્હો ધારણ કર્યાં. દરરોજની દરબાર અને રાજકાજ બંધ થઈ ગયાં. શહેનશાહે સઘળા મોજશોખનાં સાધનો તરછોડી શોકમાં દિવસો ગાળવા માંડયા. સલીમની બેવફાઇનો બદલો આપવાની વાત હમણાં તો હેના દીલમાંથી વિદાય થઇ ગઇ.

હેના બેવફા બેટા સલીમે અમ્માના મોતની અને બાબાના શોકની વાત અલાહાબાદમાં સાંભળી ત્યારે હેની ઉદ્ધતાઇનો બંધ તુટયો, અને શોકનો પ્રબળ પ્રવાહ પુર આવેલી નદીની પેઠે સઘળાંને ઘસડતો ધકેલતો વહેવા લાગ્યો. હેમાં શયતાનીયતની સઘળી સત્તા ઉખડીને ઘસડાઇ જતા ઝાડની પેઠે ઘસડાઇ ગઇ. દાદીમાના અથાગ પ્યારનું પોતે પાત્ર હતો.

નસીબે જે બનવાનું હોય તે બનો એમ ધારી સુલતાન સલીમ આગરે આવી પહોંચ્યો. બાબાને ભેટી હેના પગોમાં પડી માફી ચાહી. દાદીમાના અવસાનનાં અશ્રુ ગાળી હેણે છાતી ભીંજવી દીધી. તે અશ્રુ પ્રવાહમાં શહેનશાહનો સઘળો ગુસ્સો તણાઇ ગયો. એમ દૈવી ઘટનાથી ફરી પિતાપુત્ર રડી મળ્યા. જ્યારે માણસોને દુ:ખના દિવસો આવે છે, ત્યારે કોઇ હેનાં આંસુને અટકાવી શકતું નથી. સારા હિંદનો શહેનશાહ તો આ દુનીયાનો માત્ર રાજા હતો. હેની ઉપર સકળ બ્રહ્માંડનો રાજાનોએ રાજા તો બીજો હતો. અકબરના ગૌરવના, અભિમાનનાં, આનંદના દિવસો હવે પુરા થયા હતા. ગાદીવારસ શાહજાદાની ઉદ્ધતાઇ, સહોદર જેવા અબુલફજલનું અકાળ મરણ, અને ઉપર માતાનો દુ:ખદ વિયોગ એ સૌ સાથે હેના વ્હાલા બેટા દાનીયાલનો મૃત્યુઘંટ પણ વાગી ચૂકયો.

પત્થર જેવી છાતી પણ ફાટી જાય એવો એ પ્રસંગ હતો. ચોતરફથી દુ:ખદ બનાવોએ અકબરશાહનું હૃદય તુટી ગયું. મુરાદ ગયો, દાનીયાલ ગયો, રહ્યો માત્ર સલીમ ! આથી સમ્રાટનો સોળે સોળ આના પુત્રસ્નેહ અનાયાસે હેના પરજ ઢળ્યો.

આ બધા કમનસીબ બનાવો પછી એક બીજો એવો બનાવ બની ગયો કે હેનાં પરિણામે શહેનશાહ અકબર ખખળેલે દેહે, તુટેલે હૃદયે રોગની પથારી પર પડયો. આ શો બનાવ હતો તે હવે પછીના પરિચ્છેદમાં વાંચકો સમજશે.

## બાવીશમો પરિચ્છેદ.

એક પછી એક કમનસીબીની કડીઓમાં અમળાઇ અકબરે પોતાના ચિત્તની સમાનતા ગુમાવી. આથી હેના અંતિમ દિવસોમાં તે કેટલાક ખ્યાલોને વશ થઇ ગયો હતો. એક દિવસે એવા ખ્યાલને તાબે થઇ હેણે ફરમાવ્યું કે: "હાથીની સાઠમારી જોવી છે. માટે હેની ગોઠવણ કરો. ફકત શાહજાદાના હાથીઓજ સાઠમારીમાં ઉતરશે."

હાથીની કુસ્તી, વાઘની કુસ્તી, ચીડીયાંની કુસ્તી વગેરે અકબરના આનંદનાં માનીતાં સાધનો મનાતાં.

સંજોગોના બળથી એ સમયે શાહજાદો ખુશરૂ પિયારાને લઇ આગરામાં આવી પહોંચ્યો. ખુશરૂનો એક સાઠમારીનો હાથી હતો હેનું નામ હતું 'ચંચળ.' સુલતાન સલીમને પણ એક મહા બળવાન હાથી હતો તેનું નામ હતું 'જીરામ્બર.'

અકબર પોતાના ખ્યાલને સંતોષવાનો નિર્દોષ આનંદ કરવા જતાં ઉલટી એક મહાન ભૂલ કરી બેઠો. હેના ફરમાન મુજબ ખુશરૂ અને સલીમના હાથીઓની સાઠમારી કરી.

હાથીની સાઠમારી એ એક અતિ ભયાનક રમત છે. અંકુશના મારથી વિફરેલા મત્ત

હાથીઓ છેક ચટી ગયા પછી કોઇ આશરો રહેતો નથી. જે વધારે બળવાન તે હેના હરિફને મારેજ છુટકો કરે છે. એ સાઠમારીના હાથીઓ ખાસ તૈયાર કરેલા કુસ્તીબાજ રણ કુશળ હોય છે. અને તેની કિંમત પણ તેટલીજ વધારે હોય છે.

હાથીની સાઠમારીનો એવો નિયમ હોય છે કે એક ત્રીજો હાથી એ યુદ્ધભૂમિ ઉપર હાજર રહે છે. જ્યારે વિજેતા હાથી પોતાના હરીફના જીવપર આવે છે ત્યારે પેલો ત્રીજો હાથી વચ્ચે પડી હેને છુટ્ટા પાડે છે. એ વચ્ચેના તટસ્થ હાથીને 'તબન્ચા' નામ આપવામાં આવે છે. એક વિશાળ ચોગાન ચોતરફ ભીંતથી ઘેરી લીધેલું હતું. હેની ઉત્તર બાજુએ કેટલાંક લાલ સંગેમરમરનાં આસનો બેસવાને બનાવેલાં હતાં. આસનો ઉપર સૂવર્ણ જડીત ચંદરવાઓ હતા. યોગ્ય વખતે તેમાનાં એક ચંદરવા તળે શહેનશાહ અને હેની બાજુમાં નાના શાહજાદા ખુર્રમે (પાછળથી શાહજહાન) પોતાની જગા લીધી. સમ્રાટની ડાબી અને જમણી બાજુએ અમીર ઉમરાવોની બેઠકો ગોઠવાઇ હતી.

સમ્રાટનું ફરમાન થતાં લડાઇ શરૂ થઇ. સુલતાન સલીમનો 'જીરામ્બર' મહા બળવાન હાથી હતો. પહેલાં જણાવ્યા પ્રમાણે હેનો હરિફ હતો 'ચંચલ.' 'જીરામ્બરે' જબર વેગથી 'ચંચલ' પર હુમલો કર્યો. મદોન્મત્ત ગજરાજોની ગર્જનાથી રણભૂમિ કંપી ઊઠી. કોણ હારશે અને કોણ જીતશે એજ વાતો સૌને મ્હોંએ ચાલી રહી હતી. 'ચંચળ'ની હાલત કફોડી થવાથી ખુશરૂ ઘોડો કુદાવી પોતાના હાથી પાસે જઇ પહોંચ્યો. આ વખતે શાહી 'તબન્ચા'ને લડાઇ અટકાવવા ખાતર વચ્ચે નાખવાનું ફરમાન છુટયું.

માહવતની ઇશારત પ્રમાણે 'તબન્ચા' બંને લડતા હાથીઓ વચ્ચે પેઠો. અને બંનેને છુટા પાડવા બળપૂર્વક ધસ્યો. એ વખતે સલીમ તરફના માણસોએ 'તબન્ચા' ઉપર પત્થરો ફેંકયા. સલીમના મનની પણ એવી ઇચ્છા ન હતી કે પોતાનો હાથી હારી જાય, અને ખુશરૂનો હાથી વિજયી થાય.

અકબરે રંગભૂમિ ઉપરથી સઘળી હીલચાલ જોઇ. ઘણોજ નાખુશ થયો. સઘળી તરેહની લડાઇઓને કંઇ ને કંઇ બાંધેલા નિયમો હોય છે. તેમજ આ સાઠમારી માટે પણ નિયમો હતા. સલીમના માણસોએ 'તબન્ચા' તરફ પત્થરો ફેંકયા એ ગેરકાયદેસર હતું. શહેનશાહે શાહજાદા ખુર્રમને કહ્યું: "તું નીચે જા. અને હારા બાબાને કહે કે તે એ બેઆઇન કામ કરે છે." ખુર્રમે દાદાના ફરમાવ્યા પ્રમાણે મેદાનમાં આવી ઘોડેસ્વાર બાબાને જણાવ્યું કે "શહેનશાહ આ પ્રમાણે 'તબન્ચા' તરફ પત્થરો ફેંકવાથી બહુજ નાખુશ થયા છે." સલીમે પુત્રને કહી દીધું કે "જા હારા દાદાને કહી દે કે મેં કંઇ મ્હારાં માણસોને તેમ કરવા ફરમાવ્યું ન હતું. એ તો ખુશરૂનાં માણસોએજ પત્થરો ફેંકી ગોલમાલ કરી છે."

હજુએ રણોન્મત્ત હાથીઓ લોહીથી ખરડાયલા એક બીજાપર ભયંકર રીતે આક્રમણ કરતા હતા. 'તબન્ચાની' મહેનત ફોકટ જવાથી ઘાસ સળગાવી બંને જાનવરોને જુદાં પાડવાની ગોઠવણ થઇ. પરંતુ એથીએ જુદા ન પડયા. 'ચંચળ' અને 'તબન્ચા' એ માર અને આગની બીકે રણભંગ કરી ઉતાવળે જમનામાં ઝંપલાવ્યું.

જુવાનીના જોરમા મત્ત ખુશરૂ પોતાના વ્હાલા હાથીની આવી હાલત જોઇ જાહેર રંગભૂમિ સમક્ષ બાબા સાથે ઘણી તોછડાઇથી ચડભડી પડયો. ઉપરથી શહેનશાહે પોતે ખુશરૂની તોછડાઇ પોતાને કાને સાંભળી. નાખુશ દીલે પોતાની બેઠક છોડી. હાથીની સાઠમારીને પરિણામે કૌટુંબિક સાઠમારી જામી. આવેશની આગ ભડકી ઉઠી.

## ત્રેવિશમો પરિચ્છેદ.

વિવિધ વાર્તા પ્રવાહમાં આપણને કંઇ પૂર્ણિમા કે દુર્જય સંબંધી હકીકત જાણવાનો અવકાશ મળ્યો નથી.

રાજા માનસિંહે દુર્જયનાં કેદખાનાનાં કષ્ટો ઓછાં કરવાની સગવડ કરી આપી હતી. પરંતુ બે માસ વીતી જવા છતાં હજુ હેના છુટકારાની કંઇજ સગવડ કરી ન હતી. અને તે એમજ આગરા ચાલ્યો ગયો હતો. પૂર્ણિમાને ફરી કંઇ વાત કહાડવાનો પ્રસંગ મળ્યો નહિં હતો.

સુખની આશા પ્રત્યાશાની રાહ જોતાં દુનીયાંમાં સૌ દિવસો ગણતાં કાળ વીતાડે છે. હેમાંથી કેટલાંની આશા પૂર્ણ થાય છે? પૂર્ણિમા દુર્જયના છુટકારાની આશામાં ને આશામાં પોતાનો દુ:ખદ સમય ગાળતી હતી. વચ્ચે વચ્ચે તે કારાગૃહમાં હેને મળી પણ આવતી હતી.

દરરોજ સંધ્યાકાળે આરતી સમયે માનસિંહે નવીન સ્થાપેલી કાલી મૂર્તિને મંદિરે ભવાની સમક્ષ બેસી પૂર્ણિમા અશ્રુપૂર્ણ નેત્રે આર્દ્રસ્વરે કહેતી: "હજુ માતા કેટલી યંત્રણા બાકી છે? મ્હારા મનની આશા પૂરો મા! હવે આમ રડતાં દિવસો વીતતા નથી, વિચારમાં વખત જતો નથી, હવે વધારે ઉસાસા નિસાસા નાખી જીવાશે નહિ. સ્ત્રી જન્મ આપ્યો તો સ્વામી સુખથી વંચિત શા માટે રાખી મા? તુંજ જન્મદાત્રી મા ભવાની છે, હું ત્હારી દુઃખી બાલકી છું, એટલો ઉપકાર કર મા! મ્હારી યાદદાસ્તને ભુંસી નાખ જેથી બધી ગઇ ગુજરી ભુલી જાઉં!"

અંબર શહેરથી રતનગઢ બે કોશથી ઓછું ન હતું. તે દરરોજ એટલે જા આવ કરી શકતી નહિ. વિયોગ વિધૂરા અસહિષ્ણુ પૂર્ણિમા એક દહાડો પાછલી વેળના રતનગઢ ગઇ. ત્યાં જઇ ત્હેણે સાંભળ્યુ કે દુર્જય કારાવાસમાંથી નાસી ગયો છે.

પૂર્ણિમા વાત સાંભળી માથે હાથ દઇ બેસી ગઇ. પછી કારાગૃહના દારોગાને અનેક વિનંતિ કરી તે ઓરડામાં ગઇ. જોયું તો "પાંજરૂ ખાલી, પંખી ઉડી ગયું છે." પરંતુ ત્હેના મનમાં વ્હેમ પડયો કે દુર્જય નાસી જાય નહિ. નકકી માનસિંહે ત્હેને આ દુનીયાંમાંથી દૂર કરી દીધો હશે. કારણ દુર્જય સલીમ વિરૂદ્ધનાં સઘળાં કાવતરાં જાણતો હતો. માનસિંહના ગુપ્ત પત્રોનો લાવ લઇજા કરનારો તે જ હતો. ગુફામાં ખુશરૂનું ખૂન કરવાનું બ્હાનું તો માત્ર બહારનો દેખાવ હતો.

પૂર્ણિમા તે ન્હાનકડા કિલ્લામાં એક એકાંત સ્થાને ઉભી રહી કંઇ કંઇ તરંગો કરવા લાગી. વાયુથી ડોલતી મંજરીની પેઠે ત્હેનું મન વિચારવમળમાં ઝોકાં ખાતું હતું, તે ઘડીક વિચારે,–દુર્જય લાંબો વખત પરવરસી નહિ ભોગવી શકવાથી નક્કી નાસી ગયો હશે. વળી વિચારે, નહિ એવી કાયરતા તે વીર પુરૂષ કરે નહિ. માનસિંહે નક્કી ત્હેનો ઘાટ ઘડાવી નાખ્યો હોવો જોઇએ.

તે ઘાંટો કહાડી વ્યાકુળ કંઠે બૂમ પાડી ઉઠી: "કયાં છો વ્હાલા દુર્જય? મ્હારા જીવન ધ્રુવ, પ્રાણના આધાર, લોચનના વિશ્રામ કયાં છો? ખરેખર શું વિષથી આપના શરીરનો અંત આવ્યો છે? આપનો અશરીરી આત્મા શું કોઇ ઇશારત દ્વારા આપના ખૂનીનું નામ નિશાન બતાવી ન શકે?"

એજ વખતે કોઇ ત્હેની પછવાડેથી જાણે બોલ્યું: "અશરીરી આત્માથી ન બતાવાય તો નહિ, પણ આ શરીરી આત્મા જરૂર તે ત્હને બતાવશે, કે કોણે ત્હેને માર્યો છે"

વાઘની ગર્જનાથી ભય પામેલી હરિણી જેમ પાછું ફરીને જુવે તેમ પૂર્ણિમાએ મુખ ફેરવી જોયું. તો સામે લાજપતને ઉભેલો જોયો. વાંચક! લાજપતનું ઓળખાણ તો રહ્યું છે ને?

એકાએક સામે કાળ સર્પને જોઇ ચાલનારો જેમ ચોંકીને પોતાનો માર્ગ બદલી નાખે, તેમ લાજપતને સામે જોઇ પૂર્ણિમા દૂર ખસી ગઇ. લાજપત ત્હેનાં કર્મનાં ફળે પદભ્રષ્ટ થયો હતો. પરંતુ માનસિંહના કાલાવાલા કરી પાછી ચાકરી મેળવવા પામ્યો હતો.

પૂર્ણિમા કંટાળાપૂર્વક બોલી: "ત્હેં શું મારી બધી વાત સાંભળી છે?"

લાજપત: "હા, મરજી વિરૂદ્ધ. હું કિલ્લા બહાર કામ પ્રસંગે જતો હતો, ત્યાં તને એકાંતે જોઇ, થંભની આડે સંતાયો હતો. ત્હને દેખા દેવાનું બીજું કંઇજ કારણ નથી, બને તો ત્હારો કંઇ ઉપકાર કરવો એટલુંજ છે. ત્હારા ઉપર મેં ઘણો અત્યાચાર કર્યો છે. ત્હારી માતાના મીથ્યા કલંકની વાત ઉડાડી મેં મહાપાપ કર્યું છે. મ્હને તે પાપનો બદલો મળ્યો છે. પૂર્ણિમા! કોણે ત્હારા સ્વામીનો ઘાત કર્યો તે જાણવા ચાહે છે કે?"

પૂર્ણિમા લાજપતની વાત લક્ષપૂર્વક સાંભળતી હતી. વ્હેમાયલે મને ત્હેણે એક વાર લાજપતના મુખ તરફ નજર નાખી તો ખરેખર તે આગલી પાછલી માટે પસ્તાતો હોય એમ લાગ્યું. ત્હેની બંને આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં હતાં.

પૂર્ણિમા બોલી: "ચાહું છું. કોણે મ્હારા સ્વામીને વીખ દઇ માર્યો?"

લાજપત ચોતરફ નજર કરી બોલ્યો: "જરાક આગળ પેલા સ્થંભને ઓથે ચાલ. અહીં કદાચ કોઇ આવી ચઢે. એવી ગુપ્ત વાતો આમ જાહેરમાં ન થઇ શકે. પરંતુ એક વાત ત્હને પૂછું પૂર્ણિમા! કે જેની આજ્ઞાથી એ ભયંકર કામ બન્યું છે તેની શક્તિ આગળ તું કાંઇ હિસાબમાં નથી ત્હેનું કેમ?"

વાત સાંભળી ક્રોધથી પૂર્ણિમાનું મુખ લાલચોળ થઇ ગયું. તે ગુસ્સાને દબાવી બોલી: "જાણ્યું, કોણ તે? જેણે મ્હારા સ્વામીનું ખૂન કર્યું છે, તે સતીના જ્વાળામય શાપથી, વૈધવ્ય



ચિત્રકાર: ] [ રા. અનંત મ. માલી.

પુર્ણિમા અંગુઠીને બહુવાર જોઈ રહી.

 Laksmi Art, Bombay 8

અવસ્થાના દારૂણ દુ:ખની આર્ત હાયથી ત્હેનું સત્યાનાશ વળી જશે."

લાજપત બોલ્યો: "કોને તું એ ભયંકર ખૂનનો ખૂની માને છે પૂર્ણિમા?"

પૂર્ણિમા ફાટી આંખે લાજપત તરફ જોઇ બોલી: "મહારાજ માનસિંહને:"

લાજપત: "તું ભૂલે છે; મહારાજ માનસિંહની આજ્ઞાથી એ બન્યું નથી."

પૂર્ણિમા: "ત્યારે કોણ તે?"

લાજપત: "શાહજાદો ખુશરૂ."

પૂર્ણિમા: "માનસિંહના બંધીવાન ઉપર ખુશરૂની સત્તા શાની ચાલે?"

લાજપત: "ખુશરૂ માનસિંહનું સર્વસ્વ છે. ત્હેનો યોગ્ય કે અયોગ્ય સર્વ અનુરોધ રાખવાને માનસિંહ સદાય તૈયાર રહે છે."

પૂર્ણિમા: "જો ત્હારૂં કહેવું સાચું હોય તો ત્હેનું કંઇ પ્રમાણ છે કે?"

"તું નથી જાણતી પૂર્ણિમા? મેં પહેલાંજ એક દિવસ દુર્જયના પગમાં પડી માફી માગી, ફરી ત્હેનો વિશ્વાસુ મિત્ર બન્યો હતો. મેં બહુ વાર ત્હેને કહ્યું હતું કે આ મ્હારો પહેરેગીરનો પોશાક પ્હેરી તું નાસી જા. મેં ત્હને જે અન્યાય કર્યો છે, ત્હેનો બદલો વાળવા દે. પરંતુ જ્યારે જ્યારે મેં ત્હેની પાસે આ માગણી કરી હતી ત્યારે ત્યારે તેણે તે ઉડાવી દીધી હતી. મ્હને સંકટમાં નાખી એ રીતે નાસી જવાની ત્હેણે સાફ ના પાડી. એ ત્હેની મહત્વતા હતી. જરા થોભ. એક વસ્તુ જે દુર્જય ત્હેના મરણકાળે મ્હને વિશ્વાસપૂર્વક સોંપી ગયો છે, તે ત્હને આણી આપું છું."

લાજપત તરતજ એક નાની વંડી કુદાવી પોતાના ઓરડામાં પેઠો. દુર્જયના મોતની એ નિશાની લઇ પૂર્ણિમા જે સ્થાને અનેક તર્કવિતર્કમાં પડી ઉભી હતી ત્યાં પાછો આવી પહોંચ્યો. ચોતરફ આડું અવળું જોઇ પૂર્ણિમાના હાથમાં એક અંગુઠી આપી બોલ્યો: "જો આ કોની અંગુઠી?"

પૂર્ણિમાએ તે અંગુઠી જોતાંજ પિછાણી. એ તો ત્હેના લગ્ન વખતની વીંટી. શિશોદીઆ રાજવંશના ઈષ્ટદેવતા ભગવાન એકલિંગની મૂર્તિવાળી એ વીંટી હતી. જે ત્હેના પિતાએ લગ્નમાં પોતાના જમાઇને આપી હતી. દુર્જયના મનમાં એવો વિશ્વાસ હતો, કે એ અંગુઠી મંત્રેલી હતી. આથી લડાઇમાં જવાને સમયે પણ તે એ અંગુઠી પ્હેરી જતો. અને બધી વાર વિજય પામી પાછો ફરતો.

પૂર્ણિમા અંગુઠીને બહુ વાર તળે ઉપર ફેરવી જોઇ ભક્તિપૂર્વક ચુંબન કરી બોલી: "સ્વામી! દેવતા! ઈષ્ટ! આજ આપના મરણનો પ્રત્યક્ષ પુરાવો પામી. નિર્દય સંસારના હૃદયહીન લોકોના અત્યાચારથી પરાયાના સ્વાર્થના ચક્રમાં પડી જે પરલોકમાં આપ સિધાવ્યા છો, ત્યાં પહોંચવાનો રસ્તો પણ પૂર્ણિમા જાણે છે. પરંતુ હમણાં તે લેતી નથી. મ્હારે માટે એક કામ હજી બાકી છે. જેણે આજ મ્હારાં આંસુ વહેવડાવ્યાં છે, ત્હેની આંખોમાં ચોધાર આંસુ જોયા વિના મને શાંતિ મળશે નહિ."

અનેક વિચાર કરી પૂર્ણિમા બોલી: "એ અંગુઠી હવે મ્હારી પાસે રહેવા દે. તે હવે મ્હારી ધ્યાન ધારણ—પૂજાની વસ્તુ બનશે."

લાજપત બોલ્યો: "દુર્જયે તે ત્હનેજ આપવા કહ્યું હતું. ખુશીથી તું રાખ."

સંધ્યા થવા આવી હતી. આકાશમાં પશ્ચિમ તરફ સૂર્ય અસ્ત પામતો હતો. અને અસ્તાચલ ઉપર ખૂબ આઘે એક કાળું વાદળું ધીમે ધીમે ઉપર ચઢતું હતું. વરસાદ આવવાનો બહુજ સંભવ હતો.

આકાશની અવસ્થા જોઇ પૂર્ણિમાને કંઇક ભય લાગ્યો. કારણ કે એ કાળાં અંધકારમાં હજી ત્હેને બે કોશ પંથ કાપવાનો હતો. પૂર્ણિમાએ લાજપતને કહ્યું: "ત્હારા આ ઉપકાર વાસ્તે હું ત્હારી આભારી થઇ છું. હું ત્હારાં ગુનાહોની અંત:કરણપૂર્વક માફી આપું છું."

લાજપત બોલ્યો: "એ બધી વાત જવા દે. પૂર્ણિમા તું મ્હારી એક વિનંતિ માનશે?"

પૂર્ણિમા: "શું?"

લાજપત: "આજ મ્હારે ઘેરજ રાતની રાત રહી જા. ઘોર વાદળ ચઢ્યું છે. રસ્તે વરસાદ આવશે તો ત્હને બહુજ અડચણ પડશે. વળી તું એકલી છે. ત્હારા જેવી જુવાન અબળાને આવી અંધારી રાત્રે એકલું જવું ઠીક નથી."

પૂર્ણિમા: "વરસાદનો મને ભય નથી. વળી આ રાજપુત રાજ્યમાં રાજપુત સ્ત્રીને કોનો ભય?"

પૂર્ણિમા બીજી વધારે વાત નહિ બોલતાં ઉતાવળે પગલે કિલ્લાનો દરવાજો વટાવી ગઇ. અને લાજપત એકી નજરે પૂર્ણિમા તરફ જોઇ રહ્યો. પછી એક લાંબો નિશ્વાસ નાખી બોલ્યો; "હાય! પાષાણી! મ્હેં ત્હારી ખાતર

આટલું તરકટ કર્યું અને તું અવગણના સહિત સઘળું ધૂળ કરી ચાલી નીકળી. જા, ભલે જા! પરંતુ હું પ્રેતની પેઠે ત્હારો પીછો નહિ છોડું."

## ચોવિશમો પરિચ્છેદ.

રૂપવતી પૂર્ણિમા રાત્રીના ઘોર અંધકારમાં ઝપાટાબંધ રસ્તો કાપે જતી હતી. રતનગઢથી એક રસ્તો સિધ્ધો દોર અંબર જતો હતો. અને પૂર્ણિમાને તે પુરેપુરો પરિચિત હતો, એટલે એજ રસ્તે તે જતી હતી.

આકાશમાં ગાઢ અંધકાર છવાઇ રહ્યો હતો. ચોતરફથી કુદરતે કાળો બુરખો ધારણ કર્યો હતો. પૂર્ણિમાના અંતઃકરણમાં પણ તેવોજ ગાઢ અંધકાર છવાઇ રહ્યો હતો, અને અંધકારનું ભીષણ તાંડવ ચોતરફ ચાલી રહ્યું હતું. છતાં પૂર્ણિમાનું તે તરફ લક્ષ ન હતું. પૂર્ણિમા વિચારતી હતી: "ખરેખર શું દુર્જય પરલોક ગત? શાહજાદો ખુશરૂ શું ત્હેનો ઘાતક? ના—ના. કોઇ જાણે અંતઃકરણમાં અવાજ દે છે કે: "પૂર્ણિમા ત્હારો પ્રિયતમ મરણ પામ્યો નથી! ત્હારા સૌભાગ્યનો સૂર્ય હજી આથમ્યો નથી. ત્હારા જેવી સતી સાધવીને અકાળ વૈધવ્ય ઘટી શકેજ નહિ."

પરંતુ વળી અંગુઠી તરફ નજર જતાં તે અસ્ફુટ સ્વરે બોલી: "ના—ના. મ્હારા હાથમાં આ ત્હેના મરણનો પ્રત્યક્ષ પુરાવો છે! દુર્જય! પ્રાણેશ્વર! ત્યારે શું ખરેખર આપ આ દુનીયાથી ગયા? હે વિધાતા? તું દયામય છે, તો તો મ્હારા તરફ આટલી નિષ્ઠુર કેમ બને છે? મ્હારૂં સર્વસ્વ શા માટે લુંટી લીધું? મૃત્યુજ જો આ અને એ લોક વચ્ચેનો પૂલ હોય તો કરૂણામય મને બતાવી દો, એજ રસ્તો મને બતાવી દો. હવે વધારે નથી સ્હેવાતું, નથી રડાતું. મરણ! સખા! આવ ત્હારો સ્પર્શ કેટલો સુખદ હશે? કેટલો શાંતિમય હશે? મ્હારા જેવી બળીઝળીને વાસ્તે એજ આશરો છે."

અંતરાત્મામાં શોકનાં વાયરા વાતાં તે કેટલેક દૂર નીકળી આવી. એવામાં ત્હેણે પોતાની પાછળ કોઈનાં પગલાંનો અવાજ સાંભળ્યો. તે ખમચાઇ ઉભી. જો કે ત્યારે વરસાદ પડતો નહતો, ગર્જના થતી નહતી, વાવાઝોડું નહતું, છતાં ઘોર અંધકાર ચોતરફ છવાઇ રહ્યો હતો.

ફરી પગલાં સંભળાયાં. પૂર્ણિમાએ ધાર્યું, કદાચ કોઇ નિશાચર હશે. પરંતુ ત્હેનાં પગલાં તો આટલી સાવધતાથી પડે નહિ. ત્યારે શું કોઇએ પોતાની પુંઠ પકડી છે?

પૂર્ણિમા શાંત થઇ એક ઝાડને ઓથે ઉભી રહી. પગલાંનો અવાજ ક્રમસર નજીક આવવા લાગ્યો. તે ઘોર અંધકાર ભેદ કરી એક છાયા મૂર્તિ પૂર્ણિમાની સામે આવી ઉભી રહી.

અંધકારમાં પૂર્ણિમા ત્હેને પિછાણી શકી નહિ. તે ભયભિત સ્વરે બોલી: "કોણ છે?"

આવનાર પૂર્ણિમાની નજીક આવી બોલ્યો: "મ્હને નથી ઓળખી શકતી? હું લાજપત!"

પૂર્ણિમા: "મ્હારી પછવાડે શા માટે આવે છે?"

લાજપત: "આવી અંધારી રાતે ત્હને એકાકી વિદાય કરી હું શાંત બેસી શકયો નહિ, તેથી આવ્યો છું. વળી એક—એક વાત ત્હને કહીશ, એમ ધારી આવ્યો."

પૂર્ણિમા: "ત્હારે જે કહેવાનું હતું, તે તો ત્યાંએ તું કહી શકતે. આટલી તકલીફ ઉઠાવવાની શી જરૂર?"

લાજપત: "પણ તેવો અવસર મને કયાં મળ્યો? ભગવાને ત્હને આટલું રૂપ બક્ષ્યું છે. પરંતુ માણસના મનોભાવ પારખવાની શક્તિ આપી નથી. કુસુમ જેવી કોમળ છતાંએ પત્થર જેવી કઠણ છો."

પૂર્ણિમા: "શું બોલે છે લાજપત! તું રાજપુત છે? સ્ત્રીનો ધર્મ સાચવવો એ દરેક રાજપુતોની પવિત્ર ફરજ છે! તું જે બોલે છે તે કેવળ અયોગ્ય અણઘટતી વાત છે."

લાજપત: "ખરૂં, પણ મેં હમણાં યોગ્યતાને વળાવી છે. ત્હારાં રૂપથી મોહ પામેલું મન અત્યારે ઉલટે રસ્તે ચાલે છે. પૂર્ણિમા! તું મ્હારી નહિ થા?"

પૂર્ણિમા આ સાંભળી અંદરખાનેથી કંપી ઉઠી. ત્હેની પાસે આત્મરક્ષણનો કંઇ ઉપાય ન હતો. આ નિર્જન સ્થાને ત્હેનું રક્ષણ કરનાર પણ કોઇ ન હતું. તો પણ તે એટલું જાણતી હતી કે સંકટ સમયે સાહસ—ધીરજ છોડી દેવાથી ઉલટી આપત્તિ જલદી આવશે.

પૂર્ણિમા બોલી: "લાજપત! શા માટે રૂપના મોહમાં પડી ધર્મધનને તિલાંજલી આપે છે? તું શું જાણતો નથી કે હું એક હિંદુ વિધવા છું? મ્હારા વૈધવ્યના સમાચાર તો તેંજ દીધા છે. સતીને અપમાનીત કરવામાં સાર નથી. એ સિવાય આ જગતમાં બીજા ઘણા સંબંધો છે. બ્હેન તરીકે હું સદૈવ

ત્હારા પર સ્નેહ રાખી શકું છું. માતા તરીકે ત્હારા પર સદૈવ સ્નેહ સિંચન કરી શકું છું. ધૂળ આ રૂપ! તે કેટલા દિવસ ટકવાનું છે? કયાં ગયું ત્હારૂં તે દેવત્વ? કયાં ગયું ત્હારૂં રાજપુત તરીકેનું મહત્વ? મનમાં એમ ધારતો ના કે આ એકાંત સ્થાનમાં મ્હારો કોઇ રક્ષક નથી. આ અંધકારથી છવાયલા આકાશ તરફ એક વાર જો? ચમકતા તારામાંનું ઇશ્વર સ્વરૂપ મને આશ્વાસન આપે છે કે 'ત્હને કંઇ ભય નથી.'"

લાજપત પૂર્ણિમાની આવી વાતોથી જરાએ દબાયો નહિ. કેમકે શયતાને ત્હેના હૃદય પર સંપૂર્ણ સત્તા જમાવી હતી. તે બોલ્યો: "પૂર્ણિમા! એકાદ અપૂર્વ સુખના સ્વપ્નમાં લીન થઇ આ જવાળામય જીંદગીને સુખમાં રાખી શકયો છું. મ્હારૂં એ સુખદ સ્વપ્ન તું જ: આજ સુઅવસર મળ્યો છે. કદાચ ફરી આવો અવસર આ જીવનમાં નએ મળે. જે દુર્જયે પરણીને ત્હને તરતજ તરછોડી છે, વળી ત્હેના મરણથી ત્હેની સાથેનો ત્હારો સંબંધ તુટયો છે, તો હંમેશને માટે દુઃખ દારિદ્રમાં પડી રહી શરીરને બાળે છે શા માટે? ઘણા દિવસોની અતૃપ્ત આશા આજ પુરી કરવા દે. જગતમાં કોઇ જાણવાનું નથી. એકવાર મ્હારા આ જળતા જીગરમાં આવ. અને આ ઉછળતી આગને બુઝાવ."

પૂર્ણિમા ભય પામી બાજુએ સરી ગઇ. લાજપત સાહસ કરી આગળ ધસ્યો. પૂર્ણિમા તે અંધકારમાં પલાયન કરવાની ચેષ્ટા કરે છે, પરંતુ શયતાન લાજપત ત્હેની ઇચ્છા સમજી જવાથી ઝપાટાબંધ ત્હેણે ત્હેના સાળુનો છેડો પકડયો.

પૂર્ણિમાનું માથું ફરતું હતું. ત્હેના પગ તળેથી જાણે પૃથ્વી સરી જતી હોય એમ ત્હેને લાગતું હતું. તે બૂમ પાડી ઉઠી: "અરે કોઇ આવો! રક્ષણ કરો! એક અબળાનું સતીત્વ લુંટાય છે." પરંતુ કોઇ એ બૂમ સાંભળી દોડી આવ્યું નહિ.

બળપૂર્વક લાજપતને દૂર ધકેલી દઇ, નમ્ર સ્વરે ભયથી કંપતી પૂર્ણિમા સ્તુતિ કરવા લાગી: "વિપદ વારણ ભગવાન તું કયાં છો? તું જો સત્યનો બેલી હો, સતીના ધર્મનો રક્ષક હો, તો આ દુષ્ટ હાથમાંથી મ્હારૂં રક્ષણ કર."

ઈશ્વરે જાણે ત્હેની સ્તુતિ સાંભળી હોય તેમ ત્હેણે તરતજ ઘોડાના દાબડાનો અવાજ સાંભળ્યો!

ભયભિત પૂર્ણિમાના દિલમાં સાહસ સ્ફુર્યું. તે ફરી બૂમ મારી બોલી: "અરે કોઇ છે! જલદી આવો. એક અબળાનું સતીત્વ લુંટાતું બચાવો."

એકાએક કયાંઇકથી ચાર ઘોડેસ્વારો, જાણે ઇશ્વરે મોકલેલી સહાય રૂપે ત્યાં આવી પહોચ્યા. શયતાન લાજપત તેઓને જોઇને પલાયન કરવાની પેરવીમાં હતો એવામાં તે સવારોમાંના મુખીએ સત્તાસૂચક અવાજે કહ્યું: "સમજાયું બધું. ઇનાયતઉલ્લા! એ શયતાનને હમણાંજ બંદીવાન કર."

લાજપત તે સૈનિકોનો બંદીવાન બન્યો. જેણે લાજપતને બંદીવાન કરવાનો હુકમ ફરમાવ્યો, તેણે પેલા ઝાડ પાસે આવતાંજ જોયું તો તે અસહાય અબળા અત્યાચારના ભયથી મૂર્ચ્છાંગત થઇ ધરણીએ ઢળી પડી હતી.

વિધાતાના પ્રેરેલા એ વીર પુરુષે ગંભીર સ્વરે ફરમાવ્યું: "ભયથી આ ઓરતને મૂર્ચ્છા આવી છે. આ બંનેને ઘોડા પર લઇ લ્યો. પા કલાકમાં આપણે મહેલમાં પહોંચ્યા પછી ત્હેમની ઘટતી ગોઠવણ કરીશું."

તીર વેગે ઘોડાઓ દોડાવી તેઓએ ફત્તેપુર–સીક્રીના શાહી મહેલનો રસ્તો લીધો. તેઓ મહેલને બારણે પહોંચતાંજ પહેરેગીરે માનપૂર્વક કુર્નિસ કરી બારણું ખોલી આપ્યું.

પૂર્ણિમાને બચાવનાર અન્ય કોઇ નહિ, પણ ખુદ શાહજાદો ખુશરૂ હતો. ઘોર અંધકારને લીધે શાહજાદો પૂર્ણિમાને બીલકુલ પીછાણી શકયો ન હતો.

મહેલમાં જઇને તરતજ શાહજાદાએ બે તાતારીઓને ફરમાન કર્યું: "આ બેહોશ ઓરતને ઇસ્તાંબુલી બેગમના મહેલમાં લઇ જાઓ."

એ ઇસ્તાંબુલી વા રૂમી બેગમ બાદશાહ અકબરની માનીતી બેગમોમાંની એક હતી. તે પિયારા અને ખુશરૂને અતિશય પ્યાર કરતી. ઘણીવાર ખુશરૂના પક્ષમાં રહી તે બાદશાહને બે વાતો કહેતી. તુર્કીના સ્તંબુલ શહેરમાં ત્હેનો જન્મ થયો હતો. ત્હેના જેવી રસીક અને ગાયનકળામાં પ્રવીણ બેગમ અકબરના જનાનામાં બીજી ન હતી. શહેનશાહ ત્હેના પર બહુજ પ્યાર રાખતો હતો. ઈસ્તાંબુલી આગરાના ધાંધલીઆ જનાનાથી દુર રહેવાનું પસંદ કરતી હોવાથી અહીં રહેતી હતી. અહીંયાં ત્હેના જનાના તરીકે એક ખાસ મહેલ રોકાયો હતો. એ મહેલનાં ખંડેરો હજુએ મોજુદ છે.

તાતારીઓને બધી હકીકત બરાબર સમજાવી ખુશરૂએ એક વયોવૃદ્ધ હકીમને તરતજ બોલાવ્યો. અને રૂમી બેગમના મહેલમાં મોકલ્યો. પછી લાજપતને અંધારખાનામાં પુરવાની આજ્ઞા કરી તે પોતાના ખાસ ઓરડામાં ગયો.

ઇસ્તાંબુલીએ પૂર્ણિમાનો પહેરવેશ જોઇ જાણ્યું કે મૂર્ચ્છાગત યુવતી કોઇ હિંદુ સ્ત્રી છે. ત્હેના ઉદાર હૃદયમાં હિંદુ–મુસલમાન એવો કોઇ જાતિભેદ હતો નહિ. ત્હેણે પુત્રી તુલ્ય સેવા ચાકરી કરી ત્હેને શુદ્ધિમાં આણુવાના યત્નો કર્યા. વળી તેણે જોયું કે એ હિંદુ યુવતીનું લાવણ્ય નયન ભરીને જોવા યોગ્ય હતું.

શુદ્ધિમાં આવ્યા પછી પૂર્ણિમાએ આંખો ઉઘાડી તો પોતાને એક સારી રીતે શણગારેલા ઓરડામાં સફેદ દૂધ જેવા બીછાના પર સુતેલી જણાઇ. બે બાંદીઓ ત્હેની બે બાજુએ બેસી સેવા ચાકરી કરે છે. પૂર્ણિમાએ અજાયબી પામી પ્રશ્ન કર્યો: “હું ક્યાં? કોણ મને અહિં લાવ્યું?”

ઇસ્તાંબુલી વા રૂમી બેગમ ત્હેના શીરો ભાગે બેઠેલી હતી, તે હસી બોલી: “ભય કે અજબ થવાનું કારણ નથી. મ્હારૂં નામ રૂમી બેગમ. ત્હને રસ્તામાં બેભાન હાલતમાં પડેલી જોઇ શાહજાદા ખુશરૂએ અત્રે આણી છે. ખુદાના શુકરાના માન કે ત્હને પાછું ભાન આવ્યું છે, ત્હારી જીંદગી બચી ગઇ છે.”

ખુશરૂનું નામ સાંભળી પૂર્ણિમા બીકની મારી ચમકી ગઇ. જે ત્હેના ભરથારને મારનાર ત્હેનો દુશ્મન તે જ ત્હેને આ મહેલમાં લાવ્યો છે. ખચીત આ ફત્તેહપુરનો શાહી મહેલ હોવો જોઇએ. કારણ કે એ સિવાય બીજો તો કોઇ શાહી મહેલ રતનગઢ નજદીક નથી.

વિચારમાં પૂર્ણિમાનું માથું ફરી ગયું. ત્હેણે ધીમે ધીમે આંખો બંધ કરી લીધી. રૂમી બેગમે રોગીની હાલત જોઇ બાંદીઓને કંઇક ઇશારત કરી. ત્હેમણે તરતજ એક ઉત્તેજક ઔષધ ત્હેના મ્હોંમાં રેડ્યું.

રૂમી બેગમે પોતાની મુખ્ય બાંદીને ઉદ્દેશીને કહ્યું: “રોજીઆ! જે દવા આપી છે તેથી ઘણું ખરૂં દર્દીને સવાર થતાં સુધી નિંદ ઉડશે નહિ. રાત્રીના બે જામ તો વીત્યા છે. ત્હને કંઇ ત્હેની હાલતમાં ફેરફાર પડતો જણાય તો તરતજ મ્હને બોલાવજે.”

બેગમ પોતાના ઓરડામાં ચાલી ગઇ. પૂર્ણિમા દવાના નિશામાં ઘસઘસાટ ઉંઘતી હતી. એવામાં કોઇએ ધીમે પગલે ઓરડામાં પ્રવેશ કરી રોજીઆને ઇશારત કરી બોલાવી. તે શાહજાદો પોતે હતો.

રોજીઆ શાહજાદા પાસે આવી બોલી: “જનાબ! એને ભાન આવ્યું હતું. નિંદની જરૂર જણાવાથી ત્હેને નિશાવાળી દવા આપી ઉંઘાડી દીધી છે.”

ખુશરૂ હજુ જાણતો ન હતો કે તે સ્ત્રી કોણ હતી. ત્હેના બીછાના પાસે આવતાં જોઇને તે અચંબો પામ્યો, ત્હેણે પૂર્ણિમાને પિછાણી. ત્હેનાં સફેદ વસ્ત્રો અને સફેદ વર્ણ પર દીવાનો પ્રકાશ પડી સૌન્દર્યમાં કંઇક અલૌકિકતા ઉમેરાતી હતી. ત્હેના વિખરાતા વાળ કમળની નાળ જેવા બાહુ ઉપર પથરાઇ ગયા હતા. ત્હેની બીડાયલી આંખો પરની ભમરો જાણે અર્ધ વિકસિત કમળપર બેઠેલા ભમર જેવી જણાતી હતી. ધડકતી છાતી પરનું જીણું વસ્ત્ર શ્વાસની ગતિના તાલ પ્રમાણે કંપતું હતું!

સંયમી સાધુની પેઠે ઇંદ્રિયોનું દમન કરી ખુશરૂ તે અટલ લાલસાની વસ્તુ આગળથી વિમુખ થઇ ગયો. જતાં જતાં કહેતો ગયો: “કાલે ખબર આપજો કે તે હિંદુ બીબીને કેમ છે!”

હાથીની સાઠમારીવાળી ઘટનાથી બાપ બેટા વચ્ચે જબરદસ્ત વિરોધ ઉભો થયો હતો.

મનપર કાબુ વિનાના જુવાનીમાં મસ્ત ખુશરૂએ જોયું કે ત્હેનો હાથી હાર્યો છે. અને ત્હેના બાબાએ અન્યાયપૂર્વક ત્હેને હરાવ્યો છે, ત્યારે તે પોતાના ઉભરાને નહિ દબાવી શકવાથી સલીમ સાથે ચડભડી પડ્યો. ત્હેમાં ત્હેણે કેટલુંક એવું કહી નાખ્યું કે તેથી સલીમને ત્હેનાપર અતિશય ગુસ્સો ચઢ્યો. વળી એ હકીકત બની ત્હેના ઉપલા ભાગપર ખુદ શહેનશાહ હાજર હતો. ત્હેણે પણ જાણ્યું કે ત્હેનો લાડકવાયો પૌત્ર હદ ઉપરાંત લાડમાં ઉછરવાથી કેટલો બેકેફ થઇ ગયો છે.

આ હકીકત જ્યારે ખુશરૂની અમ્મા શાહીબેગમને કાને પહોંચી ત્યારે ત્હેણે પોતાના ઉદ્ધત પુત્રને ઘણોજ ઠપકો આપ્યો. અમ્માનો ઠપકો ખુશરૂને બહુજ મર્માંતિક લાગ્યો. તે ઉપરાંત ત્હેના દાદા અકબરે તે દહાડે સાંજે ત્હેને એકાંતમાં બોલાવી કહ્યું: “ખુશરૂ! હજી તું ત્હારા ફાયદા–ગેરફાયદાની વાત સમજી

શકતો નથી! ત્હને ખબર નથી કે હવે હું વધારે દિવસો કાઢવાનો નથી? અજલ મ્હારી સામે તાકી રહ્યું છે. જે બાબા સાથે તેં આજ બખાળા કાઢયા તે ભવિષ્યનો શહેનશાહ છે. ત્હેનો ખોફ ખેંચી લેવાથી મ્હારી ગેરહાજરીમાં ત્હને કોણ બચાવશે? શું તું એમ જાણે છે કે સીકંદરાના રોજામાંથી ઉઠી હું ત્હારૂં રક્ષણ કરવા આવીશ? મ્હારી ત્હને સલાહ છે કે થોડા દિવસ તું ફત્તેહપુર જતો રહે. હું એટલામાં ત્હારા બાબાનો ગુસ્સો ઠંડો કરવાની પેરવી કરૂં છું. બાદ મ્હારો પત્ર મળ્યા પછી પાછો આગરે આવજે."

દાદાની શિખામણથી ખુશરૂ ફત્તેહપુર સીક્રી આવતો હતો. ત્હેની સાથે ત્રણ રક્ષકો માત્ર હતા. રસ્તામાં ત્હેણે કોઇ સ્ત્રીનો અવાજ સાંભળ્યો અને તે ઉક્ત જગ્યાએ આવી પહોંચ્યો. પછી શું બન્યું તે પાઠકો જાણે છેજ.

## પચીશમો પરિચ્છેદ.

બીજે દિવસે સવારે ખુશરૂ ત્હેના આરામ ભવનમાં બેઠો હતો. એટલામાં રોજીઆએ આવી કુરનીશ કરી કહ્યું: "શાહજાદા! રૂમી બેગમ આપને બોલાવે છે."

ખુશરૂએ એ બાંદી પાસેથી પૂર્ણિમાના કુશળ ખબર જાણી નિશ્ચિંત મને તે રૂમી બેગમ પાસે ગયો.

રૂમી બેગમે ખુશરૂને પ્યાર કરી પાસે બેસાડી કહ્યું: "ખુશરૂ! એકાએક આગરેથી તું અહીં કેમ ચાલ્યો આવ્યો? જહાંપનાહની તબીયત કેમ છે?"

ખુશરૂ બોલ્યો: "શહેનશાહ સારી પેઠે છે." વગેરે કુશળ સમાચાર જણાવી ખુશરૂ ચૂપ થઇ ગયો. કારણ કે પાછા આવવાનું વાસ્તવિક કારણ જણાવા જતાં, આગલી પાછલી ઉકેલવી જોઇએ.

ખુશરૂને આમ ચૂપચાપ જોઇ રૂમી બેગમ વ્હેમાઇને બોલી: "શી હકીકત છે શાહજાદા! આમ એકાએક આવવાનું કારણ જણાવતાં આટલો ગુંચવાડો કેમ?"

આ રૂમી બેગમ ખુશરૂને સદાય માતા જેવો પ્યાર કરતી. ત્હેની પાસે ખુશરૂ કોઇ વાત છુપાવતો નહિ. રૂમીના આગ્રહથી ખુશરૂએ સર્વ અથઇતિ કહ્યું.

રૂમી બેગમે થોડી વાર વિચાર કરી કહ્યું: "હાય! ખુશરૂ, ઉતાવળીઆ થઇ તેં આમ ત્હારા બાબા જોડે વિરોધ વધાર્યો નહોત? મ્હોટી ભૂલ કરી બેઠો છે."

ખુશરૂ પસ્તાતે દીલે બોલ્યો: "શું કરૂં દાદીબેગમ! થનાર થઇ ગયું. શું ત્હેની માફી નહિ મળે? તે બાપ, હું બેટો છું."

રૂમીનું મુખ મંડળ પ્રફુલ્લ થયું. તે બોલી: "છે બેટા, પરંતુ માફી ચાહે માફી મળવાનો સંભવ થોડો છે. ત્હારે બદલે હું તે માફી માગીશ. સુલતાનની અમ્મા ખાસ બેગમના મોત પછી, હું અને સલીમા બેગમ સુલતાનનું અમ્મા તરીકે પાલણ પોષણ કરતાં આવીએ છીએ. એથી એટલી સાધારણ વિનંતિ કરવાથી સુલતાન મ્હારૂં વચન ઉથાંપશે નહિ. કારણ કે હજી કંઇ ત્હેને તખ્ત મળી ગયું નથી. દુનીયાના માલિક શહેનશાહ હજુ હયાત છે."

ખુશરૂ બોલ્યો: "શહેનશાહનાં આપ માનીતાં બેગમ છો, મ્હારી ખાતર આપને એટલાં હલકાં પડી બેટા પાસે માફી ચાહવી પડશે દાદી બેગમ?"

ઇસ્તાંબુલીના મુખ પર અભિમાનનું ગૌરવ છાઇ આવ્યું. તે દૃઢ સ્વરે બોલી: "શૌહર કે છોરૂની પાસે સ્ત્રી કે માતાને કોઇ પણ તરેહનો માન મરતબાનો અટકાવ ન હોવો જોઇએ. ત્હારા બાબા સુલતાન સલીમ મ્હારે પેટે નહિ જન્મવા છતાં પણ, હું શહેનશાહની મ્હોરદાર–બીબી હોવાથી અમ્મા તરીકેનો મારો હક મેં જતો કર્યો નથી!"

ચંચળચિત્ત ખુશરૂ કટાક્ષયુકત સ્વરે બોલ્યો: "પુત્ર બાપને બેવકૂ તે માને પણ કાં ન થાય દાદીજી?"

ઈસ્તાંબુલી ખીજાઇને બોલી: "ચૂપ કર ખુશરૂ! મૂર્ખની પેઠે કદી કોઇની પાસે આવા વિચારો બ્હાર પાડતો ના. નહિ તો હાથે કરીને તું ત્હારો વિનાશ વ્હોરી લેશે. આગ તો લાગી ચુકી છે, તે હોલવવાના પ્રયત્ન કરવાને બદલે ત્હેને ફુંકી આપવી એ આત્મઘાત કરવા સમાન છે. ગમે તેમ હો, ફુજુલ વાતો કરવાથી કંઇ લાભ નથી. મીરમુન્સી મારફત આજ આગરે જવાની બધી ગોઠવણ મેં કરી છે. પેલી હિંદુ બીબી અહીંજ છે. હું પાછી ન ફરૂં ત્યાં સુધી ત્હેની સંભાળ રાખજે. હું ત્યાં પહોંચ્યા પછી ત્હને જે સલાહ આપું તે પ્રમાણેજ તું ચાલજે."

તેજ દિવસે બપોર પછી રૂમી બેગમ આગરે ચાલી ગઇ. ફત્તેપુરથી આગરા કંઇ ઘણું દૂર ન હતું.

## છવિશમો પરિચ્છેદ.

ઇસ્તાંબુલી પૂર્ણિમાને માતાની પેઠે વત્સલ્ય ભાવથી રાખતી હતી. તે ગરીબ રાજપુત સ્ત્રી હતી. ત્હેની સાધારણ સ્થિતિની હકીકત જાણ્યા છતાં રૂમીબેગમે ત્હેની જે સંભાળ અને આદરયત્ન રાખ્યાં હતાં તેથી પૂર્ણિમા ત્હેના તરફ મ્હોટા આભારની લાગણીથી જોતી હતી. તેમજ એ ટુંકા પરિચયમાં રોજીઆ સાથે સારી રીતે બ્હેનપણાં થઇ ગયાં હતાં.

રૂમીબેગમ પૂર્ણિમાને કહેતી ગઇ હતી કે: "આ મહેલમાં પુરુષ માત્રને દાખલ થવાનો હક નથી. વળી આ મહેલને લગતો એક ગુલાબ બાગ છે, ત્હેમાં દીલ બ્હેલાવા હરવા ફરવા ત્હારે જવું. હું લગભગ પાંચ સાત દિવસોમાં આગરેથી પાછી આવીશ. હું પાછી ન આવી પહોચું ત્યાં સુધી તું જતી ના."

જેના આભારથી પૂર્ણિમાની જીંદગી બચી ગઇ હતી, ત્હેની આટલી ઇચ્છાને માન આપ્યા વિના પૂર્ણિમાને ચાલ્યું નહિ. બેગમની ગેરહાજરીમાં રોજીઆ પર કામનું દબાણ વધ્યું હતું. આથી તે પૂર્ણિમાની સાથે બધો વખત રહી શકતી નહિ. પૂર્ણિમાની ભોજન વ્યવસ્થા જુદીજ કરવામાં આવી હતી. એક હિંદુ રાંધનારી અને દાસી ત્હેને સોંપવામાં આવ્યાં હતાં. પરંતુ પૂર્ણિમા સાજી થયા પછી રાંધનારીના હાથનું ખાતી નહિ. માત્ર હાથે રાંધી એક વાર સાંજે જમતી.

હંમેશાં તે એકાદ વાર ગુલાબબાગમાં ફરવા જતી. તે સુંદર બગીચામાં ચોતરફ ગુલાબપુષ્પો બહેકી રહેતાં. અંદર દાખલ થતાંજ એમ લાગતું કે જાણે ચોતરફ ગુલાબજળના ફુવારાઓ ઉડી રહ્યા છે. એ બગીચામાં આરામ લેવાને વચ્ચે એક ખુલ્લી આરસપ્હાણની બેઠક બનાવી હતી.

સંધ્યાકાળ વીતી ગયો હતો. આકાશને રૂપેરી રંગે ધોળતો ચંદ્રમા ધીમે ધીમે ઉપર આવતો હતો. લાલ ગુલાબો ઉપર સફેદ કિરણો પડી અપૂર્વ શોભા ઉત્પન્ન કરતાં હતાં. પૂર્ણિમા બહુવારથી આમ તેમ ફર્યા કરતી હતી. ત્હેનાં કમભાગ્ય વિષે, હરામી લાજપત વિષે, રૂમી બેગમની ઉદારતા વિષે, અનેક વિચારો ત્હેના મનમાં આવતા હતા. અંતે ફરતાં અને વિચારતાં થાકીને પેલી આરસપ્હાણની બેઠક ઉપર તે સુતી. કેમકે હમણા તે બહુજ અશક્ત થઇ ગઇ હતી.

પૂર્ણિમાને સુતેલી જોઇ, ત્હેના જેવી સુંદર સ્ત્રીની સેવા કરવાનો લોભ પવન જાણે ખાલી શકયો નહિ. તેથી તાજાં ફુટેલાં ગુલાબની સુગંધની ચોરી કરી પૂર્ણિમાની નાસિકા ઇંદ્રિયને મગ્ન કરવા લાગ્યો. પૂર્ણિમાના વીખરાતા વાળોની લટોને આમતેમ મંદમંદ ડોલાવવા લાગ્યો. ત્હેના વાળોથી ઢંકાયલા કપાળ ઉપરના પરસેવાનાં બિંદુઓ પોતાની શીતળ લહરીઓથી સુકાવી દેવા લાગ્યો. આ પરિચર્યાને પરીણામે પૂર્ણિમા ગાઢ નિદ્રામાં પડી ગઇ.

એ વખતે દૈવની કરામતથી એક બીજી વ્યક્તિ આ બગીચામાં દાખલ થઇ. ત્યાં બીજા પુરુષોને પ્રવેશ કરવાનો અધિકાર નહિ છતાં, શાહજાદાઓને માટે ત્હેનાં દ્વારો ખુલ્લાંજ હતાં. ખુશરૂના મહેલની આજુબાજુ પર પણ એવોજ બગીચો હતો. પરંતુ ત્યાં માત્ર માલતી, જુઇ, ચંપો, બકુલ આદિનાંજ પુષ્પ છોડ–વેલીઓ હતી. ગુલાબ તો બીલકુલ નહતો. તેથી ખુશરૂ કંઇક ખ્યાલને લીધે થોડાંક બસરાઇ ગુલાબ ચુંટવાને રૂમીબેગમના બગીચામાં આવ્યો. આ બે મ્હેલોના બગીચાઓ વચ્ચે માત્ર એક સાધારણ ઉંચાઇની વંડી હતી. અને ત્હેમાં એક ન્હાનકડી બારી હતી.

ખુશરૂ બગીચાના પછવાડેના ભાગ તરફથી દાખલ થયો હતો. એથી આરસપ્હાણની બેઠક પર સુતેલી પૂર્ણિમા વિષે ત્હેને કંઇજ માલમ પડયું હતું નહિ. એકાએક ત્હેની નજર તે પર પડી. ત્હેણે જરાક આગળ આવીને જોયું, તો પૂર્ણિમાને સુતેલી દીઠી!

રૂપવતી પૂર્ણિમાના મુખ ઉપર ચંદ્રકિરણો ખેલતાં હતાં. જાણે કોઇ પરી બેહસ્તમાંથી ગુલાબ ચુંટવાને તે બાગમાં આવી હોય, અને વિશ્રામ લેવા શયન કર્યું હોયની!

એકાંત સમયનો લાભ લઇ શયતાને આવી ખુશરૂના હૃદય પર પોતાની સત્તા જમાવી. ખુશરૂ શયતાનની કેળવણીથી અધિરો બની, પ્રબળ આકાંક્ષાના આવેશમાં બોલી ઉઠયો: "આવી રીતે, આટલે પાસેથી તો ત્હેના સૌન્દર્યનું પાન કરવાનો પ્રસંગ કદિ મળ્યો નહતો. પૂર્ણિમા! પૂર્ણિમા! તું તો બેહસ્તની હુરી છો! હાય પૂર્ણિમા! મ્હારી પિયારા ત્હારા જેવી રૂપવતી હોત?"

ખુશરૂના આ આવેશમય અવાજથી પૂર્ણિમા જાગી ઉઠી. ઝટપટ ઉઠી ઉભી થઇ ગઇ અને કસાણે મ્હોએ બોલી: "શાહજાદા! આ શું

આપના હૃદયની મ્હોટાઇ? મ્હને અકાળે વિધવા બનાવી, છતાં હજુએ આપની આશા મટી નહિ? શાહજાદા ખુશરૂ! કયાં ગઇ આપની પરોપકાર વૃત્તિ? કે જેને લીધે બેભાન અવસ્થામાંથી મને બચાવી લાવ્યા? એકાંતમાં ઉંઘતી સ્ત્રી સામે ઉભા રહી આવાં વચનો આપને—અકબરશાહના પૌત્રને—યોગ્ય છે કે?"

ખુશરૂ ઝંખવાણો પડતાં બોલ્યો: "કબૂલ કરૂં છું, કે ત્હારી નિંદમાંની હાલતમાં મ્હેં અહીં આવી ગેરઇન્સાફ કર્યો છે. પરંતુ તું શું બોલે છે પૂર્ણિમા? મ્હેં ત્હને વિધવા બનાવી? કોણે ત્હને એ કહ્યું? ખુદાની દુહાઇ! આજ દિવસ સુધી આ બેગુનાહ હાથો ઇનસાનના ખૂનથી ખરડાયા નથી!"

પૂર્ણિમા: "મેં લાજપતને મ્હોંએથી સાંભળ્યું છે, કે આપના ફરમાનથીજ દુર્જયને ઝહર આપી મારવામાં આવ્યો છે."

ખુશરૂ ઉશ્કેરાઇને બોલી ઉઠયો: "તદ્દન સહરાગાત! છેક ભૂલથાપ આપવામાં આવી છે ત્હને પૂર્ણિમા! ત્હારો ખાવિંદ દુર્જય હજુ હયાતજ છે. ત્હારા ઉંચતાલેનો આફતાબ હજુ તપે છે. પરંતુ તે પુઝુલ!"

પૂર્ણિમા: "ત્હેની કંઇ સાબીતી છે શાહજાદા?"

ખુશરૂ: "આ જો, આ ગુપ્ત પત્ર દુર્જયે લાજપતને આપ્યો હતો, ત્હને આપવા સારૂ. પરંતુ શયતાન લાજપતે તે ત્હને પહોંચાડયો નહિ. એ મ્હને ત્હેના અંગરખાના ગજવા તપાસતાં હાથ લાગ્યો હતો."

ખુશરૂએ તરતજ એક ન્હાનો કાગળનો ટુકડો પોતાના ગજવામાંથી બહાર કાઢયો, અને પૂર્ણિમાને આપ્યો. તે પત્ર વાંચી, દુર્જયના દસ્તખત ઓળખી પૂર્ણિમા સમજી કે ત્હેની ધારણા ભૂલ ભરેલી હતી. શાહજાદો ત્હેના પતિનો ખૂની ન હતો. શયતાન લાજપતે ત્હેને પોતાની બનાવવાના હેતુથીજ એ પ્રપંચ કર્યો હતો.

લાજપત તરફથી મળેલી અંગુઠી ત્હેણે ખુશરૂને બતાવી કહ્યું: "હવે મને જણાયું કે તે રાજપુત કુલાંગારે મને છેતરી હતી! હું પણ ત્હેની જાળમાં ફસાતી બચી ગઇ. ત્હેનો ભેદ હવે મ્હને સમજાયો."

ખુશરૂએ પણ આથી એક છુટકારાનો દમ ખેંચ્યો. સંજોગવશાત તે દિવસે સવારમાંજ ત્હેણે લાજપતને ત્હેના ગુનાહની સજા તરીકે જીંદગીભરની કાળી કોટડીની સજા ફરમાવી હતી. લાજપતે ત્હેની પાસે કંઇપણ ગુપ્ત નહિ રાખતાં સઘળી હકીકત ખુલ્લાં દીલથી કબુલી, છતાં અંધારખાનામાંથી ત્હેનો છુટકારો થયો નહિ.

ખુશરૂનો ખુલાસો જાણ્યા પછી, ત્હેના તરફ પોતે અયોગ્ય વર્તન ચલાવ્યા બદલ પૂર્ણિમાને બહુ પસ્તાવો થયો. તે હાથ જોડી ખુશરૂને કહેવા લાગી: "મ્હને માફ કરો શાહજાદા!"

ખુશરૂ પૂર્ણિમાની આ નમ્રતાને શુભ અવસર સમજી બોલ્યો: "ત્હને માફી આપવાને હું નાખુશ નથી. ત્હારી આરજુ પૂરાતી હોય તો હું બદમાશ લાજપતનું બેતન થયેલું સર સુધાં ત્હને ભેટ કરવાને તૈયાર છું! ત્હારી ખાતર શું ન કરૂં પૂર્ણિમા? આજ મ્હારા જીગરના બંધ તુટયા છે. ત્હારા જેવી ખુબસુરતના મોહમાંથી તે દહાડે હું છટકી શકયો હતો. પરંતુ આજે છટકી શકું તેમ નથી. દુર્જયની ધારણા હવે ફોકટ છે. સજાની બ્હીકે તે પાછો આવી શકે તેમ નથી. લાજપત જેવા શયતાનના પંજામાંથી મ્હેંજ ત્હને છોડાવી છે. આથી કંઈક બદલાની મ્હને આશા છે. મ્હેં રંજ ખેંચીને ત્હને મરતી બચાવી છે. તે જીંદગી ઉપર શું મ્હારો કંઇજ હક નહિ પૂર્ણિમા! જોરાવર ઇચ્છા, બળતી આગ જેવી ત્હારી તરસને તળીએ રહીને આજ શયતાને મને હેવાન બનાવી દીધો છે. પૂર્ણિમા તું મ્હારી સાથે મ્હારા ખાસ મહેલમાં ચાલ. જે માગીશ તે મળશે. ગવ્હરો અને ઝવેરો જોઇતાં હોય તો તેથી હું ત્હને ઢાંકી દઇશ. શહેનશાહબાનું થવાની ઉમેદ હોય તો તે પુરવા હું બાબાને બેવફા થઇશ. ત્હારી ખાતર બાબાનું તાજ ઉતારી ત્હને પ્હેરાવી દઇ આગરાનું શાહી તખ્ત ત્હારા કોમળ કદમથી પાક કરીશ. પહેલીજવાર ત્હારા દિદાર દેખ્યા ત્યારથી અનેક રંજો વેઠી છે. મન મારવાને બહુએ કર્યું છે. પરંતુ હવે મને જણાય છે, કે મ્હારી દિલપરની જબરદસ્તી કરતાં, ત્હારી ખુબસુરતીની મોહિનીમાં વધુ તાકાત છે. કાં પૂર્ણિમા તું આટલા હુસ્ન અને રૂપ સાથે જન્મી?"

ખુશરૂ આવેશપૂર્વક પૂર્ણિમાને આલિંગન કરવાને ધસ્યો. પૂર્ણિમા ખસી જઇ ગુસ્સા ભરી આંખે તિરસ્કાર કરતી બોલી: "ખબર ન હતી કે મોગલ વંશમાં આવા અધમ પુરૂષો પાકતા હશે? તું અકબરશાહનો પૌત્ર ને ખુશરૂ? તુચ્છ એ વસ્ત્રાલંકારો!

તુચ્છ રાજ સિંહાસન! રંક પણ પતિવ્રતા સતીધર્મ પરાયણ રાજપુત વીરાંગનાને મનથીએ એ ઐશ્વર્ય અતિ તુચ્છ છે! ધિક્કાર છે ત્હારી એ કલંકિત જીભને, કે જે વડે તું આવા બદ કલામો કહી રહ્યો છે. ધિક્કાર છે ત્હારી પરોપકારી વૃત્તિને? ધિક્કાર હો ત્હારા ગરીબને આશ્રય આપ્યાના અભિમાનને? આ જ ત્હારા જીગરની ઉદારતા કે શાહજાદા? એક નિરાધાર, નિઃસહાય, દુઃખી અબળા ઉપર અનાચાર કરી તું અકબરશાહના ગૌરવભર્યાં નામ ઉપર ન ભુસાય એવો કલંકનો ડાઘો લગાડવા ઇચ્છે છે? મ્હને જવા દે. હું ત્હને આશીર્વાદ આપી ચાલી જાઉં છું."

જેવા દસ્ત ચુંબવા દે. તેથી હું મને ખુશ નસિબ ગણીશ. થોડો વખ્ત મ્હને એ બેહસ્તની મઝા લુંટવા દે. આતશના શોલામાં હું જલું છું પૂર્ણિમા!"

આખિરે ખુશરૂ વધારે ધીરજ ધારી શક્યો નહિ. તે બળાત્કારે પૂર્ણિમાનો હાથ પકડી બોલ્યો: "સંગદિલ! ત્હને આટલી આટલી અરજ કરી ત્હોએ ત્હારી ઇનાયત ન થઇ? મ્હારી તકસીર શા માટે ગણે છે? ફોકટ ફિટકાર શા માટે દે છે? ગુન્હો મ્હારી આંખોનો છે કે ત્હારા આ આલમને મસ્ત કરનાર રૂપનો છે?"



ફકીરે પોતાની બનાવટી દાઢીમુછ કાઢી નાખી, પુર્ણિમાને કહ્યું: "કેમ હવે ઓળખાણ પડે છે?"

કોઇ બીજે વખતે એ અભિમાની શાહજાદાને આવાં વચનો જો કોઇએ સંભળાવ્યાં હોત, તો તરતજ તે કેદખાનાની સજાને પાત્ર ઠરત. પરંતુ ખુશરૂને ત્યારે શયતાને ભમાવ્યો હતો. ત્હેના હૃદયની સ્વભાવિક મહત્તા, સંસ્કારીતા, સ્વમાન, સર્વે ત્યારે ચાલ્યાં ગયાં હતાં. રૂપના મોહમાં ફસેલો ખુશરૂ, પૂર્ણિમા તરફ જોઇ બોલ્યો: "હવે વધારે મ્હને સતાવ નહિ. અરમાનનો ઉભરો આતશના ભભૂકાથીએ વધારે જલાવે છે. પૂર્ણિમા! દિલદાર! હું ત્હને મ્હારી બેગમ બનાવીશ. પિયારા ત્હારી બાંદી બનશે. એકવાર ત્હારા આ કમળ

પૂર્ણિમા બળપૂર્વક પોતાનો હાથ છોડવી દૂર ખસી જઇ બોલી: "સતીના સતીત્વમાં કાંઇ પ્રભાવ હોય! સતીના સતીત્વમાં જો કંઇ શક્તિ હોય! દુર્જયથી છંડાયલી છતાં હજુ પતિ તરીકે ત્હેનેજ વફાદાર હોઉં તો શાહજાદા ત્હને શાપ આપું છું કે ત્હારી આ કલંકિત આંખો એક દહાડો ફુટશે. ત્હારી સત્તાનું અભિમાન એક દહાડો ધૂળમાં મળશે. આજ મ્હારી આંખોમાં જે રીતે આંસુ વહે છે, તેમ એક દિવસે ત્હારી આંખોમાંથી પણ એમજ અશ્રુ પ્રવાહ વહેશે."

ઉપલા શબ્દો પુરા થયા, એજ સમયે એક પ્રચંડ પુરુષ બાગમાંનાં વૃક્ષોના અંધકારતળેથી શાહજાદાની પછવાડે આવ્યો. અને ત્હેણે ત્હેને જોરથી એક ધક્કો માર્યો. આથી શાહજાદો સમતોલપણું ખોઇ એક પત્થરની શીલા ઉપર પટકાઇ ગયો. મૂર્ચ્છા આવવાથી તે બેભાન થઇ ગયો. પૂર્ણિમાએ જોયું તો ત્હેને બચાવનાર એક લીલાં વસ્ત્રોવાળો મુસલમાન ફકીર સામે ઉભો હતો.

ફકીરનું મ્હો શ્વેત દાઢીમુછથી ઢંકાયલું હતું. ત્હેની આંખોમાંથી અગ્નિ વરસતો હતો. પૂર્ણિમાને કંઇપણ પૂછવાનો પ્રસંગ નહિ આપતાં ફકીરે ત્હેને કહ્યું: "એક પણ હરફ બોલ્યા વિના મ્હારી સાથે ચાલ. તું જબરદસ્ત આફતમાં સપડાઇ છે!" ફકીરના હાથમાં શાહજાદાની અંગુઠી જોઇ માનપૂર્વક પેહેરેગીરે ત્હેને રસ્તો આપ્યો.

ફકીર આગળ અને પૂર્ણિમા પાછળ એમ અર્ધોક કોશ રસ્તો કપાયો.

અત્યાર સુધી પૂર્ણિમા એક શબ્દ પણ બોલી ન હતી. હમણાં સાહસ કરી પૂછ્યું: "મહાત્મન્! આ કમનસીબ ઓરતને આપનું ઓળખાણ મળશે કે?"

ફકીર ગંભીર સ્વરે બોલ્યો: "ઉતાવળી ના થા પૂર્ણિમા! હું ત્હારાથી છેક અજાણ્યો નથી. આપણે જવાનુ સ્થળ હવે પાસેજ છે. ત્યાં ગયા પછી બધું ત્હને જણાવીશ."

અજાણ્યા ફકીરને મ્હોંએ પોતાનું નામ સાંભળી પૂર્ણિમાને બહુજ અજાયબી લાગી. તે વિચાર કરવા લાગી: ફકીર સંન્યાસી દૈવી શક્તિવાળા મહાપુરુષો હોય છે. તો ત્હેને નામ જાણવું શું મોટી વાત છે.

આથી પૂર્ણિમા નિરૂપાયે કાંઇપણ વધારે પૂછગાછ કર્યા વિના ફકીરની પછવાડે પછવાડે જવા લાગી. મેદાન પુરૂં થતાંજ એક ન્હાનકડું ગામડું આવ્યું. ત્હેમાં ન્હાનાં ન્હાનાં ઘણાં ઘરો આવેલાં હતાં. ફકીર રસ્તાનો એક વાંક વળી એક ન્હાના સરખા ઘરની સામે આવી ઉભો રહ્યો. ત્હેણે બૂમ પાડી: "મૃણમયી! ઓ મૃણમયી?"

એક નાજુકડા શરીરવાળી ભીલ બાલાએ આવી બારણું ઉઘાડયું. ફકીરે બારણું બંધ કરતાં તે બાળાને કહ્યું: "જા સુઇ જા, બહુ મોડી રાત થઇ છે."

પૂર્ણિમા ફકીરની આ બધી હીલચાલ જોઇ બહુજ અચંબો પામી. એક દીવાના અજવાળાથી આ લૌકીક ઓરડામાં જઇ ફકીરે પોતાની બનાવટી દાઢીમૂછ કાઢી નાખી પૂર્ણિમાને કહ્યું: "કેમ હવે ઓળખાણ પડે છે?"

પૂર્ણિમા ત્હેના મુખ સામે દૃષ્ટિપાત કરતાંજ આશ્ચર્ય પામી બોલી ઉઠી: "કોણ ત્હમે? દુર્જય! પ્રાણેશ્વર! અભાગણી હું આટલીવાર આપને પીછાણી શકી નહિ. આમ છુપે વેશે રહેવામાં આપનો શો હેતુ હતો દુર્જય?"

દુર્જય: "શો હેતુ હતો તે પછી ત્હને જણાશે. પરંતુ મ્હને લાગે છે કે ત્હારૂં ભાગ્ય ઘણું બળવાન! નહિ તો ભાગ્ય જોગ વિના હું સીક્રીના શાહી મ્હેલમાં કયાંથી?"

પૂર્ણિમા દુર્જયનાં ચરણોમાં પડી બોલી: "ત્હમે દેવ છો, હું કેટલી કમનસીબ કે આપ સરખા દેવની સેવા કરવા ચરણોમાં સ્થાન મળ્યું નહિ. ત્હમને શી રીતે મ્હારી ખબર મળી?"

દુર્જય બોલ્યો: "ટુંકામાં ત્હને બધું કહું છું. કેદખાનાના ભયંકર ત્રાસથી કંટાળી એક તોફાની રાતે હું નાસી છુટયો. લાજપતસિંહ તે વખતે જેલખાનાનો મદદનીશ રક્ષક હતો. ત્હેણે પસ્તાતે દીલે એકવાર મ્હારી માફી ચાહી. ત્હેણે મ્હને નાસી જવાને ઉશ્કેર્યો. એક બહુજ તોફાનવાળી રાત્રીનો લાભ લઇ જાળીઆંના સળીયા કાઢી હું પલાયન કરી ગયો. તે રાત્રે વરસાદ અને પવનનું મ્હોટું તોફાન હોવાથી મ્હને નાસી છુટવામાં કંઇ અડચણ પડી નહિ. કમનસીબે મ્હારી અંગુઠી હું તે કેદખાનાના એ ઓરડાના ગોખલામાં ભૂલી ગયો. ત્હને ખબર છે કે તે અંગુઠીને મંત્રબળવાળી સમજી હું હમેશ પહેરી રાખતો. પરંતુ તે અંગુઠી પાછી મેળવવાને કેદખાનામાં ફરી પેસવાનું સાહસ કરી શકયો નહિ. છૂટયા પછી મ્હને એમ થયું કે શયતાન ખુશરૂ મ્હારા સઘળા દુઃખનું કારણ છે. વળી માનસિંહે અન્યાયથી મ્હને કેદમાં પૂર્યો હતો માટે ત્હેની સઘળી કુટુંજાતિ હું ધૂળમાં મેળવી દઉં. મ્હારી શક્તિ જો કે એટલી ન હતી, તો પણ કોઇપણ રીતે સુલતાન સલીમને મળી એ મ્હારા બંને શત્રુઓને હું મીટ્ટીમાં મેળવવા ચાહતો હતો. કારણ કે મ્હને ખબર હતી કે ફત્તેપુરના શાહી મહેલમાંના એક કમરામાં કેટલાક ખાસ રાજનૈતિક પત્રો છુપાવવામાં આવ્યા છે, કે જે વડે હું સુલતાન સલીમને સાબીત કરી આપી શકું કે ખુદ ત્હેના વારસ પુત્રેજ ત્હેનું ખૂન

વાની પેરવી કરી હતી. એટલા માટે ફકીરને
ો મેં મહેલમાં પ્રવેશ કર્યો હતો. ખુશરૂએ
ના નામવાળી જે વીંટી ત્હને આપી હતી,
ત્હેં મને આપેલી હતી. તે ત્યારે કંઇ
યોગી ન હતી. પરંતુ વખત આવે ઉપયોગી
ઇ પડશે, જાણી મેં સાચવી રાખી હતી.
ના બળેજ આજ શાહી મહેલમાં વિના
ડચણે દાખલ થઇ શકયો, અને બ્હાર નીકળી
કયો હતો.

"ખુશરૂ બાગમાં ફરવા ગયો છે એ ખબર
ક દાસી પાસેથી મળી. શાહજાદાને મળવાની
ાસ જરૂર હતી એમ મ્હેં કહેલું હોવાથી
સી મ્હને એક ઓરડામાં બેસાડી શાહજાદાને
લાવા ગઇ. મેં પણ એટલો બધો દેખાવમાં
ફાર કર્યો હતો કે તે મ્હને ઓળખી શકે
ન હતું.

"વિસામો લેવા ખુશરૂનાજ ઓરડામાં બેઠો.
ગી લાગ જોઇ પેલા કાગળ પત્રો મેળવવાનો
ન કર્યો. ત્યારે ત્યાં કોઇ નહતું. બહુ તપાસ
તાંએ ત્હેનો કંઇ પત્તો મળ્યો કહિ. એવામાં
સાળમાં કોઇના પગલાંનો અવાજ સાંભળી
ાવળો ઓરડામાંથી નીકળી બાગમાં સંતાઇ
ા, જયાંથી મેં ત્હારી બૂમો સાંભળી. પછી
થયું તે તું જાણે છે."

પૂર્ણિમાએ અજાયબીથી દુર્જયની વાત
ાંભળી. પછી પોતાનાં કપડાંમાંથી પેલી
ત્રેલી અંગુઠી કાઢી દુર્જયને આપી બોલી:
આ અંગુઠી લાજપતે મ્હને મ્હારા વૈધવ્યની
શાની રૂપે આપી હતી દુર્જય! ભગવાન
ારી તરફ ઘણોજ દયાળુ! નહિ તો, આમ
કાએક મ્હારા સૌભાગ્યના સૂર્યનો ઉદય
ાંથી થાય? આ લ્યો આપની વીંટી. ઓહ
ો લાજપત સેતાન!"

પૂર્ણિમાએ દુર્જયને લાજપત સાથે બનેલા
સંગની સઘળી હકીકત ખુલાસાવાર કહી
ંભળાવી. તેથી દુર્જયને માલમ પડયું કે
ા પ્રસંગોને વશ થઇ પૂર્ણિમાનુ સીકીના
ાહી મહેલમાં આવવું થયું હતું. લાજપતની
ટતા જાણી દુર્જયની ક્રોધથી મુઠીઓ વળી
ઇ. પરંતુ ત્હેણે મનનો ગુસ્સો મનમાંજ
ાવ્યો.

દુર્જય એક લાંબો નિશ્વાસ નાંખી બોલ્યો:
સર્વશક્તિમાન ઇશ્વરને ધન્ય છે, કે જેણે
ાજે ત્હારા શીયળનું રક્ષણ કર્યું છે. હવે
ર્ણિમા તું મ્હારી સાથે આવવાને તૈયાર થા.
ારા ગુરુદેવનું આશ્રમ ત્હારે માટે ખરેખરૂં
નિર્ભયસ્થાન મને જણાય છે. ત્યાં હમણા
થોડો વખત ત્હારે રહેવું જોઇશે. તે હમણાં
તીર્થજાત્રા કરવા જવાના છે. હરદ્વાર અને
પંચનદ (પંજાબ) ના તીર્થો કરવાની ત્હેમની
ધારણા છે. કાલે સવારેજ આપણે અહીંથી
નીકળીશું. આ ઘર મ્હારા એક સ્નેહીનું છે.
ત્હેને આ એક પુત્રીજ છે. એ સિવાય કોઇ
બીજું આ ઘરમાં નથી. અહીંયાં પણ ત્હને
સંતાડી શકાતે, પરંતુ આ સ્થાન સીકીથી
ઘણું નજદીક છે. કદાચ એ ખુશરૂ વળી
કંઇ નવી આફતનું કારણ થઇ પડે."

આ સિવાય પતિપત્ની વચ્ચે બીજી અનેક
વાતો થઇ. વખત કોઇને માટે અટકતો નથી.
રાત્રીનો ત્રીજો પ્હોર વીતી ગયો. ઉષાના પ્રકા-
શથી સુપ્ત પ્રકૃતિ જાગૃત થઇ હતી. દુર્જયના
મનમાં આગલી વાતો સાંભરી આવવાથી તે
રાત ત્હેણે ખરાબ સ્વપ્નામાં ગાળી હતી. તેથી
ઉલટું પૂર્ણિમા તે રાતે સુખદ સ્વપ્નોમાં લીન
હતી. સવારે એકની સામે ચિંતાનો સમુદ્ર ઉછ-
ળતો હતો, બીજાને સોનેરી સુખદ પ્રભાત
હતું, આનું નામ વિધિની વિચિત્રતા!

## સત્તાવીશમો પરિચ્છેદ.

શ્યામ સલીલા જમનાને સામે કિનારે સુલ-
તાન સલીમનો એક ઉધાનપ્રાસાદ હતો.
ત્હેનું નામ હતું "શાહીમંજીલ." સુલતાનની
મુખ્ય બેગમ, શાહીબેગમના નામ ઉપરથી તે
મહેલનું નામ પડયું હતું.

બાબા સાથેના મેલાપ પછી કેટલોક વખત
સુલતાન આગરાના શાહી મહેલમાંજ રહ્યો.
પરંતુ રાજખટપટમાં મશગુલ શાહીમહેલમાં
નિરાધાર વધારે વખત રહેવાની ત્હેને હિંમત
થઇ નહિ. વળી ત્યાં થોડો વખત ગાળ્યા પછી
ખુશરૂ સાથે સાઠમારીવાળી ખટપટ થઇ.
એ સમયે શાહીમહેલની સંભાળનું કામ
પોતાની માંદગીના કારણસર શહેનશાહે પોતાના
દૂધભાઇ ખાન અજીજનેજ સોંપ્યું હતું.
પાઠક જાણે છે કે એ ખાનસાહેબ ખુશરૂનો
સસરો થતો હતો. અને રાજા માનસિંહનો
તે વિશ્વાસુ મિત્ર હતો. આથી જો સંજોગ
મળે તો વખતે ત્હેના કાલાવાલાથી સુલતાનના
સુખસ્વપ્નો હવાઇ કિલ્લાની માફક લટકતાંજ
રહી જાય. એ વાતનો સુલતાનને ભય હતો.

પોતાના સલાહકાર ઉમરાવોની સૂચનાથી
તેમજ અનેક રીતે પોતાના હીત અહીતનો
વિચાર કરી, જમના કિનારે શાહીમંજીલમાંજ

નિવાસ કરવો એ સલીમને યોગ્ય જણાયું. આગરાના શાહીદરબારના ઘણાએક ઉમરાવો હેના પક્ષમાં હતા. હેની મારફ્ક શાહીમહેલમાં બનતા સઘળા બનાવોની બરાબર માહીતી તેને મળતી હતી. તેમજ શાહીમંજીલથી જમના ઉતરી દરરોજ શહેનશાહની તબીયતના સમાચાર લેવા એક વાર તે જાતે જઇ આવતો હતો. હેમાં કોઇ પણ પ્રકારની અડચણ પડે તેમ નહતું.

આ શાહીમંજીલમાં માત્ર સુલતાન અને હેની પ્રિયતમા શાહીબેગમ તથા દાસદાસીઓ સિવાય કોઇ ન હતું. શહેનશાહની સલાહથી જો કોઇ હોય તો તે રાજા માન અને ખાન-અજીજ હતા.

સુલતાન સલીમને એક બીજી રાજપુત બેગમ હતી. હેનું નામ જગતબાઇ હતું. તે મારવાડના રાજા ઉદયસીંગની પુત્રી હતી. તે જગતબાઇજ હિંદના ભાવિ શહેનશાહ શાહજાદા ખુરમ (શાહજહાન)ની જનેતા હતી. પરંતુ બધી બેગમોમાં સલીમ હેની મુખ્ય બેગમ,—અંબર રાજકુમારી જોધબાઇ—અથવા શાહી-બેગમનેજ સૌથી વધારે ચાહતો હતો. કારણકે તેજ રૂપે, ગુણે, પતિપ્રેમે સૌથી ચડીઆતી



શાહીબેગમના દિલમાં વિચારનાં મોજાં વેહેતાં હતાં. હાય ! મારો જન્મ કાં અંબર રાજવંશમાં થયો ?

હતી. અકબરનો પણ હેના ઉપર પક્ષપાત હતો. તે ભવિષ્યની શહેનશાહબાનુ હતી, પતિનો આટલો પ્રેમ હતો, સસરાજીનું એટલું માન હતું, તોપણ તે મનથી સુખી ન હતી. હેના દુઃખનું કારણ—હેનો ઉદ્ધત પુત્ર ખુશરૂ, સ્વાર્થપરાયણ ભાઇ માનસિંહ અને કુટનીતિ કુશળ વ્હેવાઇ ખાનસાહેબ સિવાય કોઇ ન હતું.

ખુશરૂ સીક્રી ચાલ્યો ગયો હતો, એ વાત તેઓ બંને જાણતાં હતાં. ખુશરૂના જવાથી સુલતાનને કંઇજ લાગ્યું નહતું. પરંતુ શાહી-બેગમ તેથી ઘણીજ દીલગીર રહેતી હતી. હેના દુઃખનાં મુખ્ય કારણો શહેનશાહની ગંભીર માંદગી, હાથીની સાઠમારી પછી બાપ બેટા વચ્ચે થયેલો અણબનાવ,—જે દૂર થવાનો કોઇ સંભવ નહતો.

શાહીબેગમને પોતાના ભાઇ—રાજા માન ઉપર જરાએ ભરૂસો નહતો. તે માનતી હતી કે ખુશરૂના મગજને ભંભેરનાર, હેના મનમાં તાજતખ્તની લાલચ ઉત્પન્ન કરનાર, ધન અને લશ્કરથી હેને સહાય કરી આડે રસ્તે દોરવનાર

આગળ જણાવી ગયા પ્રમાણે દરરોજ સુલ-તાન સલીમ આગરાના શાહીમહેલમાં બિમાર બાદશાહની ખબર લેવા જતો અને રાતે પાછો શાહીમંજીલમાં આવી જતો. આજ હેને પાછો આવતાં દરરોજ કરતાં વધારે વખત થઇ જવાથી શાહીબેગમ બહુજ ચિંતામાં પડી ગઇ હતી.

તે ધીરજ છોડીને ઉત્કંઠાથી ત્હેની રાહ જોઇ રહી હતી. તેના દીલમાં ખોટી શંકાઓના તરંગ ઉઠવા લાગ્યા હતા. મનમાં વિચારોનું ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. ત્હેના સરળ હાસ્યથી છવાયલા મુખ ઉપર અત્યારે ચિંતા અને તુફાનનાં કાળાં વાદળાં છવાઇ ગયેલાં જણાતાં હતાં. ત્હેનું મન બહેલાવવાને કુશળ ગાનારીઓએ બીન અને સારંગીના સુરોને છોડવા માંડ્યા, પરંતુ ત્હેનું દીલ ત્હેમાં પરોવાયું નહિ. તે ચંચળ મને, બળતે જીગરે એક રસ્તાપર પડતી ખુલ્લી બારી પાસે આવી ઉભી રહી. પરંતુ ચંદ્રકિરણોથી શીતળ બનેલી રાત્રી અને જમનાનાં પાણીથી ઠંડો બનેલો પવન, ત્હેના દીલની આગને હોલવી શકયાં નહિ.

નજર સામે તારા જડીત નભોમંડળ નીલ વર્ણથી શોભી રહ્યું હતું. ચંદ્રના પ્રકાશમાં શાહીમંજીલના ગગનચુંબિત મીનારાઓ રૂપેરી સ્તંભ જેવા શોભી રહ્યા હતા. શુભ્ર રૂપેરી કિરણો જમનાના સ્વચ્છ પ્રવાહ ઉપર પડી કોઇ અતુલ શોભા ઉત્પન્ન કરતાં હતાં. પ્રવાહની અસ્થિર ઉર્મિઓ ઉપર નાચતાં કિરણો ત્હેના ભાગ્યની અસ્થતાની જાણે સાક્ષી આપતાં હોય, એવાં જણાતાં હતાં. કયે વખતે શું બનશે તે જાણવું દુર્ઘટ હતું.

શાહીબેગમના દિલમાં વિચારનાં મોજાં વહેતાં હતાં "હાય! મ્હારો જન્મ કાં અંબર રાજવંશ થયો? શાને મોગલ બાદશાહનાં બેટાની બીબી થઇ? થઇ તો આવા કુલાંગાર બેટાની માતા થવાનું કાં સરજ્યું? આવો કુટનીતિ પરાયણ ભાઈ પણ કેમ મળ્યો? દિલ્હીશ્વરની પુત્રવધૂ થવામાં આ સુખ?

સામે તીરે સેંકડો ચીરાગોથી આગરાનો શાહીમહેલ ઝમકી રહ્યો હતો. ત્હેના સૌથી ઉંચા સ્થાનમાં શહેનશાહનું શયનગૃહ હતું. અગણિત સ્ફટીકની દીવીઓ ઉપર બળતા દીવાઓથી તે પ્રાસાદમાં સદૈવ પૂર્ણિમા જેવો પ્રકાશ થઇ રહેતો. તે અસંખ્ય દીપાવલીના પ્રતિબિંબ જમનાના પ્રવાહ પર પડી, કંપાયમાન હીરાકણીઓ સમાન અપૂર્વ શોભા આપતાં હતાં. આજ તે દીપકો આટલા ક્ષીણ કેમ જણાય છે? શું મ્હારી આશાનો સૂર્ય આથમ્યો છે? શું કપટીઓની કપટજાળમાં આજ સુલતાન સપડાયો છે? કે મ્હારો ઉછાછળો પુત્ર ખુશરૂ, ત્હેની માતાને અકાળે વિધવા કરી ખૂનથી ખરડાએલા હાથે સિંહાસનનો માલીક થયો છે? હાય! કમ્બખ્ત ખુશરૂ, તું કેવી આફતને બોલાવી રહ્યો છે!"

એજ વખતે તે ગોખના અંધારા ખુણામાંથી જાણે શાહીબેગમના શબ્દોનો પડઘો પડતો હોય તેમ કોઇ બોલી ઉઠયું: "કમ્બખ્ત ખુશરૂ! શું આખરે ત્હેંજ આફત આણી કે?"

શાહીએ ચમકીને ધડકતે દીલે પાછું ફરી જોયું તો પાસેનાજ એક સ્તંભને ઓથેથી કોઇ ધીમે ધીમે ત્હેની તરફ આવી રહ્યું છે. શાહી વ્હેમના વમળમાં પડી ભયભિત સ્વરે બોલી: "કોણ–કોણ–એ? કોણ ત્યાં ઉભું છે?" જરાક આગળ જઇ જોયું તો સ્વયં સુલતાન સલીમ ઉભો હતો. સુલતાને કહ્યું: "શાહી! ત્હને કંઇ ડર લાગ્યો કે?"

શાહી સુલતાનને ભેટી પડતાં બોલી: "બસ હવે આરામ! આપ આવી પહોંચ્યા? ખુદા મહેરબાન! આતશી આગમાં જલતી હતી પ્યારા! બોફનાક શયતાન મ્હને દર્દનાક ખ્યાલોમાં ગિરફતાર કરી રહ્યો હતો—કેવા બુરા ખ્યાલ અને વ્હેમ! મ્હારૂં જીગર ધડકી રહ્યું છે."

સુલતાને કહ્યું: "કદાચ ત્હને એમ થયું હશે, કે માનસિંહ અને અજીજની જાળમાં સપડાઇ હું મહેલમાં બંદીવાન બન્યો હોઇશ! અને ત્હારા કુઃખનું કલંક ખુશરૂ બાબાના ખૂનથી ખરડાયલા હાથોએ રાજદંડ ધારણ કરી બેઠો હશે?"

શાહી: "એમજ! એમજ! શાને મ્હારી આ હાલત થઇ? ખુદા! આફતમાંથી બચાવી લે. મ્હને આમાંથી છોડવ."

સુલતાન સલીમ કઠોરતાપૂર્વક મ્હેણું મારતાં બોલ્યો: "નહિ, શાહી! ત્હારો એ ડર એમ નહિ જાય. જ્યાં સુધી મોગલાઇ તખ્તને માટે મ્હારી અને ખુશરૂની વચ્ચે કોઇ પતાવટ ન થઇ જાય ત્યાં સુધી તે ભય મટવાનો નથી. ખુશરૂને બંદીવાન બનાવી ગ્વાલીઅર મોકલી દીધા વિના એ ભય ભાંગવાનો નથી. જોધા! બોલ જોઇએ, શહેનશાહબાનુ બનવામાં ત્હને વધારે ખુશી છે કે શહેનશાહની અમ્મા બનવામાં?"

શાહીબેગમ કંપિત સ્વરે બોલી: "ના–ના–મ્હને કોઇ ચીજમાં ખુશી નથી. મ્હને કાંઇ થવું નથી. હું ફક્ત આપની આરામભરી જીંદગી ચાહું છું. અકબરશાહના બેટાની વહુ રૂપે, આપની બેગમ રૂપે, જે માન, જે મરતબો, જે સુખ, અત્યાર સુધી ભોગવતી આવી

છું તે જ આ જીંદગીભર ભોગવતી રહું એવું હું ચાહું છું. ખુદા આપને આફતોથી દૂર રાખે."

સલીમ અનંત તારા જડીત આકાશ અને ઘેરા ગંભીર પાણીવાળી મંદમંદ વહેતી જમના તરફ જોઇ લાંબો નિસાસો નાંખતો બોલ્યોઃ "નહિં, શાહી! ખુદા ત્હને એ સુખ ભોગવવા દેવાનો નથી. તું નથી જાણતી કે એ તોછડો છોકરો સૌની સામે મ્હારૂં અપમાન કરી વધારે મગરૂર બન્યો છે. ત્હેણે ત્હેની બેઅદબી વાસ્તે મારી માફી પણ ચાહી નથી. તે આજ કાલ માનસિંહ અને ખાન અજીજની સોબતે ચડયો છે. માનસિંહે ત્હેને વચન આપ્યું છે કે તે બળવાન રાજપુત લશ્કર સહિત ત્હેની બાજુએ તૈયાર છે. અને ત્હારા ખુશરૂનો લાયક સસરો–તે રસ્તાનો ભિખારી–ખાન અજીજ એક દિવસ કંગાળ હાલતમાં દીનહીન મ્હોંએ બાબાની આગળ ટુકડો રોટલી માટે રાંકાઇ કરતો હતો–તે આજ નસીબના બળે શાહી ખજાનચી બન્યો છે. તે શયતાન શહેનશાહની માંદગીનો લાભ લઇ, ખુશરૂની તરફેણમાં શાહીખજાનાની ચાવી દબાવી બેઠો છે. હું આતુરતાથી રાહ જોઇ રહ્યો છું, કે એ ખુશ ઘડી કયારે આવે કે બાપબેટા વચ્ચેની આ શીરજોરીનો કંઇ નિકાલ થઇ જાય. પ્યારી! મ્હારાં કરેલાં કરતુકોનો આ અંજામ મ્હારે ભોગવવો પડે છે, એ વાત ખરી. પરંતુ ખરા જીગરના દિલાવર બાબાના પગોમાં પડી મેં મ્હારા ગુન્હાઓની માફી મેળવી છે. સાથે સાથે એટલું જરૂર જાણજે શાહી! શહેનશાહના દીલની ઉદારતા કે દિલાવરી હું બતાવી શકું તેમ નથી."

શાહીબેગમ શૌહરના મ્હોંથી આવી ભયંકર વાતો સાંભળી, પ્યારથી ઉભરાઇ જતા જીગરે બોલી: "ત્યારે શું આપ આપના નાદાન બેટાને માફી નહિ બક્ષી શકો?"

સલીમ ભેદી નિસાસો નાંખતો બોલ્યોઃ "નહિ શાહી! મ્હારી મરજી છતાંએ કદાચ મ્હારાથી ત્હેને માફી નહિ મળે."

કમનસીબ શાહી આ સાંભળી કંપી ઉઠી. થોડીવાર પહેલાં જે શાહી પોતાના શૌહરના ભાવિની માઠી કલ્પનાઓથી બેજાર થઇ રહી હતી, તે હમણાં પુત્રના ભાવિ સંકટની ઝાંખીથી અત્યંત અધીર બની ગઇ.

મગજ ઉશ્કેરાઇ જવાથી ત્હેનાં મનમાં અનેક માઠા વિચારો ઉભરી નીકળ્યા. "જાણે ત્હેના ઉદ્ધત પુત્ર ખુશરૂના તાજ મેળવવાના સઘળા પ્રયત્નો ધૂળધાણી થઇ ગયા. સુલતાન સલીમ આગરાનું તખ્ત મેળવવા ભાગ્યશાળી બન્યો છે. ખુશરૂ સોનરી સાંકળોએ બંધાઇ આંસુ વરસાવતો બાબાની સામે નીચું જોઇ ઉભો છે. ઘાતકી મારાઓ તીક્ષ્ણ કુહાડાઓ લઇ ત્હેને ઘેરી વળ્યા છે, અને ત્હેનું શીર ધડથી જુદું કરવાને નવા શહેનશાહના હુકમની આતુરતાથી રાહ જુએ છે. પછી–પછી– ખૂનથી ખરડાયલું ખુશરૂનું શીર દિવાને ખાસના શ્વેત આરસને લાલ લોહીથી રંગતુ ગેડી વાગવાથી દડો જેમ ઉડી પડે તેમ ધડપરથી ઉડી પડયું. તમામ દરબારે આ જાલીમ દેખાવ નજરે નહિ જોઇ શકવાથી આંખો બંધ કરી લીધી. ઓહ! કેવો ભયંકર દેખાવ! ઓહ! કેવો મગજને ગુમ કરી નાખનારો ખ્યાલ!"

શાહીબેગમે ભય અને ત્રાસથી કંપી આંખો બંધ કરી દીધી. લથડતા અવાજે બોલી: "આપ માલિક છો, સર્વશક્તિમાન છો, હું કંગાળ નાચીજ ઓરત છું, મ્હારા સુખ દુઃખના વિધાતા છો, પ્યારા, રહેમ કરી મ્હને બચાવી લ્યો. હવે નથી સહન થતું. જીગર ફાટી જાય છે!! મનમાં, જીગરમાં, બદનમાં ચોતરફ જાણે વિજળીની જવાળા સળગી રહી છે. પળે પળે હું દાઝીને ભુંજાઇ જાઉં છું. મ્હારા દીલના આરામ! મ્હને બચાવો, ડર રહીત કરો."

આંખો ખોલી જોયું તો ત્યાં સુલતાન ન હતો. વિના બોલ્યે કોણ જાણે કયારે તે ત્યાંથી ચાલી ગયો હશે. ત્હેની બેગમને ખબર ન પડી.

એક મર્મભેદી નિશ્વાસ નાંખતા જોધબાઇ બોલી: "આપ મ્હારા તરફ સદા મહેરબાન હતા, આજ આટલા બેરહમ કેમ? આપનો પ્યાર, મમતા ને માનને લીધે હું રાજપુત રાણીનો અહંકાર તજી મોગલ શહેનશાહતના જનાનામાં દાખલ થયાનું કલંક વીસરી ગઇ હતી. સુલતાન! આપના આશરા વિના આ જીગરની જવાળાઓ કેમ હોલવાશે? હિંદના હાકીમ, માલીક ભલે તમે થાઓ, મોગલોના તાજ, તખ્ત, અને ખજાનો ભલે ત્હમને મળો, કરોડો હિંદવાસીઓના દંડમુડના વિધાતા ભલે ત્હમે બનો. મ્હારે કંઇ જોઇતું નથી. હું એક ભીખ માગું છું, આ બાંદીને માત્ર એક ને એકજ આટલી ભિખ આપો. આપના એકના એક બેટા ખુશરૂની જીંદગી

બચાવો. મ્હારો **ખુશરૂ** મ્હને સોંપી દ્યો. ત્હેને કેદખાનામાં પુરશો માં, ત્હેનું ઘાતકી રીતે ખૂન કરશો માં. એ ઉદ્ધત, ઉછાછળા પુત્રને લઇ શિકારીથી ત્રાસેલી પક્ષીણીની પેઠે ત્હેને હું મ્હારી ગોદમાં સંતાડી એક ને એકજ લુગડે આ શાહી–મહેલ છોડી જઇશ. ભીખ માગી ગુજરાન ચલાવીશ. હું કે મ્હારો એ અળખામણો બેટો આપને દરવાજે આપની મહેરબાની માગવા ફરી નહિ આવીએ.”

**શા**હી વધારે આવેશ સહન નહિ કરી શકવાથી પોતાના ઓરડામાં જઇ જમીનપર પડી છુટે અવાજે રડવા લાગી. રડતાં રડતાં “**અ**કબરશાહના બેટાની બીબી થવામાં આ માલ! પવિત્ર **રાજ**પુત જાતિ તજવામાં આ ફળ! રાજલોભી સ્વામીની સ્ત્રી થવાનો આ ફાયદો! અભાગી, ઉદ્ધત, કમનસીબ પુત્રની માતા થવાનો આ હાલ! નસીબ! નસીબ! ત્હારી બલિહારી!!

દૂધના ફીણ જેવી સુભ્ર શય્યાપર શયન કરયા છતાં **શા**હીબેગમને નીદ્રા આવી નહિ. જાણે તે ઉપર કોઇએ અંગારા પાથરી દીધા હોયની! ત્હેના ઓરડામાં એક રૂપેરી ગુલાબ–જળનો ફુવારો હતો. ત્હેમાંથી ગુલાબના સત્વની મનને મોહિત કરનારી સુગંધ આવ્યા કરતી હતી. બીજે કોઇ વખતે આ દીલને પ્રમત્ત બનાવનારી સુગંધ બેગમને આરામદાયક થઇ પડી હોત, પણ અત્યારે તે અતિ કંટાળો આપનારી થઇ પડી હતી. અંદર અને બ્હાર ભયંકર આગ લાગી રહી હતી. બેગમની હાલત જોઇ બાંદીઓ અગરના પંખાથી પવન નાખવા લાગી, પરંતુ તેથી તે અંતરનો અગ્નિ હોલવાવાને બદલે ઉલટો વધવા લાગ્યો. બેગમે ગુસ્સાથી ગાળો દઇ પોતાની ફરમાંબરદાર બાંદીઓને ઓરડામાંથી હાંકી કહાડી. બાંદીઓ બિચારી ઝંખવાણી પડી ચાલી ગઇ.

**શા**હીબેગમને ખબર હતી કે ત્હેનો ખાવિંદ ઘોર રાત્રીને વખતે મહેલના બહારના ભાગમાં એકાંત ઓરડામાં બેસી પોતાના પક્ષના અમીર ઉમરાવોના સાથે નાના પ્રકારની રાજખટપટમાં મશગુલ રહેતો. આથી સુલતાન સાથે અત્યારે મળવાનો કોઇ ઇલાજ ન હતો. આ કારણે તે રાતે તેની રાહ જોવાની આશા છોડીને વધારે નિરાશ બની ગઇ.

**શા**હીબેગમ હૃદયમાં સળગતી આગ લઇ, શાંતિ મેળવવા ખાતર એક જરૂખે આવી ઉભી રહી. આખા આસ્માનની મુસાફરી કરી ચાંદ જાણે થાકીને લોથ–પોથ થઇ ગયો હોય તેમ એક ખુણે ઝંખવાણો પડી સંતાઇ જતો જણાયો. જાણે તે **જ**મનામાં ડુબવાનો પ્રયત્ન કરતો હોયની! જરૂખાની નીચેના ગુલાબ બાગમાંથી ગુલાબ અને ચમેલીની સુગંધ ચોરી લાવતો વાયુ તે જરૂખા વાટે ઓરડામાં પ્રવેશ કરતો હતો. છતાં રાણીને રીઝવવાના સઘળા પ્રયત્નો ત્હેના ફોકટ જતા હતા. કારણ કે સ્વર્ગ નરક, સુખ દુઃખ, શાંતિ સંતાપ, એ સર્વ માણસના મનમાંજ હોય છે, માટે વિના મને તે મળતાં નથી.

**શા**હીના મનમાં તરંગ ઉઠતા હતા: “ચાંદ **જ**મનાના જળમાં ડુબે છે શા માટે? શું ત્હેના મનમાંએ મ્હારી પેઠે આતશ જલે છે? આ જરૂખાની નીચેજ **જ**મનાનો શાંત, શીતળ પ્રવાહ વહે છે. કેટલો શાંત, શીતળ, સુખદ એ પ્રવાહ છે. ત્હેમાં ડુબે શું શાંતિ ન મળે? શું મ્હારા દીલની આગ એમાં ડુબી મરતાં ન હોલવાય? મોત તો સૌનું સૌના હાથમાંજ છે. હમણાંજ જો આ શીતળ જળમાં ડુબી મરૂં તો ચિર શાંતિ મળી જાય. ત્યારે ફોકટની આ જાલીમ આગમાં શા માટે બળ્યા કરૂં છું?” નહિ, મ્હારા નસીબમાં **જ**મનાની શીતળ ગોદમાં મરવું સરજાયલું નથી. કોણ મ્હારા અંતરની આશાને રોકે છે? બીજું કોઇ નહિ. માત્ર તે **ખુ**શરૂજ! તે જાણે કાતરકંઠે બૂમ મારે છે: “અમ્મા, તું મરતી નહિ! ત્હારા જવાથી મ્હારી કેવી કફોડી હાલત થશે ત્હેનો વિચાર કર્યો છે કે? ત્હારો લાડીલો વ્હાલો **ખુશરૂ** કઠોર હૃદયના બાબાના ફરમાનથી કારાગૃહવાસી થશે અથવા ઝહર કે છૂપા મારાનાં ઘાતકી ખંજરોનો ભોગ થશે. ત્હારા પુત્રનું અતિ શોકજનક અવસાન થશે! તું જો જીવતી હોઇશ, તો એ ઘાતકી બાબાના પગોમાં પડીને પણ મ્હારી જીંદગી બચાવી લઇશ. ના, અમ્મા તું મરતી ના. હું ઉદ્ધત, હઠીલો, અસંતોષી, બેવફા, રાજ્યલોભી ગમે તેવો હોઉં પરંતુ અમ્મા! હું માતૃદ્રોહી નથી. બધાંએ મ્હને જતો કરી શકે–એટલુંજ નહિ ખુદ **ખુ**દા પણ મ્હને ઓવારી નાંખે પરંતુ તું, તુંએ શું મ્હને તરછોડી શકશે? તું તો અમ્મા!

હવે શું મારાથી મરાય? કોણ જાણે કયાંથી મ્હારા દીલમાં એ વિચારો આવ્યા? નહિ, મરીશ તો નહિ- શા દુઃખે મરૂં? **અ**કબરશાહના બેટાની બીબી હું, આવતી કાલના **હિં**દના

**શહેનશાહ** દંડમુંડના માલિકની—હું બીબી, શહેનશાહબાનુંના શ્રેષ્ટ સિંહાસને બેઠેલી શું દુઃખે એક રસ્તાની ભિખારણની પેઠે મરૂ? નહિ, નહિ, મરવું શા માટે? જે વડે **અ**કબરશાહના મરણ પછી શહેનશાહબાનુ બનવાની સંધિ સાંપડે એવાજ પ્રયત્નો કરીશ. વળી સમ્રાજ્ઞી રૂપે, ખુશરૂની અમ્મા રૂપે હું ત્હેનું રક્ષણ પણ કરીશ.”

માથુ ભમાવનારા આવા વિચારો કરતી જરૂખો છોડી તે પાછી શયનગૃહમાં આવી. હવે સર્વ દુઃખ શાંત કરનારી, સંતાપ હરનારી, મધુર સ્વપ્નમયી નિંદ્રાએ આવી ત્હેની આંખોમાં જાદુઇ અંજન આંજી દીધું. જાગૃતીમાં જલતી શાહી નિંદ્રામાં શાંતિ ભોગવવા લાગી.

બીજે દિવસે સવારમાં ઉઠતાંજ ત્હેણે ખુશરૂને એક પત્ર લખ્યો: “ત્હારા દાદાને ગંભીર માંદગી છે. બચશે કેમ તેની શંકા છે. આ પત્ર મળતાંજ અહીં **આ**ગરે ચાલ્યો આવ. અમ્માના ફરમાનનું અપમાન કરતો નહિ. **આ**ગરામાં મ્હારા મ્હેલમાંજ હું ત્હને મળીશ.”

સુલતાનને જણાવ્યા વિના પોતાના એક વિશ્વાસુ **રા**જપુત સિપાઇ મારફત ડાકસવારે તે પત્ર ખુશરૂને મોકલાવી **શા**હી કંઇક શાંત થઇ. હાય! માતા! હાય સ્ત્રી જાતિ! હાય ત્હારો પુત્ર સ્નેહ!

## અઠાવીસમો પરિચ્છેદ.

**ફ**કીરવેશી દુર્જયસિંહને જે બાંદી મળી હતી, તે બાંદીજ બાગમાં ખુશરૂને ખબર આપવા ગઇ હતી. પરંતુ ખુશરૂ ત્હેના બાગમાંથી ગુલબાગમાં જઇ પહોંચ્યો હતો એટલે તે બાંદીને મળ્યો નહિ. એથી બાંદી ફોકટ આંટો ખાઇ પાછી આવી.

બીજી બાજુએ રેશ્મા, બહુ વારથી પૂર્ણિમાને નહિ જોવાથી ત્હેની ભાળ લેવા ગુલબાગમાં આવી. ત્યાં બેઠકની બાજુમાં શાહજાદાને મૂર્ચ્છાગત જોઇ ત્હેણે શોરબકોર મચાવી મૂક્યો. તે સાંભળી કેટલીક બાંદીઓ દોડી આવી. અને ખુશરૂના બેભાન દેહને ઉંચકીને મહેલમાં લઇ ગઇ.

તે વાતને આજ ત્રણ દિવસો થઇ ગયા હતા. ખુશરૂ હવે પાછો સ્વસ્થ બન્યો હતો. પરંતુ તે અજાણ્યો ફકિર કોણ હશે ત્હેનું કંઇ અનુમાન સુદ્ધાં નહિ થઇ શકવાથી તે મ્હોટી મુંજવણમાં પડી ગયો હતો.

ખુશરૂના મનની હાલત ઘણી વિચિત્ર હતી. ત્હેનું ડહોવાયલું દીલ કોઇ રીતે શાંત થતું ન હતું. ત્હેના મનમાં બધો વખત પૂર્ણિમાનાજ વિચારો આવ્યા કરતા હતા. જે વસ્તુને માટે માણસોની આંકાક્ષા તીવ્ર થતી જાય તે વસ્તુ નહિ સાંપડવાથી ત્હેની તે અતૃપ્ત આકાંક્ષા ઘાત આઘાતથી ઓર વધી જાય છે. પૂર્ણિમાને મેળવવામાં મળેલી નિષ્ફળતાથી ખુશરૂની પણ તેવીજ હાલત થઇ પડી હતી. ખુશરૂ મનમાં મનમાં વિચારતો હતો: “જલદી મ્હારે હવે **આ**ગરા જવું જોઇએ. શહેનશાહની બિમારી વધી છે, તેના જીવનનો હવે ભરોસો નથી. મહારાજ **મા**નસિંહે પણ અતિ આગ્રહથી **આ**ગરે જવા જણાવ્યું છે. ભોગજોગે જો **આ**ગરાનું તાજ મ્હારા હાથમાં આવે તો કોઇ પણ ઉપાયે એ શયતાનજાદી પૂર્ણિમાને હું મ્હારે આધીન કરીશ.”

એકાંત ઓરડામાં બેસી ખુશરૂ જ્યારે પૂર્ણિમા ઉપર વેર વાળવાના વિચારો કરતો હતો, તે વખતે **શા**હીબેગમ તરફનો પેલો પત્ર ત્હેને મળ્યો. પત્ર વાંચી ત્હેનું મન બહુજ ચંચળ થઇ પડયું. કારણ મહારાજ **મા**નસિંહ તરફથી પણ તેવોજ—**આ**ગરે જલદી આવી પહોંચવા સંબંધીનો—પત્ર મળ્યો હતો. આ ઉતાવળા આમંત્રણથી જરૂર કોઇ ભયંકર બનાવ બન્યો હોવો જોઇએ એવાં અનુમાનથી તે ઉતાવળે પચાસ સવારો સાથે **આ**ગરાને રસ્તે નીકળી પડયો.

ખુશરૂ જે વખતે **આ**ગરાને રસ્તે હતો તે વખતે **આ**ગરાના શાહી મહેલમાં એક ભયંકર ઘટના ઘડવાનાં સૂચનો થવા લાગ્યાં હતાં તે ઘટના આ હતી:

શહેનશાહની માંદગીએ ભયંકર રૂપ પકડયું હતું. શહેનશાહના મુખ્ય હકીમ **અ**લ્લી મીર્જાને બોલાવામાં આવ્યો હતો. હજુ **અ**કબરના શરીરમાં ઠીક શક્તિ હતી. તે શક્તિના બળેજ શાહનું જીવન ટકી રહેશે, એમ ધારી હકીમે કંઇ બીજું ઉત્તેજક આપ્યું ન હતું. એમજ આઠ દિવસો નીકળી ગયા. નવમે દિવસે હકીમે શહેનશાહને કહ્યું: “જહાંપનાહ જો ફરમાવે તો હું દવા આપું? કેમકે આ નાતવાન બદનની બિમારી તરફ બેદરકારી રાખ્યાથી ત્હેનું જોર કદાચ વધી પણ જાય.”

શહેનશાહનું શરીર દહાડે દહાડે અશકત બનતું જતું હતું. તે વધારે વાર દવા આપવાનું મુલતવી રખાવી શકયો નહિ. શાહી

હકીમની દવાથી ઝાડા બંધ થયા પણ તાવે ઉથલો ખાધો. હકીમનું મ્હોં ઉતરી ગયું. તે મોગલ દરબારનો મુખ્ય હકીમ હતો. તે સમ્રાટના દરબારીઓમાંનો એક હતો. પરંતુ આ વખતે ત્હેને એમ જણાવા લાગ્યું કે શહેનશાહની જીંદગી બચવી મુશ્કેલ છે. ખાસ શહેનશાહના બે ચાર વિશ્વાસુ અમીર ઉમરાવોને ત્હેણે આ વાત જણાવી. ત્હેમાં મુખ્ય ખાન અજીજ-શાહજાદા ખુશરૂનો સસરો હતો. ત્હેની મારફતે માનસિંહે તે ખાનગી વાત જાણી. અને દૈવી ઇચ્છાને આધીન થઇ તે એક મહાન સંકટમય ઘટનામાં પડયો.

સમ્રાટ સુવર્ણ જડીત પલંગ પર સુતો હતો. સમય સંધ્યાકાળનો હતો. ઓરડાની બારીઓ ખુલ્લી હતી, અસ્ત પામતા સૂર્યનાં લાલ સોનેરી કિરણો મહેલનાં શિખરો ઉપર પડતાં હતાં. જમનાના ઘેરા જળ પ્રવાહ ઉપર જાણે રાતાં ચંદનની અર્ચા કરી હોય એવો દેખાવ થઇ રહ્યો હતો, દૃષ્ય ઘણું સોહામણું હતું. પરંતુ શહેનશાહનું દીલ ચિંતામાં હતું. ત્હેને એનાથી આનંદ થાય તેમ ન હતું, કારણ કે ત્હેનો પોતાનો જીવન સૂર્ય આકાશમાંના સૂર્યની પેઠે આથમવાની તૈયારીમાં હતો.

માંદગીના વખતમાં શહેનશાહને એકાંત ઘણી ગમતી. ત્હેની આગળ જવાથી ત્હેને બહુજ કંટાળો આવતો. કોઇને સહસા અંદર આવવાનો હુકમ ન હતો. ત્હેના બિછાના પાસે માત્ર ચાર વિશ્વાસુ બાંદીઓજ રહેતી.

શહેનશાહ આંખો બંધ કરી વિચારમાં પડયો હતો ; આ સમીસાંજના રંગોથી શોભિતી કુદરત જેમ રાતના અંધકારથી છવાઇ જશે, ઉજવળ દુનીઆ અંધકારમાં ડુબી જશે, તેમજ આ જીંદગીનો આફતાબ એક દહાડો અજલના અનંત અંધકારમાં ડુબી જશે. આ ધનદૌલતથી આબાદ બનેલું આગરા, આ શાહી મ્હોલાત, આ નાઝનીનોની કોલાહલથી હલમલી રહેલો રંગમહાલ, દિવાન–એ–આમ અને દિવાન–એ–ખાસ બધુંએ જેમનું તેમ રહેશે. ફક્ત મ્હારેજ જવું પડશે. અનેક રાજતીજોરીયોની લુંટ-માંથી મળેલાં હીરા, માણેક અને સોનાના સિક્કાઓ તોષાખાનામાં પડી રહેશે તે તો સાથે આવવાનાં નથી. મ્હારાં કીસ્મતની તાકાત અને બાજુબળથી મેળવેલું આ હિંદનું તખ્ત, બાદશાહીનો આ માન મરતબો, "દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા"નો પડઘો પાડતી કીર્તિ, દુશ્મનનાં હાંજા ગગડાવનારાં હર-ફોના "અલાહો અકબર" ના ફતેહના પૂકારો મ્હારા દીલને હવે વધારે વખત બહેલાવી શકશે નહિ. હાય મ્હોત ! ત્હારો ભયંકર સપાટો ! વેરાન રણભૂમિમાં આગનાં બળતાં મોજા જેવા વાયુ પ્રવાહમાં જે દમ ભરેલું શરૂ થયું હતું તે આજ ફુલોના ગુલજારવાળા મહેલમાં આખર થશે !"

મ્હારા ત્રણ બેટાઓ, ત્રણે મ્હારી આંખોના આરામ, જીંદગીના લ્હાવારૂપ બહાદુરો, સાહ-સમાં સમોવડીઆ રહિત, જંગમાં અજીત, ત્હેમાંના બે તો ગયા. માત્ર એક રહ્યો. તે ઉછાછળો છતાં મહોબ્બતી સલીમ સેંકડો ગુનાહોથી શરમીંદો પડી ગયો છે. મેં ત્હેની તમામ તકસીરો માફ કરી બેગુનાહ બચ્ચાં જેવો માન્યો છે. આખરી વખતે મ્હારી જાહો-જલાલી હિંદુસ્તાન ત્હેનાજ હાથમાં સોંપી જઇશ. આખરી વખતે ત્હેમાંજ મ્હને ચેન, આરામ અને ખુશનુદી છે.

"અને કમનસીબ ખુશરૂ ! તે મ્હારો લાડકવાયો પૌત્ર છે. પરંતુ તે ઉદ્ધત, બેવફા છે. સલીમનો બેટો તે મ્હને સલીમથી પણ પ્યારો છે. છતાં તે ત્હેના બાબાને બેવફા છે. મ્હારી હાજરીમાં, હૈયાતીમાં ત્હેણે મ્હારા તખ્તેતાજના વારસ સુલતાન સલીમનું અપમાન કર્યું, તે મ્હારૂં અપમાન કર્યા બરાબર છે. જે મ્હારા બેટાને–પોતાના બાબાને–એવી રીતે અપમાન આપે તે મ્હારી નજરે તુચ્છ, ધિક્કારને પાત્ર છે. મ્હારો ઇરાદો હતો, કે મરણકાળે હું તે ખુશરૂને સ્વતંત્રરૂપે દક્ષ્ખણની સુબેદારી સોંપતો જાઉં, પરંતુ હવે ત્હેના એ તોછડા વર્તનથી તે મ્હને ખટકે છે. ત્હેને મ્હારા જીગરમાંથી સદાનો જતો કરૂં છું."

ભયંકર દુખથી પિડાતા બાદશાહના મનમાં આવા તરંગો ચાલી રહ્યા હતા, તે વખતે એક બાંદીએ આવી અરજ ગુજારી કે શાહ-જાદીબેગમ જોધબાઇ શહેનશાહની ત્હેનાતમાં દાખલ થવાની રાહ જુએ છે.

શહેનશાહે તરતજ તે બાંદીને ઇશારતથી ત્હેને બોલાવી લાવવાની ફરમાશ કરી. અપૂર્વ રૂપ લાવણ્યવતી અંબર રાજકુમારી જોધા-બાઇ સસરાજીની આજ્ઞા મળતાં તેની ત્હેના-તમાં હાજર થઇ. જે બે બાંદીઓ શહેનશાહની સુશ્રુશા કરવામાં રોકાયલી હતી, તેઓ ઇસારા માત્રથી ઓરડામાંથી ચાલી ગઇ.

શાહીબેગમ સરેસ્તા મુજબ અદબકાય-દાથી કુર્નીસ કરી બિમાર શહેનશાહના

બિછાના પાસે બેઠી. મલીન મુખે ધીમે ધીમે સ્વરે બોલી: "રહમદીલ ખુદા! દુનીયાના માલિક! શહેનશાહને જલદીથી તંદરૂસ્તી બક્ષો."

અકબરશાહ પ્યારથી બોલ્યો: "ત્હમે આવ્યાં અમ્મા! ઠીક કર્યું. એક વાત ત્હમને જણાવવાને બહુજ મરજી હતી. ત્હમારી એ બંદગી ખુદાને કાને આ વખતે પહોંચે એમ લાગતું નથી. તે રહમદીલ ખુદાએ મ્હને ઘણું બક્ષ્યું છે. પરંતુ મ્હેં તેને કાંઇ કર્યું નથી. બહાદુરીની બડાઇમાં, દૌલતની મ્હોટાઇમાં, સત્તાના તોરમાં આટલા દિવસો હું પાગલ હતો. આજે તે ભૂલ ભાંગી છે. જોધા, શાહી! તું મ્હને ફરજંદ જેવી પ્યારી છે. હિંદુ મુસલમાનને મહોબ્બતથી બાંધવાને, હિંદની મોગલ શહેનશાહતના પાયાને મજબુત બનાવવાને, મ્હેં ત્હમને મોગલોની દૌલતે–ખુદાદાદ રૂપે શાહી જનાનામાં આણ્યાં છે. અંબર રાજકુમારી હિંદની શહેનશાહબાનુ થઇ શકે એજ મ્હારી આખરી આરજુ છે. સુલતાન સલીમ ભવિષ્યના હિંદ શહેનશાહ, ત્હમે શહેનશાહબાનુ! એક હફતામાં આ મહાન ફેરફાર બની પણ કદાચ જશે."

જોધબાઇએ શહેનશાહના લાગણીભર્યા ઉદ્ગારો સાંભળ્યા. આનંદને બદલે પિતા તુલ્ય સસરાજીના વિયોગની શંકાથી ત્હેનું દીલ કંપી ઉઠ્યું. શહેનશાહના તે કાંતિવાળા શરીર ઉપર જાણે મોતની કાળી છાયા છવાઇ ગઇ હતી એમ ત્હેને લાગ્યું. વળી સાથે સાથે એવો પણ વિચાર આવ્યો કે સમ્રાજ્ઞી થવામાં સુખ મળવાનું નથી. સુલતાન સલીમની ઉદારતા એટલી નથી કે તે ખુશરૂને માફ કરે. તે ત્હેની આંખે બહુજ ખટકે છે. કોઇ ઉપાયે ત્હેને બચાવવો મુશ્કેલ છે.

જોધાનાં નીલકમળ જેવાં નેત્રો આંસુથી ભરાઇ ગયાં. તે ઉન્હાં આંસુનું એક ટીપું અકબરના હાથપર પડ્યું. શહેનશાહ પડખું ફરી ત્હેની સામે જોઇ બોલ્યો: "ત્હમે રડો છો કેમ અમ્મા! ત્હમે હિંદના શહેનશાહબાનુ છો! ત્હમારી આંખોમાં પાણી! મ્હને આરામમાં ગુજરવા દો. ત્હમને આંસુ સારતાં જોઇ મને દુનિયામાં પણ આરામ મળવાનો નથી. ચુઘતાઇ વંશની ત્હમે શોભા છો. આ દુનીયામાં સંયોગ વિયોગ તો બન્યાજ કરે છે. નવાની જગ્યા કરવા જુનાને ખસવુંજ જોઇએ. મ્હારી ખાતર ફિકર કરશો નહિ, ફોકટ દુઃખી થશો નહિ. રાજપુતોનો કુદરતી સ્વભાવ ધારણ કરી મનને મજબુત કરો."

જોધબાઇ બોલી: "બાદશાહ સલામત! આ બાંદીની એક અરજ પૂર્ણ કરશો?"

અકબર જોધબાઇ સામે અજાયબીથી જોઇ બોલ્યો: "શી અરજ છે અમ્મા! કરોડોની કીંમતનાં જર જવાહીરોથી ભરપુર તોષખાનું ત્હમને અને સલીમને સોંપ્યું છે. જે તાજોતખ્તથી હું આમ સારા હિંદનો કર્તાહર્તા છું તે તાજોતખ્ત પણ ત્હમનેજ આપ્યું છે. હવે એવું શું બાકી રહ્યું છે કે જે ત્હમને મળ્યું નથી?"

બિછાનામાંથી અર્ધો ઉઠી અકબરશાહે ત્હેના ઉશીકા તળેથી એક ન્હાનકડી ચાવી બહાર કાઢી શાહીબેગમના હાથમાં આપી બોલ્યો: "પાસેના તોષાખાનામાં એક હાથીદાંતની સન્દૂક છે, ત્હેની આ ચાવી છે. ત્હેને ખોલવાથી ત્હેમાંથી એક ન્હાની પેટી નીકળશે. તે મ્હારી પાસે લઇ આવો."

શાહી જરા વારમાં તે લઇ આવી. તે પેટી ખોલી અકબરશાહે એક ઘણોજ પાણીદાર હીરાનો હાર અને એક સેર મોતીની માળા બહાર કાઢી શાહીના હાથમાં આપ્યાં. તે બોલ્યો: "ત્હમે ભવિષ્યનાં હિંદનાં રાજરાણી છો. એ હીરાનો હાર ત્હમારા રાજ્યાભિષેકના શુભ અવસરની ભેટ! ગોવલકોન્ડાની જીત પછી આ કીમતી ચીજ ત્હમારી ખાતર તૈયાર કરાવી હતી. એ ત્હમારી વહૂ પિયારાબેગમને પહેરવા આપો. આહા! તેને મોતીની માળા કેવી ગમે છે!"

શહેનશાહી ભેટ વગર ઇચ્છાએ પણ ત્હેને અપમાન થાય તેટલા વાસ્તે શાહીએ સ્વીકારી. પછી તે રૂંધાતા અવાજે બોલી: "તમામ હિંદુસ્તાનની સત્તાની મ્હને કાંઇ જરૂર નથી. જહાંપનાહ! દખ્ખણ કે બંગાળ જ્યાં યોગ્ય લાગે ત્યાં એક ન્હાનકડી જાગીર મ્હને આપો. હું અને ખુશરૂ ત્યાં જઇ શાંતિથી રહીશું."

અકબરના રોગથી જીર્ણ થયેલાં મુખ ઉપર ભ્રકુટી ચઢી. શહેનશાહ મનમાં બબડ્યો: "શાહીબેગમ! હવે ત્હમારા મનની વાત સમજ્યો. લાગે છે કે ત્હમેએ માનસિંહની જાળમાં ફસાયા છો. ખુશરૂ માનસિંહના ટેકાથી મ્હારા જીગરથી પણ અધિક ગાદીવારસ શાહજાદાનું અપમાન કરવાની બેઅદબી બતાવી શકયો છે, અને તે પણ મ્હારી હાજરીમાંજ કહેવાની ઇચ્છા ન હતી, પરંતુ એ

બનાવજ મ્હારી બિમારીનું કારણ છે. ફક્ત ત્હમારી ખાતરજ એ ગુનાહની ખુશરૂને કંઇ સજા નથી કરી. યાદ રાખો શાહી! હજુ હું હિંદનો માલિક અકબર છું! હજુ હું તમામ હિંદનો કર્તાહર્તા તકદીર રૂપ છું. અને એ પણ ખાતરી રાખજો કે હિંદનું તખ્ત અકબરના વડા બેટાનુંજ છે. ખુશરૂનું નહિ. તેમજ ખુશરૂની પીઠ પાછળના અંબરરાજ માનસિંહનું પણ નથી."

એજ વખતે એક પાણીદાર જુવાન તે ઓરડામાં આવી પહોંચ્યો. તે બોલ્યો: "ખરેખર તેમજ, દુનીઆના માલેક શહેનશાહ! પરંતુ આ નાચીજ ખુશરૂ હિંદનું તખ્ત ચાહતો નથી. મોગલ રાજવંશનો વારસો ચાહતો નથી. માત્ર ચાહે છે, બળીજળી રહેલી અમ્માનાં આંસુ લ્હોવા! ત્હેના સદાય ચિંતાતુર મુખ ઉપર આનંદની ઉર્મિ જોવા!"

શહેનશાહે જોયું તો શાહજાદા ખુશરૂને પોતાના બિછાના પાસે ઘુંટણમંડીએ પડી એ સર્વ હકીકત બોલતો જોયો. ખુશરૂ પોતાના કર્મોના ફળે શહેનશાહની આંખોના આરામ રૂપ હમણાં ન્હોતો રહ્યો. ગુસ્સાએ પ્યારને હરાવી હાંકી કાઢયો હતો. પ્યારની જગ્યા તિરસ્કારે લીધી હતી. શહેનશાહ હમણાં ખુશરૂ ઉપર ઘણોજ નાખુશ હતો.

અકબરશાહ અણગમો બતાવતાં બોલ્યો: "કોના હુકમથી તું ફત્તેહપુરનો શાહીમહેલ છોડી અહીં આવ્યો ખુશરૂ?"

ખુશરૂ અભિમાનભર્યા અવાજે બોલ્યો: "આ મૂર્તિમાન ચિંતાની પુતળી જેવી અમ્મા—જેના ધાવણથી આ શરીર બંધાયું છે, જેની કુખે જન્મી મોગલ શહેનશાહનો હું પૌત્ર છું, જેની સલાહથી હજુ હું શયતાનોની શિખામણોને તાબે નથી થયો, તે ફિરસ્તાઇ અમ્માના ફરમાનથી અહિંઆં હું આવ્યો છું, શહેનશાહ!"

અકબરશાહ ખુશરૂના આવા ઉદ્ધત ઉત્તરથી ગુસ્સે થઇ બોલ્યો: "યાદ રાખ! રાજનીતિ સાથે ખાનદાની સંબંધનો મેળ હોતો નથી. કોઇ ગુપ્ત રાજદ્વારી કારણે મેં ત્હને ફત્તેહપુર રહેવા ફરમાવ્યું હતું. અને ખાસ ફરમાવ્યું હતું કે મ્હારૂં બીજુ ફરમાન થતાં સુધી તે સ્થાન છોડતો નહિ, શાહી ફરમાન તોડવાની સજા શી છે, તે જાણે છે કે?"

ખુશરૂએ એ પહેલાં બારણા આડે ઉભા રહી ઓરડામાં થતી સર્વ વાત સાંભળી હતી, તેથી ત્હેનું માથું ભમી ગયું હતું, એટલે ઉશ્કેરાયલી હાલતમાં તે બોલ્યો: "એ નાફરમાનનું ફળ કાળું કેદખાનું, અથવા મોત તે પણ હું જાણું છું. જહાંપનાહ! તેમ જાણીને તો વિના હુકમે આપના ઓરડામાં આવ્યો છું. પરંતુ આપ પણ માતૃભક્ત પુત્ર છો, આપ મ્હારા બાબાને અલાહાબાદમાં બંદી બનાવવાને જતા હતા, તે પણ એક સલતનતની ભલાઇનું એક કારણ હતું! છતાં રસ્તામાં આપનાં અમ્માની બિમારીના સમાચાર સાંભળી આપ પાછા કેમ ફરી આવ્યા? સલતનતની સખ્ત રાહ છોડી ખાનદાની મમતાની મહોબ્બતી નરમ રાહ લીધી. જહાંપનાહ! વળી આટલી ઝઇફીમાં પણ અમ્માના મોતથી આપને એટલી દિલગીરી કેમ થઇ? આપ જોરેમંદ કર્તા હર્તા, હું આપની એક રાંક રૈયત છું. રાજ આઇન અનુસાર ગુનેહગાર છું. આપની હવે મરજીમાં આવે તે સજા ફરમાવો શહેનશાહ"!

બીજે વખતે કદાચ્ અકબર ખુશરૂને મ્હોંએ આવી યુક્તિપૂર્વક દલીલ સાંભળી ત્હેને ગોદમાં લઇ બે ચુંબન કરત. પરંતુ રોગ દુ:ખથી નિર્બળ મગજે ત્હેણે ધાર્યું કે આ ત્હેની બેવફાઇનું પરિણામ છે. નહિ તો વળી તે મ્હારી સામે ઉભો રહી આટલા અહંકારથી આમ બોલી શકે?

અકબર ગુસ્સાથી ઉછળી ઉઠયો: "ખુશરૂ તું ઘણો બેઅદબ છે. ઉછાંછળો છે, ત્હારી એ તોછડાઇનું ફળ ત્હને હમણાંજ મળશે." શહેનશાહે મોટે સાદે બૂમ પાડી: "ખાન અજીજ?"

રાજકાજને લીધે કોઇ વખતે કાંઇ જરૂર પડે એમ ધારી ખુશરૂનો સસરો ખાન અજીજ શહેનશાહની મરજીથી બાજુના ઓરડામાંજ દહાડો રાત હાજર રહેતો હતો. શહેનશાહનું બોલવું સાંભળી તરતજ આવી કુર્નિસ કરી અજાયબીભર્યે ચહેરે બોલ્યો: "હુકમ ફરમાએશ જહાંપનાહ!"

અકબરે દૃઢ અવાજે ખાનને કહ્યું: "આ શાહજાદો ખુશરૂ શાહીફરમાનને નાફરમાન થવા માટે ગુનેહગાર છે. ત્હેને ત્હેના ઓરડામાંજ શાહજાદાને ઘટતા માન સાથે નજરબંધ રાખ. મ્હારા ફરમાન સિવાય તે જગા છોડી કયાંઇ જાય નહિ. ખુશરૂનાં સંભાળની સઘળી જોખમદારી ત્હારેજ માથે સમજવી, ખાન!"

અજીજ અજાયબીમાં ડુબી જતો ખુશરૂને સાથે લઇ તે સ્થાન છોડી ગયો. અને શાહીબેગમ તે હાથીદાંતની સન્દુક આરસપ્હાણની મ્હોલાતના એક ખુણામાં ફેંકી દઇ પાગલીની પેઠે તે ઠેકાણેથી ઉતાવળી નીકળી ગઇ.

ઓરડામાં એકાંત વ્યાપી રહી. અકબર એક લાંબો નિસાસો નાંખતાં મનમાં બબડ્યો: "ઠીકજ કર્યું છે. મોત પાસેજ છે. હમણાં મ્હારી આંખો સામે કેવળ સલીમનુંજ હિત છે. વળી બીજી રીતે ખુશરૂને ખાન અને માનસિંહના કાવાદાવાથી આ રીતે દૂર કરવામાં ઠીકજ થયું છે. શાહીબેગમ! ત્હમારી અરજ એક રીતે પૂરી કરવા, અને સલીમના ગુસ્સામાંથી ખુશરૂને બચાવી લેવા એક સહજ પેચીલી ચાલ મેં ચલાવી તે ત્હમે સમજી શકયાં નહિ. એજ મ્હને ખટકે છે."

સાધારણ છતાં આ બનાવ ઘણો ઉશ્કેરણીવાળો હતો. એટલી ઉશ્કેરણીથી શહેનશાહને જોબો આવી ગયો. ત્હેણે બાંદીને ઇશારાથી ઉત્તેજક શરબત આપવા ફરમાવ્યું.

શરબતના નિશાથી શહેનશાહ નિંદમાં પડ્યો. નિંદમાં ત્હેણે ખ્વાબ જોયું: ખુશરૂ જાણે આગરાના શાહી મહેલમાંથી નાઠો છે. માનસિંહ અને અજીજ કોકાની મદદથી અસંખ્ય લશ્કર લઇ ત્હેને અને ત્હેના વારસ સુલતાન સલીમને બંદીવાન બનાવવાને આવે છે.

ખ્વાબની ઉશ્કેરણીથી શહેનશાહ બુમ પાડી ઉઠ્યો: "સલીમ! સલીમ!"

સલીમ તે વખતે સુતેલા શહેનશાહની પાસે બેસી ત્હેના પગ દાબતો હતો. તરતજ ત્હેની સામે આવી બોલ્યો: "બાબા! હું આ રહ્યો. આપે શું કોઇ બદ ખ્વાબ જોયો?"

અકબરશાહ આંખો ઉઘાડી બોલ્યો: "હા, બહુ બોફનાક ખ્વાબ, સલીમ! આવું ભયંકર ખ્વાબ મેં કદી જોયું નથી. એવું જોયું કે સંખ્યાબંધ લશ્કર લઇ ખુશરૂએ આગરાપર હલ્લો કર્યો. મ્હારૂં પ્યારૂં અકબરાબાદ મીટ્ટીમાં મેળવી દીધું. ત્હને અને મ્હને હાર મારવાને જાણે શાહી મહેલ તે ઢુંડી રહ્યો છે. ત્હેને આજ બપોરે મેં નજરબંધ રાખવાનો હુકમ ફરમાવ્યો છે. શા માટે? જાણે છે, ત્હારા હિતની ખાતરજ. જા સલીમ! એક વાર જઇ જોઇ આવ, ખુશરૂ ત્હેના ઓરડામાં છે કે ખરેખર નાસી ગયો છે?"

તે દિવસે જે જે બનાવો બન્યા હતા, ત્હેની હકીકત સુલતાને શહેનશાહની મુખ્ય બાંદી મારફત જાણી હતી. આથી શહેનશાહના ફરમાનથી તે તપાસ કરી આવી બોલ્યો: "આપનું એ ભયંકર ખ્વાબ ખ્વાબજ રહ્યું છે જહાંપનાહ! ખુશરૂ ત્હેના બિછાનામાં ઘુમાય છે. ત્હેની તાકાત છે કે તે આગરાના કિલ્લામાંથી છટકી શકે?"

શહેનશાહ એક નિસાસો નાંખતાં બોલ્યો: "ઓહ બલા ટલી! લિકન મ્હારી એક સલાહ માનીશ સુલતાન?"

સલીમ: "ફરમાવો શહેનશાહ!"

અકબર: "ભૂલ તો સૌ કરે છે. એવીજ ભૂલને લીધે એક દહાડો હું પણ બેવફાઇ બતાવી હતી. બાળક બુદ્ધિ સમજી મ્હેં ત્હને માફી બક્ષી હતી. તે ત્હને યાદ છે?"

સલીમ: "આપના જેવ ઉદાર બાબા દુનીયામાં કોને હોય છે?"

અકબર: "તું મ્હારો પ્યારો બેટો છે. તો તુંએ મ્હારા જેવો ઉદાર કેમ ન થાય સલીમ? ત્હારા બેટા ખુશરૂને નજરબંદી ફરમાવતાં મ્હારા કલેજાના ટુકડા થઇ ગયા છે. તોએ સખ્ત પત્થર જેવું કલેજું કરી, ત્હારા ફાયદા વાસ્તે મેં તેમ કર્યુ છે. ભૂલ કરતો ના સલીમ! રાજપુતોનું ગરમ ખૂન ત્હેની નસોમાં વહે છે. બહુ અભિમાની, કિનાખોર; બહુજ બહાદુર એ જાતિ છે. સમશેર બહાદુર બનવું અને લડાઇમાં જીંદગી વિતાડવી એ એ જાતિનો ધર્મ છે. ત્હેનું તાજું પ્રમાણ આ મેવાડનો રાણો છે. મરણપથારીએ પડેલો હું દૂરનજરીથી જોઇ શકું છું, કે ત્હારા અને મ્હારા તરફથી મળેલું અપમાન ખુશરૂ મુગે મ્હોએ નહિ સહન કરી લે. ત્હને તખ્ત મળતાંજ તે નક્કી બેવફા, બળવાખોર બનશે. મ્હારી છેલ્લી એટલી ત્હને સલાહ છે કે તે સમયે તું મ્હારી પેઠે ઉદાર બનજે. બાબાનો પ્યાર બતાવજે. ત્હેને બેવફાઇનો બદલો આપવા ખૂની થતો ના, કાળાં કેદખાનામાં પુરતો ના. મ્હારી પાસે એટલા સોગંદ લે સલીમ! હિંદના શહેનશાહ અકબરે કદી કોઇની પાસે આજીજી કરી નથી. સંભવ છે કે જે વખતે તે બળવાખોર બનશે તે વખતે હું સીકંદરાની કબરમાં સદાના આરામમાં લેટયો હોઇશ. તે વખતે ખુશરૂને કોણ બચાવશે? મ્હારી સામે તું કસમ લે સલીમ! જ્યાં સુધી તું એ કસમ નહિ લે ત્યાં સુધી મ્હને મરતાંએ આરામ નથી મલનાર."

શું શહેનશાહનો આટલો બધો પ્યાર ખુશરૂ પર? પોતાના મોત પછી ખુશરૂનું શું થશે ત્હેની આટલી બધી કાળજી!

સલીમે બાબાના પગોમાં પડી ત્હેની ઇચ્છા મુજબ સોગંદ લીધા. અકબર સલીમનું મુખ ચુંબન કરી બોલ્યો: "સુલતાન સલીમ! જીગર! ખુદાની ત્હારા પર મહેર હો. આજ જાણે મ્હારા દીલપરનો એક ભારે બોજો ઉતરી ગયો."

## ઓગણત્રીશમો પરિચ્છેદ.

"કીસ બાસ્તે? દુનીયાકી સારી ખુશીયા ખાતમા હો ગઇ હૈ. ફિર કીસ ઉમેદ પર જીંદગી બસર કરૂંગી? પ્યારે રબ! મૂઝે આપને કદમો પર પનાહ દે. પ્યારે મૌત! આઇએ રફ્રિક! તૂં મેરી સારે દર્દો કો મીટા કર મૂઝે રાહત્ત બક્ષ."

શાહીબેગમની સઘળી આશાઓ તુટી પડી હતી. બાદશાહની ત્હેના પર ખફા નજર, ખુશરૂની નજરબંદી, એ બંને બનાવોએ શાહીના દીલપર સખ્ત અસર કરી હતી. ત્હેની આશાના સઘળા તારો એથી તુટી ગયા હતા. ત્હેની છેલ્લી આશાનું સ્થાન શહેનશાહ ખુદ હતો. જ્યારે કંઇ પણ તેની પાસે માગ્યું હતું, તે સર્વ ત્હેને મળ્યું હતું. હાય! તે પણ નસીબ સંજોગે બેરહમ થઇ બેઠો. આ શું હિંદના શહેનશાહનો ઇન્સાફ? જેને પરિણામે મ્હારો પ્યારો ખુશરૂ સાધારણ બાબતમાં નજરબંધ થયો?"

દારૂણ સંતાપ, અને સંપૂર્ણ નિરાશાન્ત હાયમાં શાહીબેગમ આગલ જણાવ્યા પ્રમાણે મોત માગતી હતી. જેના જીવનની સઘળી આશાઓ ભસ્મીભુત થઇ હોય, સુખના દીપકો એક પછી એક હોલવાઇ ગયા હોય, સંસાર જેને ખારો ઝહર થઇ ગયો હોય, સુખદાયક સંસાર જેને સુનો સ્મશાન લાગતો હોય, શીતળ વાયુ પ્રવાહથી શાંતિને બદલે આગ ઉઠતી હોય, જેના જીગરમાં વીંછીની વેદનાનો અનુભવ થતો હોય તે કયે સુખે જીંદગીની ઇચ્છા કરે?

તે દિવસે જોધાનાં નસીબની પેઠે કુદરતે પણ શોકમય રૂપ ધારણ કર્યું હતું. સંધ્યાકાળથીજ આકાશમાં કાળાં વાદળાં ઘેરાવા લાગ્યાં હતાં. રાત્રીનો એકાદ પહોર જતાં પવનના તોફાન સાથે વરસાદ પડવા લાગ્યો હતો. અને વીજળીના ચમકારા થતા હતા. ભયંકર ગર્જનાથી વાતાવરણમાં અસાધારણ ખળભળાટ મચી રહ્યો હતો.

જોધબાઇ અસ્ફુટ સ્વરે ગણગણી: "આજ યોગ્ય અવસર છે. સુતેલી ધરા ઉપર મેઘ, વીજળી ને ગર્જના! દિશાઓ અંધકારથી છવાઇ ગઇ છે. મરણનો અંધકાર સારી પૃથ્વી ઉપર છવાઇ રહ્યો હતો. ચાકર નફરો ઘોર ઉંઘમાં ઘુમાતાં હતાં. કેવળ મરવાની ખાતર, હું એક જાગું છું."

શાહીબેગમ નિરાશ હૃદયે જરૂખા આગળ આવી ઉભી. આકાશા વ્યાપી વાદળાંઓ ઉપર વીજળી ચમકી ઉઠી. જમનાના પ્રવાહમાંથી કાળ પુરુષ પ્રકટ થઇ કહેવા લાગ્યો: "આવ શાહીબેગમ! જો શાંતિ ચહાતી હો તો મ્હારા રાજ્યમાં આવ. અકબરશાહના પુત્રવધૂ થવામાં શું સુખ હાંસલ કર્યું શાહીબેગમ? જીંદગી ભર સંતાપની આગમાં બળી. અગ્નિની જવાળાઓથી સુકાતા સ્મશાનના વૃક્ષની પેઠે શુષ્ક જીવન જીવવામાં શો સાર? શું સુખ? સુખભોગને માટે જન્મીને આ જીવન દુઃખજ ભોગવવાં કેવાં અઘરાં?"

અશરીરી કાળ પુરૂષની કઠોર વાણી સાંભળી શાહીનું દીલ ભયથી કંપી ઉઠ્યું. વળી વીજળી ચમકી. ભયભીત શાહીબેગમ હાથોથી આંખો બંધ કરી જલદીથી પોતાના ઓરડામાં ચાલી આવી. હાય! કેવાં કમનસીબ! ઘરે, બહારે ક્યાંએ સુખ શાંતિ નહિ!!

બેગમે અનેક બાજુના વિચારો કરી જોયા. "મોત એજ ત્હેને માટે યોગ્ય હતું. મોત એજ જીંદગીની ચિર શાંતિ! મરણ એજ નવો જન્મ. મરણ એજ જો નિશ્ચિત છે, તો મરીશ. પરંતુ મરવાનો સહેલો ઉપાય કયો? કોણ મ્હને બતાવશે? જમનાના જળોમાં તો ડુબકી દેવાશે નહિ. એવું મોત એ એક મ્હોટી શરમની વાત છે. જેના ઉપર સૂર્યનો પ્રકાશ સુદ્ધાં પડયો નથી, તે મોગલ શહેનશાહના બેટાની બેગમની લાશ સૌ ખુલ્લી જુએ! એ તો કલંક!! મરવુંજ જો છે, તો મરતી વખતે એ કાલી ટીલી કોણ વ્હોરે? મોગલ રાજવંશમાં સૌના તિરસ્કારનું કારણ કોણ બને? ત્યારે શું ફાંસો! ફાંસાથી મરવું એ બહુજ દુઃખદ! મ્હારા ગૌરવને યોગ્ય તો એ રસ્તો નથી."

શયતાન આ વખતે યોગ્ય અવસર સમજી દીલને ભમાવવા લાગ્યો: "શા માટે હેરાન થાય છે? શાહીબેગમ અંબર રાજમહેલમાંથી જે ભયંકર હલાહલ ઝહર સાથે લાવી છે, તે શું વીસરી ગઇ? તે તો ત્હારી પેટીમાંજ સંઘર્યું

પડ્યું છે. શરબત સાથે મેલવી પી જા. આ બાદશાહી રંગમહાલયમાં આગળ અનેક બેગમો એ રીતે મરણુ શરણુ થઇ છે.

"સમ્રાટની માંદગી વધતી હોવાથી ત્હારો શૌહર **સલીમ** આજ રાતે **આગરાના** શાહી-મહેલમાંજ રહેવાનો છે. ત્હારી આંખોનો તારો **ખુશરૂ** એજ શાહી મહેલમાં કેદ છે. ચાકર નફરો ઉંઘે છે. વરસાદનાં તોફાનોથી સારી દુનીયા બ્હેર મારી ગઇ છે. જા, હમણાજ તે હલાહલ લઇ આવ. કાલે સવારે ત્હારો શૌહર અહીં આવી જોશે, કે તું હજી શય્યામાં સુતી છે. સુતી છે, પરંતુ ચેતનહીન, સ્પંદનહીન, શક્તિહીન, મહા નીદ્રામાં ચક્ષુ પલ્લવ સદાને માટે બંધ કરી સુતી છે."

**શયતાનની સલાહથી જોધબાઇએ** પોતાની પેટીમાંથી સુવર્ણ જડીત કટોદાન બહાર કાઢ્યું. તેમાંથી ભયંકર ઝહર લઇ શરબત સાથે મેળવ્યું. એ વખતે વળી મેઘ ગર્જના થઇ. તેના હાથો ધ્રુજી ગયા. બીકની મારી **શાહી** ઝહરના પ્યાલાથી દૂર ખસી ગઇ. એકાએક કોઇ બારણા પાસે આવી અતિ કાતર કંઠે બોલ્યું: "અમ્મા?"

તે જાણે **ખુશરૂનોજ** અવાજ! પાગલ માફક **શાહીબેગમ** તરતજ બારણા પાસે દોડી ગઇ. બોલનાર જાણે માયાબળે અંતર્ધાન થઇ ગયો. **જોધબાઇએ** બીકથી આંખો બંધ કરી. બીજી પળેજ જાણે તે ઓરડામાંથી કોઇએ કરૂણ સ્વરે કહ્યું: "મા!"

બેગમે તે શ્વેત વસ્ત્રધારી છાયાને ઓળખી તે **ખુશરૂ**! ભયે વિસ્મયે ત્હેણે જોયું તો **ખુશરૂનાં** તે શ્વેત વસ્ત્રો ઉપર ખૂનના ડાઘા! આંખો ગોખલામાં ઉંડી ઉતરેલી, મ્હોંનું તેજ ફીક્કું, આંખો પલકહીન, શરીર સ્પંદનું-હીન, નિશ્ચળ પાષાણના પુતળા પેઠે તે ભીંતને અઢંગી ઉભો છે.

તે છાયા જાણે અસ્ફુટ સ્વરે બોલી: "હવે શા માટે અમ્મા! કઇ આશામાં આ દુઃખદ રાજભવનમાં રહે છે? જાણે છે કે આજ મ્હારૂં ખૂન થયું છે? છુપા મારાના તીક્ષ્ણ છુરાથી મ્હારા જીગરના ટુકડે ટુકડા થઇ ગયા છે. જેની આશામાં હજી સુધી જીંદગી ધારણ કરી રહી છો, તે હંમેશને માટે ત્હારી પાસેથી રજા લેવાને સુક્ષ્મ શરીરે ત્હારી સામે આવી ઉભો છે. બસ મોત! મોત કે શાંતિ! સૌને શાંતિ આપનાર એજ છે! પાપી કે પુણ્યવાન, રાજા કે રંક, સૌનો શાંતિદાતા તે જ મરણ! વળી એક વાત સાંભળ અમ્મા! જે **અકબર-શાહના** ફરમાનથી હું કેદ થયો હતો, તે **મહા-પ્રતાપી** બાદશાહ પણ મરણ શરણ થયો છે. આ દુનીયામાં મોત એ એકજ અખંડ સત્ય છે. જીવન એક માયા-ભરમ. મરણનો આવો સરળ રસ્તો ત્હારી સામે છે, તો મરવાને ખંચાય છે શાને અમ્મા? નહિ મરે તું ત્હારા ખુશરૂને મળી શકીશ નહિ."

છાયા તરતજ તે આરસપ્હાણની ભીંત ઉપરથી વીજળીને વેગે સરી ગઇ. ફરી વીજળી ચમકી. આકાશમાં ભયંકર ગર્જના થઇ રહી. શાહી પળનો પણ વિલંબ ન કરતાં તે શરબત મિશ્રિત ઝહર પાન કરી સફેદ ચાંદની જેવાં બિછાના ઉપર સુઇ ગઇ. તે શય્યા જાણે ત્હેની પ્રથમ મિલન શય્યા? **શાહીની** આંખો તે ભયંકર વિષથી મીચાઇ. એ તે નિદ્રા કે સદાની શાંતિ?

સવારે પણ તેની એ ઉંઘ ઉડી નહિં. એ ઉંઘમાંથી ઉઠવાની શક્તિ જગતમાં વિધાતા વિના કોઇની પાસે નથી. સૌ પતી ગયું, દુઃખ, સંતાપ, આશા, નિરાશા, ઉત્કંઠા સૌનો અંત? હાય! હતભાગી બેગમ!

## ત્રીશમો પરિચ્છેદ.

તે **ભયંકર** તોફાની રાત્રે, શાહીમંઝીલમાં જે ભીષણ બનાવ બની ગયો, તે જગતમાં કોઇ જાણતું ન હતું. તે બનાવથી જેણે સર્વસ્વ ગુમાવ્યું હતું, ત્હેને પણ ત્હેની ખબર ન હતી.

તે દિવસે શહેનશાહને બિમારી વધારે હોવાથી શુભેચ્છક ઉમરાવોની સલાહથી ફરજના માર્યો સુલતાન **સલીમ** શાહીમંઝીલ તરફ આવી શકયો ન હતો. હાય! જો આવ્યો હોત તો આ બનાવ બનત?

બીજે દિવસે શાહીબેગમની મુખ્ય દાસીને એ બનાવની પહેલી ખબર પડી. ત્હેણે તરતજ બહાર મહેલમાં જઇ, શહેનશાહના વિશ્વાસુ સરદાર સેનાપતિ ફરિદબેગને તે વાત જણાવી.

સંકટે ધીરજવાન, સમયસૂચક ફરિદબેગે દાસી બાંદીઓને એ વાત જાહેર નહિ કરવાની સૂચના કરી. અને પોતે તરતજ શાહીમહેલમાં જઇ સુલતાન **સલીમને** ખાનગીમાં બોલાવી તે વાત જણાવી. એ વાત સાંભળી સુલતાનને વીજળી પડયા જેવો આઘાત થયો. સારી દુનીયાં ત્હેને ફરતી જણાઇ. કેટલીક વાર સુધી

પલક પણ માર્યા વિના તે ફ્રિદ સામે જોઇ રહ્યો. પછી તે અસ્ફુટ સ્વરે બબડયો: "બસ આમ જ? ખુદા મહેરબાન! કયા પાપનો આ બદલો?"

સલીમની વ્યાકુળ હાલત જોઇ ફ્રિદે ત્હેને સાવધ બનાવતાં કહ્યું: "સુલતાન! જહાંપના-હને આજ અત્યારે આરામ છે. આપ હમણાંજ શાહીમંજીલમાં આવો. છાતી કઠણ કરો. આપની સામે મોટી આફ્ત ડોકીઆં કરી રહી છે. જે થવાનું હતું તે તો થઇ ગયું. તેને અટકાવ-વાની શક્તિ તો આ દુનીયામાં કોઇની પાસે નહતી. આમ છે તો પછી આપે શા વાસ્તે ફ્રોકટ પસ્તાવો કરવો? આ ખબર જો આગરાના શાહીમહેલમાં પહોંચી તો શી આફ્ત વરસશે કંઇ કહેવાય નહિ."

સુલતાન મોટા સંકટમાં સપડાયો હતો. દીલમાં દાવાનળ સળગી રહ્યો હતો તો પણ મુશ્કેલીથી મનોભાવ દબાવી, આવી પડેલું કાર્ય પૂર્ણ કરવાને, દબાતે દીલે ઉતરેલે મુખે તે શાહીમંજીલમાં આવ્યો. ત્હેના મનની હાલત આ વખતે ઘણીજ કફ્રોડી હતી, આખી દુનીયાં જાણે ત્હેની નજરે ઉલટપાલટ થઇ ગઇ હતી. શાહીમંજીલમાં પેસતાં તો તેને કંઇ કંઇ થઇ ગયું.

સઘળી બેગમોમાં આ શાહીબેગમ તેને વધારે પ્રિય હતી. રૂપ અને ગુણમાં ત્હેની જોડી ન હતી. રાજપુતને છાજતું તેજ અને અભિમાન ત્હેના મુખ ઉપર શોભી રહેતું. પતિપ્રેમ ત્હેના નાડીનાં દરેક બુંદમાં ઓતપ્રોત હતો. તેની દરેક વાતમાં આત્મસ-મર્પણ હતું. પતિના વિયોગમાં વ્યાકુળતા અને સંયોગમાં સુખ તે માનતી. પતિની ખાતર તે સર્વ કાંઇનો ભોગ આપવાને સદા તૈયાર રહેતી. એમ સઘળી બાબતમાં તે શ્રેષ્ઠ હતી. હાય શાહી! શો સર્વનાશ તેં કર્યો?

હૃદયમાં વીંછીની વેદના અનુભવતા સલીમે શાહીબેગમની મરણ શય્યાવાળા ઓરડામાં પ્રવેશ કર્યો. તેનું દીલ ધડકતું હતું, શરીરે કંપારી છુટી હતી, મગજમાં તોફાન ઉઠયું હતું.

રૂપેરી પલંગ પર શ્વેત શય્યામાં અપૂર્વ પ્રભામય સુંદર શરીર જડ હાલતમાં પડયું હતું. તે જ દેહ, તેજ મુખ, સર્વ કોઇ અવયવો તેનાં તે હતાં. પરંતુ વાચા બંધ! ના, ના, આ મરણ નહોય-નિદ્રા હશે? શાહી ઘોર નિંદમાં પડી છે!!

સલીમ બિછાના પાસે ઉભો રહી વ્યાકુળ હૃદયે ગાંડાની પેઠે મોટેથી બોલવા લાગ્યો: "શાહી! શાહી! હું આવ્યો છું."

કોણ ઉત્તર આપે? કયાં શાહી છે? જે આ સંસારનાં સઘળાં બંધનો તોડી પલાયન કરી જાય તે કદી પાછું ફરવાનો સંભવ છે? હાય! મરણનો એવો પ્રભાવ છે કે એકવાર જેનાપર તેની છાયા પડી તેને વ્હાલાં બોલાવે, પુત્રો રડે, કે માતા પિતા કરૂણસ્વરે કલ્પાંત કરે, કશાથી તે પાછું વળી જુએ તેમ નથી, કશાથી તે જાગે તેમ નથી.

સલીમે ધીમે ધીમે બિછાનાની બાજુમાં આવી બેબાકળા બની કહેવા માંડયું: "રીસાઇ છે? કાલ મ્હારાથી નહિ અવાયું એટલામાં બોલતી નથી માનિની! મ્હેં ત્હને જીવનભર રંજાડી છે, તેથી નિંદનું બ્હાનું કરી શું તેનો બદલો લે છે? તું આટલી બધી અભિમાની છે? આટલી બધી સંગદીલ છે?"

હિંદનો ભાવિ શહેનશાહ, જોધબાઇની સાચી વફાદારીને બેવફાઇનો બદલો આપનારો સલીમ, જોધાના મૃતશરીર ઉપર લાકડીની પેઠે પડી ગયો. વળી ભય અને નિરાશાથી દૂર સરી ગાંડાની પેઠે ચીચયારી પાડતો બોલ્યો: "નહિ, નહિ, એ જીન્દી નથી. મરી ગઇ છે. ચેનથી નહિ! ખુદકુશી–આપઘાત કરી શાહી આખર છેતરીને ચાલી ગઇ!

"તે પાક 'ખુદાએ મહેરબાની કરી એ જવાહીર મને બક્ષ્યું હતું. મેં અહેમકે તે પારખ્યું નહિ! સાધારણ કાચનો ટુકડો સમજી ત્હેને જીંદગીની રાહમાં ફેંકી દીધો. જીવતાં સુખ અને મુએ ચેન પણ મને મળે તેમ નથી. દે, રહેમાન 'ખુદા! મ્હારી જીંદગીની સાથે પાછી મીલાવી દે. મને તખ્તોતાજ નથી જોઇતું, મને જરદૌલત નથી જોઇતાં, શાહી દોરદમામ મને હરામ છે, મ્હારી મીઠી, મધુરી, મહોબ્બત-ભરી, હીણાયલી, શાહીને એક વાર મીલાવી દે. ફક્ત બે વાતો–બે દીલના ઉભરા ખાલી કરવા દે.

"જીવતા જેની પરવા ન્હોતી કરી, ત્હેની ખાતર મોત પછી રડયા કરૂં છું. થંડી કબ-રમાં આરામગાહ બનાવ્યા પછી પણ એની યાદી ભુંસાય તેમ નથી, તો એક વાર થોડી પળોને માટે હૈયાતીની શમા જલાવી દે. માત્ર એકજ સવાલ–છેલ્લો કે પહેલો–એકજ પુછવા દે, કે કયે ગુનાહે તે મને સદાનો છોડી ગઇ?"

**સલીમે** તે મરણમલીન મુખ ઉપર સેંકડો ચુંબનો કર્યાં, તોએ **શાહીએ** અકળામણથી ઉઠી ત્હેને આલિંગન કર્યું નહિ. ઘણી બોલાવી, ઉત્તર ન મળ્યો. કેટલી વીનવી પણ ત્હેણે પાછું ફરી જોયું એ નહિં.

એવામાં બારણા આગળ કોઇનો પગ શબ્દ ત્હેણે સાંભળ્યો. કોણ **શાહી**? નહિ. એ **શાહી** નહિ. એ તો ત્હેની બાંદી રૂબીયા.

**સલીમ** ચીડવાઇ બોલ્યો: "તું કોણ છો?"

તે બોલી: "હું આપની બાંદીની બાંદી રૂબીયા."

**સલીમ**: "શયતાનજાદી, મ્હારા દુઃખમાં મશ્કરી કરવા તું આવી છે?"

**રૂબીયા**: "એટલું સાહસ તો આ બાંદીમાં નથી શાહજાદા?"

**સલીમે** ગુસ્સામાં પૂકાર્યું: "**તાતારી જુમરાન!**"

તરતજ એક કાળી હબસણ જેવી **તાતારી** કુર્નીસ બજાવી ઉભી હતી. **સલીમે** ત્હેને સંબોધી કહ્યું: "આ લુંડી મ્હારી મશ્કરી કરવા આવી છે. ત્હેને દૂર લઇ જઇ દશ તાજીયાના લગાવી શાહીમંજીલમાંથી દૂર કરી દે."

**તાતારીએ** વિસ્મય પામી ત્હેની સામે જોયું કે શું સુલતાન દિવાના તો નથી થયા? તેટલામાં બાંદી બોલી: "સુલતાનના ફરમાન પર જાન પણ સદકે કરવાને બાંદી તૈયાર છે. પરંતુ હમણાં હું જનાબ **મુર્તજાખાનના** ફરમાનથી અહીં આવી છું. કંઇ જરૂરના કારણસર આપના દીવાનખાનામાં તેઓ રાહ જોતા બેઠા છે."

**મુર્તજાખાનનું** નામ સાંભળતાં **સલીમનો** મીજાજ કંઇક ઠેકાણે આવ્યો. તે નીચે આવ્યો ને જુએ છે તો શાહી સિપાહસાલાર, પોતાનો વ્હાલો દોસ્ત, વિચારમાં ગમગીન થઇ બેઠો છે.

**મુર્તજાનું** જંખવાણું મ્હોં જોઈ સુલતાનને પણ ફાળ પડી. તે બોલ્યો: "શી ખબર છે **મુર્તજા**?"

**મુર્તજા** બોલ્યો: "ઘણી માઠી ખબર છે! જહાંપનાહની બિમારી વધી છે. **માનસિંહ** અને **ખાન અજીજ ખુશરૂને** તખ્તનશીન કરવાને કાવતરૂં રચે છે. આપ **આગરાના** શાહીમહેલમાં શેહેનશાહની ખબર લેવા જશો તેવાજ આપને બંદીવાન બનાવશે. આથી વધારે માઠા સમાચાર શા હોઇ શકે સુલતાન?"

**સલીમનું** મ્હોં આ સમાચારથી ગંભીર બની ગયું. તે મ્હોં મચકોડી માત્ર એટલુંજ બોલ્યો: "વારૂ!"

**મુર્તજા**: "પરંતુ આપને ત્હેની એટલી બધી ફીકર કરવાની જરૂર નથી. શાહીમંજીલની છાવણીમાં આપનું નમક ખાનારા પાંચ હજાર **મોગલ** સીપાઇઓ બેઠા બેઠા અનાજ બગાડ્યા કરે છે. ત્હેને હમણાંજ તૈયાર થવાનો હુકમ કરો. કે તેઓ **દૌલતબાગને** ઉબારે પાર ઉતરી **આગરાથી** એક કોશ છાવણી નાખી રહે. એક બીજી વાત. **શાહી બેગમના** મરણ સમાચાર હજુ **આગરામાં** પહોંચ્યા નથી. જેમ બને તેમ ગુપચુપ આજ રાત્રેજ બેગમને દૌલતબાગમાંજ દફનાવી દો. ગમ માટે વખ્ત ઘણોએ પછી મળશે સુલતાન! વળી આપને એમ પણ ખાતરી રાખવી કે અમે સૌ અમારાં લશ્કરો સહિત તૈયાર છીએ."

**મુર્તજાખાન** ઉતાવળે વિદાય લઇ ચાલ્યો ગયો. એક આફતમાંથી છુટયો નહતો, ત્યાં બીજી આવી ઉભી રહી, જાણે બળતામાં ઘી!

ચોતરફનો વિચાર કરી, મનની મનમાં રાખી, વજ્રની છાતી કરી, આંસુને ધીરજ બાંધમાં બાંધી, **સલીમે** તે જ દિવસે ઘોર રાતે **દૌલતબાગમાં** ત્હેની વ્હાલી બીબીને દફન કીધી. પરવાર્યા, ખાક ખાકમાં મળી ગઇ. આખરમાં, રહી ફક્ત પીગળેલા ધાતુના રસ જેવી સદા જલાવનારી ચિંતાભરી મૂર્તિમાન યાદી!

આખી રાત સુલતાને આંસુ વર્ષાવતાં ગાળી. તે આરસજડીત મહેલ, મીનાકારીનું કામ કરેલો ઓરડો, તે સાજ સજાવટ, તે ફુલની સુગંધ, તે **જમનાનો** શીતળ સમીર, તે કોયલ બપૈયાનો મધુર ટહુકો, સૌ જેવું ને તેવું હતું. માત્ર જેની ખાતર તે હતું તે ન્હોતી. દેહ હતો પ્રાણ ન્હોતો. ખાલી પાંજરૂં પડયું હતું પરંતુ પક્ષી પલાયન કરી ગયું હતું. ફુલની પાંખડીઓ ખરી પડી હતી. પરંતુ સુગંધ હજુ ગઇ ન્હોતી. જેનાં સ્મરણોની જવાળા સળગી રહી હતી, તે ન્હોતી પરંતુ સ્મરણો હતાં.

બીજે દિવસે બપોરે ખબર આવી, કે **માનસિંહ** અને **ખાન અજીજનું** કાવતરૂં માર્યું ગયું છે. મહાન બળશાલી ઉમરાવ સેનાપતિ **સૈયદખાન** ચુધતાઇ ત્હેની સામે થવાથી **માનસિંહના** સકળ મનોરથ ત્હેણે ધૂળમાં મેળવી દીધા છે. અને શહેનશાહે ત્હેને મહેલમાં આવવાની આજ્ઞા કરી છે.

## એકત્રીશમો પરિચ્છેદ.

**સો**નાના પલંગ ઉપર રોગથી જર્જરિત શરીરે ભારત શહેનશાહ અકબર સુતો છે. તે ઉંઘે છે. નાડી નબળી પડી ગઇ છે. હૃદય ધીમું ધીમું ધડકે છે. જાણે મુર્છા આવી ગઇ હોય તેવી હાલત છે. ત્હેની બાજુમાં હકીમ હુકીમ અલ્લી બેઠો છે, તે એકીટશે શહેનશાહ સામું જોઇ રહ્યો છે. તે રાજપર્યંકની પાસે શહેનશાહના ખાસ માનીતા રાજા માનસિંહ, ખાન અજીજ અને કાદરજહાન મુફતી વગેરે બેઠા છે.

સુલતાન સલીમ વિલાસી, વ્યસની, ઉદ્ધત, ઉમરાવોમાં અપમાન કરનારો, ઓલ્મા અબુલફજલનો ખુની વગેરે અનેક વાતો કરી ઉમરાવોને વિરૂદ્ધ ઉશ્કેરવાનો માનસિંહ અને ખાન અજીજે પ્રયત્ન કર્યો હતો. પરંતુ અભિમાની દિલેર સૈયદખાન ચુધતાઇએ સામે પડી મહારાજ માનસિંહની બધી ચતુરાઇ ઉઘાડી પાડી નાંખી હતી.

તેણે ઉમરાવોને ઉદ્દેશીને કહ્યું હતું કે સુલતાન સલીમ મનમોજી, ઉતાવળીઓ અને ઉદ્ધત હશે. તોપણ ત્હેના સિવાય અમે કોઇને શહેનશાહ તરીકે સ્વીકારીશું નહિ. ઇન્સાફથી, મઝહબથી, ફરજથી, નીમકહલાલીથી અમે સૌ સુલતાન સલીમની બાજુએ ઉભા રહીશું. હું પોતે રાજવંશનો છું. તેમજ મુખ્ય સિપાહસાલારમાંનો એક છું. મ્હારૂં કેવું ઉડાડી દેશો તો હું શહેનશાહને સર્વ વાત જણાવી દઇશ. આપને સૌને ખમવું પડશે. મહારાજ માનસિંહ! જનાબ અજીજ! આપ લોકો જો એવી ગેરઇન્સાફીભરી કંઇ પણ ગોઠવણ કરશો તો, હું અને મ્હારા સોબતી ઉમરાવો જીંદગીને જોખમે આપની મહેનત વ્યર્થ કરવા પ્રયત્ન કરીશું. શહેનશાહનો વડો પુત્રજ તાજનો માલીક છે. પુત્રની હયાતીમાં પૌત્ર કોણ?"

સૈયદખાનના કહેવાથી ડરી જઇ ઘણાક ઉમરાવો તે ગુપ્ત મીજલસ છોડી ચાલ્યા ગયા હતા. માનસિંહનો પક્ષ આથી નબળો પડી ગયો હતો. ત્હેની બધી મુરાદો બર આવ્યા વિનાજ બરબાદ થઇ ગઇ. સૈયદખાનના ફરમાનથી રાજા રામદાસ કચ્છવાળા આગરાનો શાહી ખજાનો સાચવવાને કબુલ થયો. આ તો બધી ઇતિહાસની વાતો થઇ. હવે આપણે શહેનશાહના મરણકાળની વાત કરીએ.

શહેનશાહના હોઠ જરા હલ્યા. શાહી હકીમ તે જોઇ બોલ્યો: "શો હુકમ ફરમાવો છો જહાંપનાહ?"

અકબર: "અલ્લી! મ્હારી છેલ્લી ઘડી આવી પહોંચી છે. ખુદા મ્હને બોલાવે છે. સલીમ ક્યાં? હજુ તે આવી પહોંચ્યો નથી? હાય! કદાચ મ્હારૂં છેલ્લું કામ અધુરૂંજ રહી જશે!"

તેજ વખતે સુલતાન સલીમ હકીમના ઇશારાથી, શહેનશાહના બિછાના પાસે ઉતરેલે મુખે, આંસુભરી આંખે આવી બોલ્યો: "આ હું રહ્યો, શહેનશાહ! આપનો નાલાયક ફરજંદ!"

શહેનશાહ મહોબતભીના અવાજે બોલ્યો: "બાબાથી બેટાને કદી બેવફા ગણી દૂર ધકેલી કઢાય છે? જે ફક્ત ઇનસાનિયતથીએ દૂર એવાં છોકરાના પણ માબાપો ઘણા ગુનાહ માફ કરે છે. વધારે શું કહું સલીમ! અલ્લાહ, હિંદ અને તું, એ ત્રણની ફીકર સદાય હું કરતો. આજ ત્હને હિંદનું તખ્ત સોંપીને ખુદાની પનાહમાં આ હું ચાલ્યો. ખાન અજીજ! મ્હારા ફરમાન મુજબ અમીર ઉમરાવો હાજર છે કે?"

ખાન: "જહાંપનાહ, તે લોકો બધા હાજર છે. બાજુના ઓરડામાં બેઠા છે."

અકબર: "બહુત ખુબ! ત્હેમને અહીં બોલાવી લાવ."

સર્વ ઉમરાવોએ આવી કુર્નીસ કરી.

અકબરે સૌ તરફ નજર ફેરવી. ત્હેના મ્હોં ઉપર તેજ પસરી રહ્યું. શહેનશાહે ઉમરાવોને સંબોધી કહ્યું: "વધારે બોલવાની મ્હારામાં તાકાત નથી. જબાન હવે લથડે છે. આંખે દેખાતું નથી. તો પણ બે ચાર વાતો તમને કહેવાની છે, તે કહીશ.

"તમો સઘળા સેપાહસાલાર છો, મ્હારા નમકથી પોષાયા છો, અને મ્હારી મહેરબાનીથી આજ તમારી આ હાલત છે. તમે તમારી સમશેરો ખોલી મ્હને છેલ્લું માન આપો. મ્હારા બિછાનાની આજુબાજુ બેસો."

શહેનશાહની મરજી મુજબ ઉમરાવો શહેનશાહની આજુબાજુ વીંટાઇ બેઠા.

શહેનશાહની ચશ્મોમાં આંસુ આવ્યાં. સાદ રૂંધાઇ ગયો. જરા સંભાળી લઇ તે બોલ્યો: "મ્હારાં સઘળાં ફરમાનો ખુદાઇ ફરમાનો પેઠે તમે માનતા આવ્યા છો. જ્યાં સુધી આ બદનમાં જાન છે, ત્યાં સુધી હું તેજ અકબરશાહ છું.

સાંભળો! હું મ્હારા વડા બેટા સલીમને મ્હારા તાજોતખ્તનો વારસ બનાવી જાઉં છું. સલીમ, મ્હારૂં છેલ્લું ફરમાન, અને તમારી છેલ્લી વફાદારી એ ત્રણેને જાળવવાં એ તમારી ફરજ છે. જ્યાં સુધી તમારા બદનમાં જાન હોય ત્યાં સુધી એ ત્રણની હિફાજત કરજો. તમે સલીમના વડીલ તુલ્ય છો. સૌ મ્હારા બિછાનાને સ્પર્શ કરી સોગંદ લો."

શહેનશાહના ફરમાન મુજબ સૌએ સોગંદ લીધા. શહેનશાહના ઇશારાથી શાહીતાજ અને તલવાર લાવવામાં આવ્યાં. પેલી દુનિયાના મુસાફર અકબરે પોતાને હાથે તે સલીમને ધારણ કરાવી દીધાં.

જીંદગી રૂપી દીવામાં તેલ હવે થઈ રહ્યું છે. આંખો તેજહીન થતી જાય છે. ચોતરફ પ્રલય અંધકાર છવાતો જાય છે. શહેનશાહ મૃત્યુ પહેલાં માત્ર બબડયો: "સલીમ! શાહીબેગમને સંભાળજે--ખુ—સ—રૂ—ખુ—દા" આગળ બોલાયું નહિ. દીવો બુજાયો. તારો ખરી પડયો. ધરણી કંપી. 'દીલ્હીશ્વરો જગદીશ્વરો-વા'નો ધ્વનિ હંમેશાનો લય પામ્યો. આકાશના ચંદ્રતારા ઝાંખા પડી ગયા.

અકબરના મરણ પછી સલીમ 'અબુલ મુજફ્ફર નુરૂદ્દીન મહંમદ જહાંગીર' નામ ધારણ કરી ગાદીએ બેઠો. ખુશરૂ, માનસિંહ અને ખાનની આશા ઓગળી ગઇ. પોતાના ઓરડામાં પિડાતા શાહજાદાને ખબરે ન પડી કે તે સર્વ ગુમાવી બેઠો છે! માતા અને દાદા.

## બત્રીશમો પરિચ્છેદ.

અકબરના મરણ પછી તમામ હિંદ અને રાજધાની આગરા ખાસ કરીને શોકનિમગ્ન થઇ ગઇ. શાહી દબદબાપૂર્વક શહેનશાહને સીકંદરાના રોજામાં દફનાવવામાં આવ્યો. તેની અવલમંજલમાં શાહજાદા ખુશરૂએ પણ ભાગ લીધો હતો.

સમયના જેવો કોઇ બીજો ચિકિત્સક (વૈદ્ય) નથી. દિવસ, સપ્તાહ, માસ ધીમે ધીમે પસાર થઇ ગયો. જહાંગીર પિતાને પગલે ચાલી રાજકાજ ચલાવવા લાગ્યો.

બીજો કોઇ હોત, તો માનસિંહ અને અજીજનાં ડોકાં ધડથી જુદાં થઇ ગયાં હોત. પરંતુ જહાંગીરે સંબંધીયોના લોહીથી પોતાના હાથ ખરડયા નહિ. તેણે બંનેને માફી બક્ષી એટલુંજ નહિ પણ ઉચ્ચ દરજ્જે ચઢાવ્યા. માનસિંહને બંગાળાનો સુબેદાર બનાવી ત્યાંના જાગીરદારોનો બળવો સમાવવા મોકલ્યો અને ખાનને પંજાબની સુબાગીરી સોંપી. અબુલ ફજલના ખૂની રાજા નારસિંધને પણ ઉંચી પદવીએ ચઢાવ્યો.

અકબરના મરણ પછી જહાંગીરે ખુશરૂને પુરેપુરી છુટ આપી હતી. ખુશરૂને હજુ ખબર ન હતી કે ત્હેની માતા આ દુનીયામાં નથી. એવું તો જહાંગીરનું મંત્રણા ખાતું હતું. જહાંગીરે ખુશરૂને અલાહાબાદનો સુબો બનાવવાની ઇચ્છા પણ જણાવી હતી. છતાં તે અધિકાર તેણે સ્વીકાર્યો ન હતો. હવે તે ત્હેના ઉપરનો સઘળો દ્વેષ ભૂલીને પ્રેમથી રાખતો હતો.

રાજ્યાભિષેક પછી પણ પોતાની માતાને ખુશરૂએ શાહીમહેલમાં આવેલી ન જાણી ત્યારે તે ચિંતામાં પડયો. તેણે એક દિવસ બાબાને કહ્યું: "મ્હારી અમ્મા હમણાં કયાં છે બાબા?" બહુ કરૂણાજનક સવાલ! બાબાની આંખોમાં આંસુ, મ્હોંપર વ્યાકુળતા, ઉતરેલું મ્હોં, અને ઉત્તર આપતાં વિલંબ એ સૌથી ખુશરૂ હતાશ થઇ ગયો. તે બોલ્યો: "જહાંપનાહ, મ્હારી અમ્મા કયાં છે? આપ રડો છો કેમ? શું મ્હારી અમ્મા નથી?" જહાંગીર હવે છુપાવી શકયો નહિ.

બે મહીના તે ભયંકર બનાવ ખુબીથી ત્હેણે છુપાવ્યો હતો. તે હવે છુપાવી શકયો નહિ. તેણે કહ્યું: "પ્યારા ફરજંદ! ત્હારી અમ્મા બેહસ્તનશીન થઇ છે. ખરૂં જોતાં હું, તું, અને શહેનશાહ અકબર ત્હેનાં કારણરૂપ છીએ." જહાંગીરે માંડીને સર્વ હકીકત ખુશરૂને કહી.

ખુશરૂ આ સમાચાર સાંભળી બહુજ દુ:ખી થયો. તે બોલ્યો: "દુનીયામાં મ્હારૂં ગણું એવું હવે કોઇ ન રહ્યુંજ."

જહાંગીર ત્હેનાં આંસુ લ્હોતાં બોલ્યો: "કેમ ખુશરૂ? હું તો છું. મ્હારે મન એક બાજુ સઘળી શહેનશાહત અને બીજી બાજુએ તું છે."

ખુશરૂ જહાંગીરના પગમાં પડી બોલ્યો: "બાબા! હું આપનો બેવફા બેટો છું. મ્હારી એક અરજ કબુલ કરો. આપ જો દૌલતબાગમાં થોડો વખત મને રહેવા દેશો, તો હું અમ્માની દરગાહ ઉપર આંસુ નિસાર કરી આરામ મેળવીશ."

જહાંગીરે ખુશરૂની તે વાજબી માગણી સ્વીકારી. ખુશરૂ આગરાનો શાહીમહેલ છોડી તે જ દિવસે દૌલતબાગમાં જઇ રહ્યો. શાહી

મંજીલથી દૌલતબાગ બે કોશ દૂર હતો. ખુશરૂની સાથે માત્ર પિયારા અને તેની બાંદીઓ સિવાય કોઇ ન હતું.

## તેત્રીશમો પરિચ્છેદ.

આજકાલ ખુશરૂ છેક હોલે દીલ હાલતમાં હતો. બધો વખત ખ્યાલોને વશ થઇ રહેતો. કેટલાક દિવસો ત્હેના દીલમાં શહેનશાહતનાં સ્વપ્નાં આવ્યાં હતાં. હવે તે છિન્નભિન્ન થઇ ગયાં હતાં. દારૂણ દુઃખ ભુલવાને તે હમણાં શિરાજીની સેવા કરતો હતો.

બાદશાહના વડા બેટા તરીકે તે અત્યારે પાંચ હજારી મનસબદાર હતો. ત્હેને ઘણા છટેલ મિત્રો હતા. પહેલાં તે કદી ખાસ પ્રસંગ વિના શરાબને અડકતો નહિ. પરંતુ તે આખર તો જહાંગીરનોજ બેટો હતો! સ્વતંત્રતા પામીને તે શોક ભૂલવાને સર્વ પ્રકારના વિલાસો ભોગવવા લાગ્યો. પરિણામે દૌલતબાગ શયતાનની શહેનશાહત જેવો થઇ પડયો.

પિયારા સૌ સાંભળતી–જોતી. જે શાહજાદો એક ઘડી પણ પોતાની આંખોથી તેને અળગી ન રાખતો, તેને હમણાં મળવું મુશ્કેલ થઇ પડયું હતું. પિયારા પ્રસંગ માટે સમજાવવાને બનતું કરતી પરંતુ સાંભળે કોણ? ઉલટું શાહજાદે અંદર મહેલમાં આવવાનું ઓછું કરી નાખ્યું. દહાડે દહાડે ખુશરૂ પડતો ગયો. બે માસમાં તો છેક તેની આવી હાલત થઇ પડી!

જ્યારે દીલમાં ગમનો અતિ ભરાવો થઇ આવતો ત્યારે અમ્માની મઝાર પાસે બેસી એકાંતમાં આંસુ વરસાવતો. લોબાનાદિ સુગંધી ધૂપ અને ફૂલો વગેરે ચડાવી કહેતોઃ "અમ્મા તું કયાં ગઇ? ત્હારા પ્યારા ખુશરૂને આવી ખરી રાહપર ચડાવી જા. અરે આ આલમમાં કોઇ મ્હારૂં નથી. કોઇ દિલસોજીથી પેશ થતું નથી. શું જેની અમ્મા ગઇ ત્હેનું તમામ ગયું? કેમ પિયારા તો મ્હારી છેજ. પરંતુ પિયારા એ પહેલાંની પિયારા કયાં છે? લાગે છે, કે સારી દુનીયાં એ મ્હારી તરફ રહેમ બતાવવી બંધ કરી છે."

ખુશરૂ નિસાસો નાંખી, આંસુ લુછી સમાધી છોડી જતો.

દૌલતબાગનો બગીચો ફૂલોને માટે પ્રસિદ્ધ હતો. ચાંદનીમાં તે બાગમાં ફરતાં ફરતાં ખુશરૂએ આરસની એક બેઠક પાસે કોઇને શાંત સુતેલું જોયું. પાસે જઇ તપાસ કરતાં પિયારા-બાનુ સુતેલી જણાઇ.

ખુશરૂ કંઇક અવજ્ઞાથી બોલ્યોઃ "તું અહીંયાં કેમ પિયારા?"

પિયારા બોલી. "મ્હારે અહીં પણ ન આવવું શાહજાદા?"

ખુશરૂઃ "તેમ નથી કહેતો. પણ એકલી ત્હને ડર નથી લાગતો?"

પિયારાઃ "મ્હારી બધી બીક જીગરજાન! આપનીજ ખાતર છે. આપ તો પહેલાં આવા ન હતા. રાત દહાડો શરાબીમાં મસ્ત રહો છો. મ્હારી રોતાં રોતાં રાત્રી વીતી જાય છે. આપનો મેળાપ મુશ્કેલ છે. હું આપની બાંદી છું. મ્હારૂં સાંભળો, હજુ સાચી રાહપર આવી જાઓ. આપની હાલતની બધી બાતમી બાબાને કાને પહોંચે છે. ત્હેના જરથી વેચાયલી બાંદીઓ આપણી આજુબાજુ વસે છે. તે કદાચ આપ નહિ જાણતા હો. હજુ પણ સંભાળીને ચાલો તો ખુદા સૌ સારૂં કરશે."

ખુશરૂ બોલ્યોઃ "ત્હારા બાબાની શીખવણીથી તેં મ્હારા કાનોમાં જે ભયંકર ઝહર રેડયું હતું, તેના ફળો તો હજી હું ભોગવું છું. મ્હારૂં બધું બગાડનાર તુંજ છે!"

ખુશરૂને ચાલી જતો જોઇ, પિયારા ત્હેના પગમાં પડી બોલીઃ "શૌહર! સંગદીલ થઇ પગોથી ચાંપી ચાલ્યા જશો નહિ. આપવિના મારૂં કોણ છે?"

ખુશરૂને માથે ત્યારે શયતાન ચડયો હતો. શિરાજી પીવાની અતિશય તલબ જામી હતી. તે શી રીતે ઉભો રહી શકે? જેને શયતાન ખેંચે છે, તે જહન્નમ તરફ જોરથી ધકેલાય છે. તેથીજ ખુશરૂ પિયારાને ગુસ્સામાં કેહવા લાગ્યોઃ "રસ્તો છોડી દે. ફોકટ સતાવતી નહિ. નહિ તો કંઇક સાંભળીશ પિયારા!"

પિયારાએ જાણ્યું કે નસીબ બદલાયું છે. નહિ તો શાહજાદા આમ કહે? પિયારા ત્હેના પગ પકડી બોલીઃ "મારે માન અપમાન સર્વ કંઇ આપ છો. આપનો પ્યાર કે ગુસ્સો મ્હારા મનથી સરખોજ છે. આપની બાંદી આપના પગોમાં પડી છે. એજ જો ઘટતું હોય તો પગની લાત મારી ભલે ચાલ્યા જાઓ!"

સંગદીલ, હૃદય વિનાના ખુશરૂએ પિયારાની વિનંતિ સાંભળી નહિ. શયતાન ખુશરૂ ખરેખર પુષ્પને પગે ઠેલી ત્યાંથી ચાલ્યો ગયો.

આઘાતથી કોમળ સુવર્ણવેલડી પિયારા ધૂળમાં રગદોળાતી પડી રહી. આશાથી શોકને બાંધી આંખો લુઇ તે બોલી: "મહેરબાન ખુદા! આજ સુધી જરના જોરમાં ખરા દીલથી કદી આપને યાદ કર્યા નથી. આજ યાદ કરૂં છું. મ્હારો ગર્વ ગળી ગયો છે. ભૂલ ભાંગી છે. અય પરવર! મ્હારી જાતની ખાતર મ્હારી કંઇ માગણી નથી, કંઇ મરજી નથી, માત્ર તું મારા રાહ ચુકેલા શૌહરને ખરે રાહે ચડાવજે. ત્હેની ઉપર મેહેરબાનીની ઉતાર, ત્હેના વિના આ દુનીયામાં મ્હારૂં કોઇ નથી. બાદશાહ જહાંગીરના બેટાની બીબી થવાનો આ બદલો ખુદા! હું કેવી કમનસીબ?"

પિયારા આંસુ લુઇ મહેલમાં ચાલી ગઇ. ખુશરૂ ત્હેના વંઠેલા મુસાહેબો સહિત જહન્નમના ભોગ ભોગવવામાં મસ્ત થઇ ગયો.

## ચોત્રીશમો પરિચ્છેદ.

જોતાં જોતાં, બીજા ત્રણ માસ વીતી ગયા. ખુશરૂમાં વિધાતાએ જે જે માનવદુર્લભ સદગુણો મૂકયા હતા તે બધા નઠારી સોબત અને દારૂના વ્યસનથી લુપ્ત થઇ ગયા. બુદ્ધિ બગડેલી, મગજ તપેલું, ઉશ્કેરાયલું, અને હલકટ દોસ્તોની સલાહ એ ત્રણે કારણોથી આવેલા ઉછાળામાં ને ઉછાળામાં ખુશરૂ ગુપ્ત રીતે લશ્કર એકઠું કરવા લાગ્યો. ત્રણ ચાર બળવાન સેનાપતિઓનો પણ અંદરખાનેથી તેને ટેકો હતો. તેમાંના મુખ્ય અફ્ઘાન અબ્દુલ રહીમ અને સેનાપતિ હુસેનબેગ એ બે હતા.

તેઓએ ખુશરૂને બળવો કરી પંજાબ સ્વાધીન કરવાની સલાહ આપી હતી. જો પંજાબ હાથમાં આવે તો પુષ્કળ ધન, પુરતું લશ્કર ત્હેના તાબામાં આવી જાય. વળી જો રાજા માનસિંહ અને ખાન અજીજ ગુપ્ત રીતે ત્હેને મદદ કરે તો જરૂર ત્હેને વિજય મળે. અને આગરાની મસનદ ત્હેની થાય.

જહાંગીર ખુશરૂની ચાલચલણ તરફ શંકા તો રાખતો જ હતો. એવામાં દુર્જયસિંહે લાગ જોઇને પોતાની પાસેના સઘળા પુરાવા ત્હેને બતાવ્યા. તેમાંના બે પત્રોથી ખુશરૂ ભયંકર રાજદ્રોહી ઠરતો હતો. એક પત્રમાં ખુશરૂએ માનસિંહને લખ્યું હતું કે: "જો આપ મ્હારા બાબાને નજરબંદી કે કેદ કરી શકો તો, ત્હેને બેજાન કરશો નહિ. ત્હેની આંખો ફોડી નાખજો."

જહાંગીરે અનેક ઉલટપાલટ તપાસ કર્યા પછી જ્યારે તે પત્રો ત્હેને ખરા જણાયા, ત્યારે વેરનો અગ્નિ ત્હેના દીલમાં સળગી ઉઠયો. તે જ દિવસે તેણે ખુશરૂને પકડીને ગ્વાલિયર મોકલવાનો નિશ્ચય કર્યો. દુર્જય જહાંગીરના લશ્કરમાં સેનાપતી બન્યો. ખુશરૂનું રહેઠાણ દૌલતબાગ શાહીફરમાનથી બળવાન મોગલ પ્હેરેગીરોથી ઘેરાઇ ગયું.

પરંતુ ખુશરૂ છુપા વેશમાં પોતાના વંઠેલ મિત્રો સહિત એક તોફાની રાત્રે નાસી છુટયો. કોઇ ત્હેને પકડી શકયું નહિ.

બીજે દિવસે ખુશરૂના નાસી જવાના સમાચાર જહાંગીરને મળ્યા. જાસુસોથી ત્હેણે જાણ્યું કે ખુશરૂ પંજાબમાં જઇ બળવો કરશે. બળી ખુશરૂનો એક વિશ્વાસુ માણસ પકડાઇ ગયો હતો. ત્હેણે મારની બીકે બધી ગુપ્ત હકીકત જાહેર કરી દીધી. આથી મોટું લશ્કર લઇ જહાંગીરે પંજાબ તરફ પ્રયાણ કર્યું.

આ બળવામાં ખુશરૂનો પુરેપુરો અધ:પાત થયો. ખુશરૂએ લાહોરને ઘેરો ઘાલ્યો. લુટફાટ કરી ધન અને લશ્કર મેળવવા લાગ્યો. પરંતુ તેથી કંઇ વળ્યું નહિ ગોવિંદવાળાના યુદ્ધમાં હારી ખુશરૂ પકડાઇ ગયો. જહાંગીર તેને લઇ આગરા આવ્યો. ખુશરૂ કારાગ્રહમાં પડયો. કેદખાનાની શિક્ષાથીજ જો પત્યું હોત તો ખુશરૂ બચી જાત ખરો. પરંતુ તેમ બન્યું નહિ. અકબરને આપેલું વચન જહાંગીર પાળી શકયો નહિ. ખુશરૂએ એક દિવસ પોતાને આંધળો કરવાની પેરવી માનસિંહ સાથે મળી કરી હતી. તે ભયંકર પત્ર હજુ ત્હેના હાથમાંજ હતો. ખુશરૂની શિક્ષા આથી ઘણી ભયંકર થઇ. ઇતિહાસ કહે છે કે જહાંગીરે ગુસ્સાના આવેશમાં પુત્રને આંધળો કરવાનું ફરમાવ્યું. પ્રસિદ્ધ મુસાફર અને તે જ કાળનો ઇતિહાસ લેખક ટેવર્નિયર પણ ત્હેના અંધાપાની વાત પોતાના ભ્રમણ વૃત્તાંતમાં લખી ગયો છે.

આંખોનાં રત્નો નષ્ટ કર્યા પછી જહાંગીરે ત્હેને પાછી સ્વતંત્રતા બક્ષી. શાહી મહેલનો કેટલાક ભાગ તેને રહેવાને માટે અપાયો. હાય! બેરહમ બાપ? કયાં રહ્યું તેં અકબરશાહને આપેલું વચન? ત્હારો દોષ નથી જહાંગીર! દોષ એ હતભાગ્ય ખુશરૂના વિધિલેખનો? ભવિષ્યનો શહેનશાહે હિંદ, ખુશરૂ, અકબરનો પૌત્ર, શાહીબેગમની આંખોનો આરામ, મહા બળવાન રાજા માનનો ભાણેજ

ત્હેને એ અંધાપો ! ત્હેની આ હાલત ! પરંતુ એટલેથી ખુશરૂના જીવનનો અંત આવ્યો નહિ.

ખુશરૂ ત્હેના અંધાપાથી તલભારે દુઃખી નથી. પસ્તાવો પામતા શાહજાદાને ખાતરી હતી કે પાપનું પ્રાયશ્ચિત અને બાપને બેવફા થવાનો એ વાજબી બદલો હતો. ત્હેની આ અપંગ હાલતમાં સૌએ ત્હેને તજ્યો હતો. ત્હેની સાથે હતી કેવળ તે અભાગણી પિયારા બેગમ ! તથા અકબરની વિધવા રૂમીબેગમ ! રૂમીના કરૂણાજનક આગ્રહથીજ જહાંગીર ખુશરૂનું ખૂન કરતો અટકયો હતો. ખુશરૂના દિવસો બહુ દયામણા વીતવા લાગ્યા. પતિપરાયણા સ્વામીના સુખ દુઃખની સાચી ભાગીયણ પિયારાજ એક માત્ર 'અંધાની લાકડી' રૂપે હતી.

ખુશરૂ ત્હેના ઓરડાના એક જરૂખામાં બેઠો છે. આકાશમાં ચંદ્રમા શોભી રહ્યો છે. તે દિવસે પૂર્ણિમા હતી. ચંદ્રનો પ્રકાશ જમનાના પ્રવાહ ઉપર પડી રૂપેરી રસની ભ્રાંતિ ઉપજાવતો હતો. ખુશરૂ જમના તરફ જોઇ રહ્યો છે. પાણીનો કલકલનાદ ત્હેના કાનો પર અથડાઇ અપૂર્વ તૃપ્તિ આપી રહ્યો છે.

ખુશરૂ એકલોજ હતો. થોડીવાર પહેલાં ત્યાં પિયારા હતી. ખુશરૂની ઇચ્છાથી તે બીન લેવા પોતાના ઓરડામાં ગઇ હતી. કેમકે ખુશરૂ ત્હેના અંધાપામાં દુઃખી સમયમાં, પિયારાનાં ગાયનો સાંભળવામાં સુખ માનતો. પિયારા ઈશ્વરનો મહિમા બતાવતી ગજલો લલકારતી. તે સાંભળી ખુશરૂના દીલમાં શાંતિ વળતી.

ખુશરૂ ઉભો થઇ બોલ્યો: "પ્રકાશમય ! મ્હારી આંખોનો પ્રકાશ આપો. તેજોમય ! મ્હારી આંખોનાં તેજ આપો ! કેટલા દિવસોથી નીલ આકાશમાંના તારા જોયા નથી ! કેટલા દિવસોથી અનન્ત આકાશમાં વાદળાં સાથે સંતાકુકડી રમતા ચંદ્રને જોયો નથી ! કેટલા દિવસોથી ગુલાબની લાલી જોઇ નથી. ખુદા મહેરબાન! વાસનાના નાશથી, આશાના વિસર્જનથી, મનની શાન્તિ પામ્યો છું ખરો. પરંતુ હૃદયમાં ઘણીવાર હાહાકારનો ધ્વની ઉઠે છે. શયતાની પૂર્ણિમા આખરે ત્હારો શાપ ફળ્યો. જે આંખોથી ત્હારૂં રૂપ જોઇ રૂપનીશો ચડયો હતો આજ કયાં તે પાપની અભિસારીકા આંખો ! ખુદા મ્હારે કંઇ જોઇતું નથી ! પળને વાસ્તે, ક્ષણને વાસ્તે, ત્હારી કૃતિનો કુદરતનો સુંદર નમુનો જમુના કેવી જણાય છે તે જોવા દે."

તે વખતે છાયામૂર્તિની પેઠે કોઇએ આવી કહ્યું: "શું જુઓ છો શાહજાદા ?"

ખુશરૂ મંદ હાંસી હસતાં પિયારાને ગળે વળગી બોલ્યો: "હજી ત્હારી ભૂલ ભાંગી નહિ પિયારા ! હવે શું મ્હારે નજર છે ? શું જોવાનો હતો ? મગર બહારની નજર ગઇ છે. અંતરની નજર વધી છે. આ ચોમેર પંથરાયલું આલમ મ્હારી નજરે ડુબી ગયું છે. પરંતુ દિલમાં ખુદાનું તે હકીકી નૂર હવે પ્રકાશ્યું છે. આંખોની હવે શી પરવા? મ્હારા દુઃખની સોબતણ, વ્હાલી, સેવાપરાયણા, જ્યાં સુધી તું મ્હારી બાજુમાં છે ત્યાં સુધી મ્હારે આંખોજ છે !!

ખુશરૂ પિયારાને પ્રેમથી ભેટયો, તે હૃદયનું મિલન હતું, દેહનું નહિ.

**સમાપ્ત.**



આ પુસ્તક મુંબઇ મીંટ રોડ, કામા હાઉસ, "સાંજ વર્તમાન" પ્રેસમાં મી૦ પીરોજશાહ કાવસજી પઠાન પ્રીન્ટરે તેના માલેક હાજીમહમદ અલારખીયા શીવજી માટે છાપ્યું, અને હાજીમહમદ અલારખીયા શીવજીએ નં૦ ૧૮૭, ચેમ્બુઅલ ચીઠ, માંડવી પાસ્ટ, મુંબઇમાં પોતે પ્રસિદ્ધ કીધું છે.

